# કાવલાની કાંહાંણી.

## ભાગ ત્રીજો.

## એક વારતા.

બનાવનાર

**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહ બચ્ચાની સજજની," "ધીરજનું ધન યાને સંકટ અને સબુરી," "પાકીજેહ પ્યાર યાને ખુશરો અને પરીચેહર," "ફરાંમર્ઝ," "કાચાકાનની ખરાબી યાને ઝેબનેઝર અને શીરીન," "જુગાર," "કાવલાની કાંહાંણી"–ભાગ ૧લો, તથા ૨જો, "અંધારી રાત્રે મગ કાલા," "બેહેરા બેહેલાકાકા," ઇત્યાદિના કરતા.

**મુંબઈ મધે**

**ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં**

સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૮૯.

# અર્પણ.



અમારાં જે સર્વ વાંચનારાંઓ અમોને અમારાં સઘલાં પુસ્તકોમાં કદરદાંની ભરેલો આશરો આપતાં આવ્યાં છે, અને જેઓએ અમારી અદના વારતાઓ અને નાટકોની ચોપડીઓ નીતીમાન, ચાનક આપનારી અને અતી ઘણી રસીલી તરીકે સ્વીકારી અમોને હુમેશ ઇનસાફ આપ્યો છે, તેમનાં અમો તરફનાં એ ચાલુ હેસાંનની એક નોંધ તરીકે આ નાઘલું પુસ્તક તેમને ઘણાં માન સમેત અર્પણ કરીએ છીએ.

જાનેવારી ૧૮૮૯.

બ. ન. કાબરાજી,

બનાવનાર.

" But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise.
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.

"કાવલાની કાંહાંણી"એ અમારાં "ફુરસદ" ચોપાં-ન્યાની કટારો મારફતે અને તેના જુદાં પુસ્કત રૂપે અત્યાર વેરમાં જે બે ભાગો પ્રસિદ્ધ થઇ ચુક્યા છે તે મારફતે ગુ-જરાતી વાંચનારી શોકીન આલમમાં ભારે પ્રસંસાનો એવો તો ફતેહમંદ ઘોંઘાત મચાવ્યો છે, કે એ વારતાની ફતેહમાં જે બન્યું છે તે અમારી વકી ઉપરાંત બન્યું છે એમ જાહેર કરવાને અમને ખુશી ઉપજે છે. એ લંબાણ વારતા અમો ચાર ભાગમાં વેંહેંચનાર હતા, પણ અમને ભય છે કે ચાર નહીં પણ તેના પાંચ ભાગો અનીવાર્ય અમને કરવા પડશે, અને દર વરસ એક કે બે નીતીમાન અને રસીલાં પુસ્તકો પ્રગટ કરવાને અમારાં કદરસનાશી ગ્રાહકોના માનભરેલા આસરામાં ઉતેજન પાંમી અમોએ આજ વરસોથી માંથે લીધું છે તે આસરાને એ એક જયાદા ભાગ જરાબી ભારી પડવાનો નથી એમ માનવાને અમને વિશ્વાસ છે.

જાનેવારી ૧૮૮૯.

બ૦ ન૦ કાબરાજી,

બનાવનાર.

# સાંકળીઉ:



૩૫૯૪

# કાવલાની કાંહાંણી.

## ભાગ ત્રીજો.

## એક વારતા.

### પ્રકરણ ૮૫ મું.

### મારી દસમી નોકરી.

બીજે દને મેં આપેલા વાયદા મુજબ સહવારનાં પોહોરમાં હું કડક કોરજી શેઠની ખીદમતમાં હાજર થયો, અને એ મારા નવા શેઠનાં ઘરમાં એક કલાકમાં તો હું નવોજુનો બી થઈ ગયો. પેલી કામ કરનારી આવાં સુમારે ૪૫ થી ૫૦ વરસની ઉંમરની એક અબલા હતી. તે મારા જોડે ઘણી જલદી મલી ગઇ, અને કુંવરજી શેઠની તે ઘણીક તારીફ કરવા લાગી. તેણીએ કહ્યું કે કુંવરજીને વાસ્તે પેહેલી નજરે જે ખરાબ વીચાર બેસી જાય છે તે રેહતે રેહતે તેના સ્વભાવ સાથે એખલાસ થયા પછી દુર થયા વના રેહેતો નથી એવો તે ભલો, સખી અને મોટાં મનનો છે. તે એક મોટો ધનવાંન શેઠયો કેહેવાતો હતો, અને લોકો તેને કંજુસ જાહેર કરતાં હતાં, પણ તેનાં ઘરમાં ખાવા પીવાની કે પેહેરવા ઓઢવાની જરાએ કંજુસાઇ હતી નહી. ટુંકમાં, પેહેલેજ દીવસે મારી ખાત્રી થઇ કે હું ઉતાવલે મત બાંધી આ નોકરી નાકબુલ કરતે તો એક સુખની નોકરી નાહક ખોઇ બેસતે. મારૂં કામ બી જે હતું તે ઘણું જુજ અને સગવડભરેલું હતું, અને તે કરવા ઉપરાંત પુશકલ વખત મારાં ખાંનગી વાંચણ અને અભ્યાસ માટે મારા પાસ ફાજલ પડતો.

એ રીતે મારા નવા શેઠનાં ઘરમાં ઠર પડવા પછી મેં તુરત એક કાગલ લંબાણથી લખી નસીરાબાદ નસરવાંનજી શેઠપર નાંખ્યો. મેં તેમાં જણાવ્યું કે તેઓએ મેહેરબાનીની રાહે મેલવી આપેલી સોહલાપુરની નોકરી હું તોરછોડ કરી મુકી આવ્યો તેથી તેઓએ મારે માટે કશું હલકું વીચારવું નહીં, કેમકે મારા છેલ્લા શેઠ સોહલાપુરવાલાએ એક જવાંન અબલાને પૈસાને ખાતર ગેરઈનસાફી જાસ્તીથી કેદ કરી મેલી હતી તે હું તાંમોશ કરી શકયો નહીં. હયાં ખુરશેદના બાબમાં જે બન્યું હતું તે સઘલું મેં લખ્યું, (જોકે વાંચનારને કેહેવું પડશે નહીં કે ખુરશેદને હું આગલથી ઓલખતો હતો એવો કશો એકરાર મેં કીધો નહીં). એ કાગલનો નસીરાબાદથી જે જવાબ ફરી વલ્યો તે બી ઘણો ખાત્રીપુરવક હતો. મારા ભલા શેઠે સોહલાપુરવાલાની તે ચાલ ઉપર ઘણોક ફીટકાર વરસાવી લખ્યું, અને મેં તે બાઈને છુટી કરવા મારી નોકરીનો ભોગ આપ્યો તેથી તેઓએ મારી વધતી વખાંણ કરી.

નસીરાબાદ ખાતેનાં કાગલની સાથેજ મેં એક કાગલ સોહ-લાપુરવાલાપર બી લખ્યો, ને મારાં કપડાં ચપડાં તથા સામાનની પેટી જે હું તેને ઘેર તૈયાર બાંધીને મુકી આવ્યો હતો તે મને મોકલી આપવા મેં જણાવ્યું. મેં વધારે લખ્યું કે તેની ચાલ માટે તેને ઉઘાડો પાડી સજા કરાવતાં હું એટલાજ માટે અટકું છું કે મેં તેનું નીમક ખાધેલું છે, અને તેથી વધારે ખટપટ મટાડવા તેણે મારો સરંજામ એકદમ મને મોકલી દેવો. આ કાગલના જ-વાબમાં મને સેહેજ દીવસમાં મારો સરંજામ (મારી સઘલી એકઠી કરેલી અનામત પુંજી સહીત) થાવો મલ્યો, અને તેથી હું ઘણો ખુશી થયો.

મારાં કામમાં મુખ્ય કામ મારા શેઠ આગલ પેપરો વાંચવાનું હતું. તે મુંબઇનાં અને હેદરાબાદનાં જાંણીતાં ગુજરાતી ઈંગ્રેજી પત્રો ખરીદ કરતો, ને તે સઘલાં અવલથી આખેર સુધી વંચાવતો. એ ઉપરાંત તે અવારનવાર મુંબઇ ખાતેના પોતાના ખાસ સોલી-સીટરોપર કામકાજનાં કાગલપત્રો લખાવતો, જેથી મેં જોઇ લીધું કે મુંબઇમાંજ નહીં પણ બીજાં ગામોમાં પણ તેની પુશકલ મીલકત હતી. તે પોતાનાં ઘરબારની મીલકત વીશે લખાવતાં ફક્ત "મકાંન" બોલ મોગમમાં વાપરતો, જેથી હું સમજી નહીં શકતો કે

તે નાના ઘરો હતાં કે મોટા બંગલા હતા. તે કાગલોના જે જવાબો આવતા તે તે મારા પાસ નહીં વંચાવતાં પોતેજ વાંચી લેતો, અને પછી રખે મારા હાથમાં તે આવે માટે સંભાલથી તીજોરીમાં ઉંચા કરતો !

તેનો દયાલુ ખવાસ બી મેં ઘણો જોયો. કોઇબી પેપરવાલો જો કશુંબી ફંડ ઉઘાડે તો તેમાં છુપે નામે તેની મોટી સખાવત ગયલી છેજ સમજવી. જો કોઇબી દુઃખની ફરીઆદ તેના કાંને આવે તો પેહેલાં તો પોતાના સદાના સરેસ્તા પ્રમાણે 'ઢોંગ છે,' 'દગો છે'–'ભોલા લોકોને નીચવવાનું કાવત્રું છે' વગેરે વગેરે ખુબ બખારે, પણ આસ્તે આસ્તે બોલતાં બોલતાંજ નરમ થઇ જઇ તે છુપી રવેસે સખાવતની રકમો મોકલી તે લોકોને અચરત અને દુઃખમુક્ત કરતો.

એવી રીતે મને એ મારા શેઠની નોકરીમાં બે માસ ગુજરી ગયા, અને તે અરસામાં તેનો સ્વભાવ સાચવતાં હું બરાબર શીખ્યો. તેની એક એબ હતી અને તે હઠ હતી. જો તે ચાંદને ભુલથી સુરજ સમજે, અને પછી તેની ખાત્રીબી થાય કે તે ચાંદ છે તોબી તે સુરજ કેહેવાનો, અને તેની ભુલ જે બતાવા જાય તેની કમબખ્તી! તે તેઓ સાથ અતી ઘણો ખીજવાઈ પડતો, ને વાત બેહેકે તો નીઝામના સો સ્વારો ને ચાબકાના મારની તુરત ધમકી આપતો.

એક દીવસ હું તેના આગલ હેદરાબાદ ટાઇમ્સમાં દાંગવાલા આરબને લગતું કેટલુંક લખાંણ આવેલું હતું તે વાંચતો હતો. તેમાં જણાવેલું હતું કે હાલ તે ફરામજી તેહેસીલદાર બંદીખાને હતો, અને આવતે માસ હજી તેની ધારાથી તપાસ થનાર હતી. તેની માલ મીલકત સઘલી જપત કરી લેવામાં આવી હતી અને તેની સામે ફકત પેલા સરકારી નોકર દીનશાહજીને લુટવાનોજ મુકરદમો રજુ થયો હતો, ને હજી બીજા કેસો માટે પોલીસ તલાસમાં હતી. વલી તે પેપરમાં લખ્યું હતું કે તેની નેકજાદ બાનુ પોતાના ભરથારની આ આફતથી એટલી હેરાંન બની ગઇ હતી કે તે પોતાની કંગાલ્યત વચ્ચે તેણીએ ખાવા પીવાનું વટીક છોડી દીધું હતું, અને જો બીજી દયાલુ દીલની અબલાઓ તેની સંભાલ ન લેતે તો જે બે મહીના તેણીનો ભરથાર બંદીખાનાંમાં હતો તે અરસામાં તે બાપડી ભુખમરાથીજ પુરી થઈ રેહતે.

"શું?" કડક કોરજીબાએ નેણ ચઢાવી પોકાર માર્યો, "એક લુચ્ચા લુટારાની બઈરીપર દયા કીધી? અરે લ્યાનત પડી તે દયાના

કરનારાંઓપર ! અરે એ તો પાપમાં ઉતેજન થયું. એ તો બદીને વધારી આપી. કેમ બચ્ચા કાવલા, આગલ વાંચવુંચ કે નહી ? શાંનુ મારા સામે એમ કાંગલો થઈને જોયછે? શું તું જાંણે કે હું તે એબલગાંમણી અબલાપર દયા કરૂં ? કદી નહીં, મરી જાંઉં તો નહીં. બસ બસ ચલાવ આગલ. ભુખમરો પડયો તો સારૂં કે મરી જતે ને રસ્તો આવતે. એટલે કાવલા, તું મારી કોથલીપર શાંનું ટીક્યા કરેછે! કાંઇ તફડાવાની મનછા છે શું ? લાવરે તે અહીં."

મેં મુંગે મોંઢે તે ઉઠીને આપી ને જાંણે હું તે ખાઈ જતો હોઉં તેમ તે તેણે મારા હાથમાંથી ઝુંટીને લીધી. તે પછી તે બખારતો ગયો અને તે કોથલીમાંથી નોટોના કટકા કાઢતો ગયો. ગાલ દેતો ગયો અને સખાવત કરવાનાં પગલાં લેતો ગયો. અંતે રૂ. ૧૦૦૦ ની કીંમતની નોટો કાઢી મને ફફડેલે સાહદે તે બંડલ આપતાં કહ્યું, "લેરે દુકતા, ને જો દયા ઘટતીજ હોય તો દયા પોંહોંચતી કર."

"કોણને આપું સાહેબ," મેં બીહીતાં બીહીતાં પુછયું, "પેલા દાંગવાલા આરબની-ફરાંમજી તેહેસીલદારની દુઃખી બયરીને?"

"એટલે, એ આએ દુકતાનું માંથુ કાંહાં ખીસી ગયું," તે દોસાએ ચીચવાઇ-લગભગ ચીચ્યારી પાડીને કહ્યું, "તેને નહીં તો કોણને તારા બાપને આપવા જવાનો છે! જા દોડ તેને આપી આવ, ને જોરે, તેની આગલ મારૂં નામ ના દેતો, ખબરદાર !"

એક ભલું કામ કરી શકવાના હરખભર હેતુથી હું મારા શેઠનાં ઘરમાંથી બાહેર પડયો. તેણે આપેલા બક્ષેસ પૈસા મારાં ગજવાંમાં હતા, ને તે મારે ફરાંમજી તેહેસીલદારની સંકટમાં આવી પડેલી બાયડી માંણેકને સપુરદ કરવાના હતા, પણ તે માટે હું પાછો સોહલાપુરવેર જાઉં તે ન બને માટે હું પેલાં પતરવાલાનીજ આફીસમાં તે રકમ ભરવા ગયો. ત્યાં જતાં મને સારે ભાયગે ખબર પડી કે ચોકસ કારણોના સબબે મજકુર બંધવાને હેદરાબાદનીજ જેલમાં લાવવામાં આવ્યો હતો, અને તેથી માણેકબી ત્યાંજ આવી રહેલી હતી. આ તો સૌથી સરસ સગવડ મને મલી ગઇ. મેં તે આફીસમાંથી તે કમનસીબ અબલા જે ઘરમાં રેહેતી હતી તે ઠેકાંણું લીધું, ને પછી હું ત્યાં ગયો.

---

# પ્રકરણ ૮૬ મું.

## માંણેક.

હેદરાબાદમાં એક સૌથી મીસ્કીન મોહલ્લાનાં એક નાનાં ઘેરમાં. માણેકે ઉતારો કીધો હતો. હું ગયો ત્યારે તે ઘરમાં ન હતી, પોતાના કમબખ્ત ધણીને સધ્યારો આપવા તે તેને જેલમાં મલવા ગઇ હતી, પણ તે મેલાપનો વખત પુરો થવા આવેલો હોવાથી તે થોડાજ વારમાં પાછી ફરશે એમ મને ખબર કરવામાં આવી એટલે હું થોભ્યો. તે અરસામાં મેં જાંણ્યું કે તે બાપડીપર પૈસાની તાંણના સબબે અનેક તરેહનાં સંકટો પડતાં હતાં, અને પરગજુ પાડોસીઓની મેહેરબાંનીને તે ઘણી ખરી આધારે હતી.

થોડા વારમાં તેણી પોતે પાછી ફરી, અને તેનામાં પોતામાં જે દુ:ખભરેલો ફેરફાર થઇ ગયો હતો તે જોઇ હું અચરત તેમજ દુ:ખી થયો. તે મને પોતાના ઓરડામાં લઇ ગઈ, અને સામી મારી ખબર અંતર પુછવા લાગી.

"તારી ઘણી મેહેરબાની છે બેરાદર કે તું અહીં તુલક મને મલવા આવ્યો," તેણીએ ગમગીન શરોદે કહ્યું. "મારા ખરાં દીલનાં દુ:ખ વચ્ચે તું જેવા દોસ્તોનો મેલાપ અતી ઘણો સુખ ભરેલો થઈ પડે છે. મારા ભરથારની સામે ફક્ત એકજ મુકરદમો છે ને તે પેલા દીનશાહજી સરકારીનો છે, પણ એ એકમાંથી બી તે સલાંમત નીકલી આવે એવી કશી આશા નથી ને તેથી રાતદીન હું અતીઘણી બેકરારીમાં રહું છુ."

"એ દીનશાહજી સાથે મને કાંઇક પીછાંણ છે," મેં કહ્યું, "અને તેથી તેના જોડે જો મારો મેલાપ થશે તો હું ખસુસ કરીને તેને તેનો કજીઓ કાઢી નાંખવા અથવા તેની ફરીઆદમાં નરમ થવા અરજ કરીશ."

"ઓ ત્યારે તો કેવી મેહેરબાંની," માંણેકે ઘણી આરજુમંદ થઇને કહ્યું. "બા કાવસ, તું મને તદન પારકો છતાં—એક ગરીબ નોકર છતાં મને મલ્યોછ ત્યારથીજ મારા તરફ એવી દીલસોજી બતાવેછે કે તેનું હેસાંન કેવી રીતે વાલવું તે મારાથી સમજાતું નથી. ખુદા તુંને નસીબવાંન કરો, ને સદા સુખી રાખો એજ તારે માટે મારાં ખરાં દીલની દુવા છે."

"નાણાં સંબંધી તમારામાં થયલો મોઠો ફેરફાર જાંણીને હું અતીઘણો દલગીર થતો હતો," મેં કહ્યું, "અને તેથી તેમાંથી તમોને મદદ થવાને ખુદા મને શકતીવાન કરે છે તેથી મને ઘણો સંતોશ થાય છે. આ રૂ. ૧૦૦૦ની એક રકમ—"

"નહીં નહીં ભાઈ કાવસ," માંણેકે ઘણા ઠંડાવથી કહ્યું, "હું ભુખે મરશ તે પાલવશે, પણ ખરી મેહેનતે અને પરસેવાથી પેદા કરેલા તારા પૈસાની ટુંક પુંજી ઉપર હું તડાપ મારી શકશ નહીં."

"એ પૈસા હું જે આપવા કરૂં છું તે હું કસમપર કહું છું કે મારા નથી," મેં વિશ્વાસ આવે તેમ કહ્યું. "એક ત્રાહીત ઘણી કે જેણે પોતાનું નામ જાહેર કરવાને મને ખાશ મના કરેલી છે તેની એ બક્ષેસ છે, ને તે તમો આંનું આવા બતંગીના વખતે ના નહીં પાડો એવી મારી ઓરજખાહીભરી અરજ છે."

"જો એમજ છે તો હું તે લેઉં છું," માંણેકે હેસાંનનાં આંસુઓ રડીને કહ્યું, "અને મારા હજારો ઉપકાર–ખરાં દીલની–ખરી લાગણીઓની હજારો દુવા તે નેકજાદ સખી નરને તું મારી તરફથી પોંહોંચાડજે, અને તું ભલો બેરાદર–તુંબી તે દુવા કબુલ રાખજે, કારણ કે એ નાણું લાવી આપવામાં તારી ઓછી કાલજી અને કદરદાંની હું સમજતી નથી."

"મેં ફકત એક મારી પાક ફરજ અદા કીધી છે," મેં કહ્યું.

"મારો ભરથાર તારી આ નેક ચાલથી અતી ઘણો હેસાનમંદ થશે," માંણેકે કહ્યું. "અમો જે સંકટમાં આવી પડયાં છીએ તે અમારી કરણીની સજા છે એમ અમો સમજીએ છીએ, અને તોબી તમો તરફની મદદ અને મેહેરબાનીમાં હજી તે કીરતારની રેહેમનજર અમો જોઇએ છીએ. ભાઇ કાવસ," માંણેકે દુ:ખથી વધારયું, "તુંને મારી કાંહાંણી શું કહું? પણ તારામાં મને વિશ્વાસ છે, અને તેથી તુંને તે કહી દેવાથી મારી છાતીને ખલાસી મલશે."

ત્યાં તે જરા થોભી અને આંખમાંથી જબરીથી નીકલી પડતાં આંસુઓ લુછીને તેણીએ પોતાની વીટક વીગતો કેહેવા માંડી:—

"મારા ધણીનું નામ ફરાંમજી તેહેસીલદાર નથી. એ તો ખોટું ધારણ કરેલું નામ છે. મારાં માતા એક ઘણાં ધનવાંન અને વગવાલાં ખાનદાનનાં હતાં. તેવણે મારા બાપ સાથ પરણવા માંગ્યું તે બારીમાં મારા બાપની હાલત નાણાં સંબંધી ઘણી માંઠી હતી

માટે તે વીશે મારાં માતાને તેનાં વાલીઓની સખત મના થઈ. મારી માતા આ મનાથી સમજી નહીં ને પોતાનાં વ્હાલાંઓનો આસરો તજી તે મારા બાપ સાથ જતી રહી, અને પરણીને કરાંચી જઇ રહ્યાં. ત્યાંજ મારો જનમ થયો. એમ થવાથી મારી માતાને તેનાં સગાવ્હાલાંઓએ તમામ નીવારી મેલી.

"જ્યારે હું ચૌદ વરસની થઈ ત્યારે મારા પીતા હક થયા ને મારી માતા તે પછી મને લઇ મુંબઈ આવી. ત્યાં આવી પોતાનાં સગાંવ્હાલાંની મદદ મેહેરબાંની મેલવવાને તેવણે બનતું કીધું, પણ તેમાં તેઓ ફાવ્યાં નહીં, અને હલાક થઇ મારગે લાગ્યાં. તે સેવટની ઘડીએ તેવણના ભાઇને તેવણની દયા લાગી ને તેઓ અમારે ત્યાં આવ્યા, અને મારા માતાને ગુજરવાને ચાર દીવસ થયા પછી મને પોતાનાં મકાંનમાં લઈ જઇ રાખી. તે મકાંન એક મોટો મેહેલ હતો ને મારા મામાના પૈસા અને મોટાં નામનો તેણે મને સારો ખ્યાલ આપ્યો. એ મકાંનમાં મારા મામાની મેહેરબાંની વચ્ચે હું કેટલાંક વરસ રહી, પણ તેવણના સ્વભાવથી તદન કંટાલી ગઈ. તેવણને દરેક વાતમાં રાજી રાખવાનું મારે માટે એટલું મુશકેલ થઈ પડયું કે કેહેવાની વાત નહીં. તેવણ દીલના દયાલુ તો હતા પણ જરા જરામાં છેરાઇ પડતા, ને ત્યારે તેવણને સમજાવીને શાંત કરવાને મને અતી મુશકેલ પડતું. એવા વખતમાં રૂસતમજી મોદી નામના એક પારસી સાથે મને અચાનક પીછાંણ પડી. તે પીછાંણ વધતી ચાલી, અને એક બરગસ્તે વખતે મારી માતાનુંજ ઉછાછલું અને નાદાન પગલું મેં લીધું. મારા મામાનો આશરો હું તજી ગઇ, અને રૂસ્તમજી મોદી સાથ છુપાછુપ પરણી. પરણ્યા પછી મેં મારા મામાને સમજાવીને એક કાગલ લખ્યો પણ તે તેણે વાંચીને એક પરબીડાંમાં બીડી મારાપરજ પાછો મોકલી આપ્યો. એમ થવાથી મેં જોયું કે તેના તરફથી મદદ કે મેહેરબાંની મેલવવાની હવે તદન આશા રહી નહીં.

"મારા ધણી પાસ પાંચ પઇસાનો જીવ હતો ખરો, પણ તે અમોએ એવા ખરચાલ હાથે ખરચી ખાધો કે જલદીજ અમો ખાખાવરખાં થયાં. ખરૂં કહું તો મારા ધણીએ તે સઘલું ઉદાર પણ ઉદાઉ હાથે મારાપરજ ખરચ્યું. તે મને પોતાના જીવથી જ્યાદા ચાહતો હતો, અને તેથી મારાપર પાપરીની પેઠે મગરૂરી સાથે પૈસા વેરતો હતો.

"અંતે કરજદારીના વાંક માટે તેના માંગનારાઓએ તેને પકડીને કેદખાંને નખાવ્યો. તે વખતે મેં મારા વાંકની માંફી ચાહી એક ઉપર એક એમ બે કાગલો મારા મામાપર લખી તેની દયા માંગી લીધી, પણ તે બેઉ કાગલ તેણે વગર દયાએ મારાપર એક હરફ બી લખી મોકલવા વના પાછાં બીડી દીધાં. એવે વખતે મારૂં શું થતે તે મને ખબર નથી, પણ એક રાત્રે અચાનક તક મલી જવાથી મારો ભરથાર બંદીખાંનાંમાંથી નાહસી આવ્યો ને અમે તેજ રાત્રે મુંબઇથી નાહસી ગયાં. તે પછી અમો ઠેકાંણે ઠેકાંણે નાહસતાં ફરયાં, તે છેલ્લે ફરાંમજી તેહેસીલદારને નામે અમો સોહલાપુર જઈ રહ્યાં. પેહેલી બારીમાં મારા ધણીની ધરપકડને વાસ્તે ઘણી દોડ થઈ, પણ અમોએ સરકારને હાથતાલી આપી ને ખુદાની મેહેરબાંનીથી બચી જઈ શકયાં.

"ત્યાર પછી મારાપર ભુખમરાનું સંકટ આવી પડતું અટકાવા જ્યારે બીજો કશો ઉપાય નહીં રહયો ત્યારે મારા ભરથારે લુટફાટનો ધંધો હાથ કીધો. તે કોઈના જીવને જરાબી હરકત પોંહોંચાડતો ન હતો, પણ ફક્ત બીધરાવી દબરાવીનેજ લઇ આવતો હતો. મેં એ ધંધાથી હાથ ઉઠાવા તે વ્હાલાને ઘણોબી વીણવ્યો, પણ બીજો ઉપાય નહીં હતો એટલે તેણે મારૂં માન્યું નહીં. એક વખત એજ દીનશાહજી સરકારીની ગોલીથી તે મરતો મરતો સેહેજમાંજ બચ્યો. આએ આખી દુન્યામાં એ મારો એખલો આધાર છે, કેમકે મને બીજા કોઇનો કશો આશરો નથી. મારા મેહેરબાંન માનાનો સાહયો તજી આવવાનાં પાપની સજામાં મેં અત્યાર વેરમાં પુરતું વેઠયું છે, ને હજી પછી મારાપર શું શું વીટનાર છે તે કોઇને ખબર નથી."

માંણેકબાઇ એટલું બોલી રેહેતાં નવધાર આંસુએ રડી પડી, અને મેં તેને ઘણોક દીલાસો દીધો. છેલ્લે હું તેની રજા માંગી ત્યાંથી જવા ઉઠયો ત્યારે તેણીએ પોતાની જે કાંહાંણી મને કહી સંભલાવી હતી તે તદ્દન ખાંનગી રાખવાની અરજ કરી, અને હું તેને તેમ કરવાની કબુલાત આપી તેનાં ઘરમાંથી બાહેર પડયો.

મેં કોરજી શેઠને જઈ તે સઘલો રીપોર્ટ કર્યો. તે બાઇને હું સોધી કાઢી શકયો ને તેને નાણું સપુરદ કરી દીધું તે સઘલું મેં કહ્યું, તથા તેણીએ હેસાંનમાં જે હજારો દુવા કેહેવાડી હતી તે બી કહી.

"હા પણ દુકતા તેં મારૂં નામ તો તે કોઇ ધણીમુઇને નથી કહ્યું ની?" કોરજી શેઠે ચેનની પેઠે ચીચવાઇને પુછયું.

"નહીં મુરબી સાહેબ," મેં કહ્યું, "જોકે તમારૂં નામ કહી દેવાને મારૂં મન તો ઘણું લલચાયું. તમો જેવા ખરા સખી શેઠયાઓની સ્તુતી કરવી એબી એક સંતોશ અને ખુશાલી છે."

"બસ બસ લુચ્છા, ચોર, ઠગારા," કોરજી શેઠે ચીરડાઇ—ખીજવાઇને બુમો પાડી. "તારી દરકાર શું કે એટલી લાંબી ટુંકી પટપટ કરે? તું મારો નોકર છે કે મારો શેઠ છે, હરાંમખોર? મારી બી ભુલ થઇ ની કે નસીરાબાદ પેલા નસરવાંનજી નાણાવતીને પુછ પુછાવ કીધા વગર તુંને રાખ્યો."

"પણ સાહેબ હજીબી કાંય નહીં લખીને તમારી ખાત્રી કરતા?" મેં અરધું હસીને—અરધો ગંભીર બની કહ્યું.

"એટલે?" કોરજી શેઠ મને મારવાજ ઉઠતા હોય તેમ ખુરસીમાં ઉછલી ઉઠી બોલ્યા, "તું મારા જીવનો ધણી છે કે બચ્ચા? હું તારા બાપનો પગાર ખાઉંછ કે, ચોર? લખશ તો મારી મરજી નહીં લખશ તોબી મારી મરજી, તારી તાકાત શું કે તું વચ્ચે તું કરીને તુકારો બી કાઢી શકે? પણ તપાસજે હો બચ્ચા, એક વખત જો લખ્યું ને જવાબમાં જણાયું કે તેં મને ઠગ્યો તો પછી નીઝામના સો સવારો ધરધર કરતા ઘોડે ચઢીને આવેલાજ છે, ને તુંને પકડીને સો ચાબકાનો—"

"પણ સાહેબ આપણે પેલી ગરીબ બઇરીની વાત કરતા હતા," મેં યાદ દેવડાવી વાત ફેરવાવી.

"હા તેનું શું?" કોરજી શેઠે કાંઈક કાલજીથી પુછયું. "તે ગરીબ—અરે પણ ગરીબ શાંની? તે લુચ્છી બઇરી પોતાનાં પાપ માટે પસ્તાયછ કે નહી?"

"ઘણીજ પસ્તાય છે, સાહેબ," મેં કહ્યું. "તે અતી ઘણી દુ:ખી છે, ને તેને તમો જેવા શેઠયાઓની ઘણી મદદ ઘટેછે."

"બસ જા નીકલ મારી સાંમેથી, કાલું કર તારૂં એકદમ," કોરજી શેઠે ગગડાટ કીધો. "જા ઉભો ના રેહે, દુર જા અહીંથી અને—અને છેક બપોરનો ભુખો છે તેથી પેટ ભરીને જમી લે."

હું તેની હજુરમાંથી બાહેર નિકલ્યો ત્યારે તેનાં ચગડોલપણું વીશે મારાથી હસ્યાવના રેહેવાયું નહીં. તેણે 'જા' ને 'કાલું કર,

વગેરે પોકારો મારયા ત્યારે હું ગભરાયો કે તે મને નોકરીએથીજ કાઢી મુકે છે, અને વાંચનાર જોશે કે તે બધી ધામધુમ મચાવી તેણે મને સજા કીધી ત્યારે તે તો પેટ ભરીને જમવાની! એવા ખરા દયાલુ પણ કાતરીયાંના ખરેખરા ઘસેલા દોસાઓ જેટલા જોઈએ એટલા મલી આવે છે.

ફરાંમજી તેહેસીલદાર-દાંગવાલા આરબની તપાસનો વખત હવે માંથે આવતો હતો, અને તેની આગમચ મારે માંણેકબાઈને આપેલા કોલ મુજબ પેલા દીનશાહજી સરકારીને મલીને બંધવાને માટે દયા માંગી લેવી હતી. એ વાતને વાસ્તે હું એટલો ખંતી અને આતુર હતો કે તે ઉપર હું પોતે અચરત થતો! માંણેકનાં દુઃખમાં હું એવી દીલસોજી ને દયાથી ભાગ લેતો હતો કે તે કયા કુદરતી હાવભાવે બનતું હતું તે સમજવાને મને ગુંચવાડો પેદા થતો. શું માંણેક મારી કોઇ સગી થતી હતી? એ શું કાંઇ સગપણનું—દીલનું ખેંચાંણ હતું?

---

## પ્રકરણ ૮૭ મું.

### દીનશાહ સરકારી.

દાંગવાલા આરબ—ફરાંમજી તેહેસીલદાર-હજી વધારે ખરી રીતે ને ખરાંજ નામથીજ બોલ્યે તો રૂસતમજી મોદીની તેણે ત્રણ વરસ્વેર સોહલાપુરમાં ચલાવેલી લુટફાટ માટે ધારાથી તપાસ થનાર હતી, અને ઇનસાફ હંમેશનો મોંઘો અને ધીમો છે એટલે તે કેસ રજુ થવા પેહેલાં ઉપર કહ્યું તેમ કેટલોક વખત નીકલી ગયો. વાંચનારે યાદ રાખવાનું છે કે તેના સામે ફકત એકજ વાંક રજુ થયલો હતો. તેણે ત્રણ વરસના લાંબા અરસામાં ઘણાંકોને હલાક તો કીધાં હશે, પણ દીનશાહજી સરકારીના જેવા તેનાં માંથાના ભાંજનારા મગજના ફેરાવનો વધારે નીકલ્યા નહીં, એટલે તેનાં ખરેખરાં સુભાગ્યે તેના સામે વધુ મુકરદમાઓ ઉભા થયા નહીં, અને તેથી એ એકજ મુકરદમા સામે તેણે લડવાનું રહ્યું હતું.

પણ એ હીણભાગ્યના પારસીની મને ખાસ કરીને તેની વફાદાર મોહરદારને ખાતર અતી ઘણી દયા આવતી હતી, અને દીનશાહજી સરકારી સાથની મારી કાંઇક પીછાણની મારફતે જો હું

તેને સમજાવી તેણે નાંખેલો એ મુકરદમો પાછો ખેંચી લેવાડી શકું તો બહુ સારૂં થાય એમ મને લાગ્યું. એટલા માટે એ દાંગવાલા આરબના કેસને લગતી સઘલી હકીકત પેપરોમાં હું ઘણાજ રસથી વાંચતો, અને કડક કોરજી શેઠને પણ એ વાતમાં એટલો રસ મલતો કે તેઓ ઘણી કાલજી ને ઘણી દયાથી એ હકીકતો ખંતીપણે વંચાવતા હતા.

અંતે મને ખબર પડી કે દીનશાહજી સરકારી અમારાં શેહેરમાં આવેલો હતો કેમકે હવે એ મુકરદમો રજુ થનાર હતો, એટલે તે ક્યાં ઉતરયો હતો તેની ખબર મેલવી હું તેને મલવા જવા મારા કડક શેઠની એક દીવસ રજા લેવા ગયો.

"એ આએ દુકતાનું માંથું ફરી ગીયુંચ," તે મારી અરજ સાંભલી લઇ અરધું મનસે અને અરધું મને સંભલાવતો બોલ્યો. "અરે પણ સત્યાનાશના ગીએલા, તે કોઇ કમબખ્ત લુટારો મરે કે તેની રાંડ મરે તેમાં તું કાંએ સાથે તણાઇ મરવા માંગેછ? તે શું તારો બાપ કાકો છે કે તેની રાંડ તે તારી માય માસી છે કે તું એમ અફરાઇ ઝીખાઇને મરેચ!"

"મુરબ્બી સાહેબ," મેં પટાવીને કહ્યું, "તેઓ બંને પોતાનાં પાપની ખરાં દીલથી તોબા બોલેછે, ને તેવા વખતમાં તેમને સુધરવાની જો તક કે જોગવાઇ મલે તો તેઓ જરૂર સુધરે, ત્યારે એવું એક પુનનું કામ કાંય નહીં બજાવ્યે?"

"હેં!" કોરજી શેઠે વલી ચીચવાઇને બુમ પાડી "એ તો જાંણે મારા સામે પાદરી થઇને ધરમ બોધ કરવા ઉભોછ! અરે નીકલ, જા, મોંનુ બાર, કાલું કર મારી સામેથી, ને જો જેમ બને તેમ જલદી પાછો મરજે."

મને રજા મલતાંજ હું મારા શેઠની હજુરમાંથી બાહેર પડયો—જોકે તેની રજા આપવાની ઢપ ઉપર વાંચનાર અચરત થયા વના રેહશે નહીં. પણ મારે અચરત થવા જેતું તેમાં કશું હતું નહીં. તેની એ ચડેલી ઢપ મને માફક આવી રહી હતી, અને તેના બાહેરથી ખીજવામલા ખવાસ હેઠલ તે મારો દયાલુ દીલગુરહે ખુશીથી પસંદ કરતો હતો તે હું પ્રગટ જોઇ શકતો હતો.

દીનશાહજી સરકારી મને નહીં ધારેલી રીતે મલવાથી મને જોતાં અતી ઘણો ખુશી થયો, ને મને ઘણો સારો આવકાર આપ્યો.

એ પછી જે હેતુથી હું તેના પાસ ગયો હતો તે મેં તેને કહ્યો, ને તે સાંભલી તે અતી ઘણો અચરત થયો. એવા એક લુચ્છાની હીમાયતે હું નીકલી પડશ એવી તેને સ્વપ્ને બી વકી ન હતી, ને તેથી પ્રથમ તો તે મારી સમજાવતો સામે એકનો બે નહીં થયો. તે લુચ્છાને જેટલી બને એટલી સખત સજા કરાવાનો તેનો તો ઓસ્તવાર ઠડાવજ હતો, ને તેથી તો તે તૈયાર થઇનેજ આવ્યો હતો, પણ મેં તેને ઘણીક મીનતજારીઓથી સમજાવ્યો, ને છેલ્લે ઘણી મુશકેલાઇએ તે ઠેકાંણે આવ્યો. તે બચાવ કરવા લાગ્યો કે એ લુચ્છા પારસીએ બબે મરતબે તેને સતાવ્યો હતો, ને જો એકાદ વાર તે તેનો જોખમ લુટી લઇ શકતે તો સરકારમાં તેને તો તે નાણાં પગાર કરવાંજ પડતે, ને તે ઉપરાંત તેના ઉપર કદાચ નાણાં ઉચાપત કરવાનો નાંક વટીક આવતે! એ સઘલું છતાં મેં તેને માંણેકને ખાતર અને છેલ્લે દયાને ખાતર—દયા કે જે ફક્ત એક ઇશ્વરી આશીરવાદ છે તેને ખાતર—દયા કરવા અસરકારક એબારતમાં સમજાવીને ઉસકેરયો, અને તે મારા સુખનને પાછો નહીં ફેરવવા અંતે આજેજ થઈ કોલ આપતો પોતાની જગ્યાપરથી ઉઠી ઉભો થયો.

"જા હું કોલ આપું છું, મારા જવાંન દોસ્ત," તેણે હસીને કહ્યું. "તારી સાથની મારી જીકરમાં તું જવાંન છતે તેં મને માહાત કીધો છે. વલી હું જોઉંછું કે તું જે સીફારસ લઇ આવ્યો તે જેટલી ખરાં દીલની તેટલીજ બીનસ્વારથી અને તુંને શોભા આપનારી છે, અને એવી ઉમદા લાગણીઓને નાસીપાસ કરી હું તોડી નાંખવા રાજી થઇ શકતો નથી. તે લુચ્છાને તારે લીધે મારે માંફ કરવું તો પડશે, પણ હવે સતાવાલાઓને આટલી મેહેનત આપવા પછી મારો કજીઓ આબરૂ સાથે હું સદંતર પાછો ખેંચી લઈ શકાશ નહીં. એટલા વાસ્તે મારે કજીઓ તો ચલાવવોજ પડશે, પણ હાથે કરીને હું મારી જુબાંનીમાં એટલો લઠડી પડશ, અને એવી નાપાયદાર સાહદતો મારા બચાવમાં આપશ કે સરકારને પુરાવાની ગેરહાજરીમાં એ મુકરદમો કાઢી નાંખ્યા વના ચાલશેજ નહીં, ને તારો દોસ્ત સલાંમત છટકી જવા પાંમશે."

મી૦ દીનશાહ સરકારીનો આ તેનાં ભલાં દીલ માટે મેં ફરી ફરીને પાડ માંન્યો, અને મી૦ દીનશાહે ખુશ મિજાજે ખડ-

ખડ હસીને મારા ઉપકારો ઉડાવી દીધા. એ પછી તેણે મારાં મોં આગલ બ્રાંન્ડી ને કેક વગેરે મુકાવ્યાં, ને તેના જેવા લાયકીવાલા ગ્રહસ્થના સુખન માટે જોકે હું દારૂ કદી નહીં પીતો હતો તેમ છતાં મેં થોડોક બ્રાંન્ડી લીધો, ને તેની સલાંમતી ચાહી છેલે તેની રજા લઇ નિકલ્યો.

અહીંથી હું પાધરો જઇને માંણેકને મલ્યો. તેનો ભરથાર હજીબી બચી જઇ શકશે—ને તે સઘલું મારી અંદના સમજાવતોનું પરીણામ થશે તેની ખબર જાતે કરવાને માપ થઇ શકે એવી મગરૂબી વચ્ચે મારૂં જીગર ઉછલ ઉછલ કરતું હતું.

માંણેકને જે હરખ—જે હેસાંનના જુસ્સાઓ તે મારી સઘલી હકીકત સાંભલતાં થયા તેનું બ્યાંન કોણ કરી શકશે? માંણેકે હજારોહજાર હેસાંન માંન્યું. તેના ભરથારને પગમાં બેડી સાથે પથર ફોડનાર તરીકે ખાડીના પોશાકમાં ચાબકાના માર વચ્ચે જે કેટલાંક જાલેમ વરસોની જુદાઈ સાથે કામ કરવું પડતે તે સેતમનો ગજબનાક ખ્યાલજ માંણેકને ધાસ્તીથી ધુજાવી મગજથી બેમગજ કરવા બસ હતો—અને તે સઘલું સ્વપનવત પેરે સ્વપ્ને ગયું હોય એમ હવે લાગ્યું, તો માંણેક શું સુખી અને ખુશી નહીં થાય? તેનો ભરથાર હજી તો છુટકારો પામવાનો હતો, તોપણ તે હવે તેને એટલી હદ સુધી નક્કી લાગ્યું કે તે તેને છુટાપણાંનાં સુખમાં હમણાંથીજ જોતી હોય તેટલી બધી પોતે સુખી જણાતી હતી!

એ બે ઘેર મને જોઈએ તે કરતાં ઘણો વખત થયો, ને તેથી મારી નોકરીવાલાં મકાન ઉપર પાછો જતાં મને કાંઇક વીલંબ થયો. કોરજી શેઠ મારી વાટ જોતા બેસી રહેલા હતા, ને આપણે જાણ્યું કે શેઆલ પાંમરી ખોલામાં લઇનેજ બેઠેલા હશે. તેમજ હતું. તેઓએ મને જોયો તેવોજ ભુતપેરે ભખી ખાધો. "એટલે બચ્ચા," તેણે છેરાઇ પડીને કહ્યું, "કુતરૂં ગાડાં તલે ચાલે તે જાંણે કે તેજ ગાડું ઘસડેછ એમજ કે? તું શું તારાં ભેજાંમાં એમજ કાંઈ પવન લઇને ફરેચ કે દુન્યા તારાથીજ ચાલેચ? કેમ, શું માથું ફેરી આયો?"

"મુરબી સાહેબ, હું મારૂં કામ કરી આવ્યો," મેં કાંઈક હસીને કહ્યું. "દીનશાહજી સરકારી પોતાનો મુકરદમો પાછો ખેંચી લેવા કબુલ થયો છે."

"તે કોઇ બીજો અનાડી હેમક મુવેલો હોવો જોઇએ," મારા શેઠે કહ્યું; તેના જેવા હજામરાઓની ગામમાં ખુટ હતી તે તેણે આવીને પુરી કીધી છે. કજીઓ ક્યારે નીકલશે?"

"કાલે સાહેબ."

"ઠીક છે તો કાલે જોઇશું કે તે લુચ્ચો કેટલી હદસુધી ફાવી જાય છે," કડક કોરજીબાએ કહ્યું, "ને જો તે ફાવ્યો ને મારી ખાત્રી થઇ કે તારી તરફથીજ ફાવ્યો તો નીઝામના સો ઘોડેસ્વારો ઘર ઘર કરતા તારી ધરપકડને વાસ્તે—"

"મુરબી સાહેબ, પેલો ચસમો છેક કોરે છે, ટેબલપરથી પડી જશે," મેં વલી તેનું ચકરમપણું વીસરાવી દીધું.

"ચાલ જા, મર, રવડી રખડી આયોચ તે થાકી ગયો હોશે, જઇને ઘોંટાઇ જા," મને હોકમ થયો, ને હું કોરજી શેઠનાં કડકપણાંની રમુજ મેલવતો મારા ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૮૮ મું.

### કોરજીબાની કાંહાંણી.

દાંગવાલા આરબની બીજે દીવસની તપાસમાં શું ચુકશે તે જાંણવાને જેટલો હું આતુર હતો તેટલાજ આતુર કોરજી શેઠ બી હતા. પોતાનાં સદાનાં દયાલુ દીલના સબબથી તેઓ બી માંણેકની બરાં દીલથી દયા ખાતા હતા, ને તેથી તેણીનો ભરથાર સલાંમત છટકી જાય એવું તેઓ ઘણું ચાહતા, જોકે તે સઘલું મને બતાવી દેવાને તેઓ લેશ પણ રાજી ન હતા.

એટલા માટે તે સાંહજે મને મારા શેઠે બાહેર જઇ શું ચુક્યું તે વીશે ખબર કાઢી આવવા ફરમાવ્યું. તે જાંણે મારેજ ખાતર ફરમાવ્યું હોય—હું તે સેવટ જાંણવાને આતુર હતો માટે મેહેરબાંની તરીકે મને છુટ મુકી હોય તે ઢપે તેણે મને તે ખબર કાઢી આવવા હોકમ કીધો, અને હું પોતે કોઇબી રીતે એ ખબર કાઢવા જવાને દલગીર થયો નહીં.

મને એ ખબર મેલવતાં કાંઇ મુશકેલી પડી નહીં. આખાં શેહેરમાં તે દને સાંહજે એની એજ વાત થતી હતી, અને તેથી એક ટોલાંમાં આમેજ થઇ તે વીશે હું જોઇતી પરપુછ કરી શક્યો.

સઘલું ધાર્‌યું હતું તેમજ થયું હતું. બંધવાની ઉ... વાંક સાબેટ કરી શકાય એવી પુરતી જુબાંની પડી નહીં, ને સરકારે તેથી કેદીને તેનો લાભ આપ્યો. દીનશાહ સરકારી પોતે પોતાની જુબાનીમાં એવો લટરપટર થઇ ગયો કે તેની જુબાંની ધારાની નજરમાં બીલકુલ નાપાયદાર લાગી, અને બીજા કોઇ વાંકની ગેર-હાજરીમાં મુકરદમો ઉડારી નાખતાં સરકારે કેદીને છોડી દીધો !

આ એક ભલું કામ મારી મારફતે થયું હતું તેથી હું ખુશ ખુશ થઇ ગયો, ને એટલો ઉલટમાં આવ્યો કે તે વધાઇ કોરજી શેઠને કેહેવા હું ચાલતો નહીં પણ દોડતો તેના ઓરડામાં ધસી ગયો. કોરજી શેઠ મને દેવાના પેરે દોડતો આવતો જોઇ ગભરાઇ ગયા, ને હું તેઓનું તેઓના પૈસાને માટે ખુંન કરવાજ માંગતો હતો એમ સમજી બુમ મારી મદદ બોલાવા જતા હતા, પણ તેટ-લામાં હું બોલી પડયો એટલે તેમનાં મનનું સમાધાન થયું ને તેમને ધીરજ આવી.

"થઈ ચુક્યું, સાહેબ," મેં ઉલટમાં આવી કહ્યું, "દાંગવાલો આરબ છુટી ગયો."

"હું માંનુજ નહીં," કોરજી શેઠે કહ્યું. "શું સરકાર એટલી બધી આંધલી છે? શું બધું શેહેર ઘેર લુટારાઓની સંફમાં ભરાઇ ગયું? ઓ પરવરદેગાર, ત્યારે હવે કેમ જીવાશે?"

"મુરબી સાહેબ," મેં માનથી કહ્યું, "મારી ખાત્રી છે કે એ કમનસીબ પારસી ધારાની ચુંગાલમાંથી બચી જવા પાંમ્યો તેથી તમો પોતે બાતેનમાં ઓછા ખુશી નથી."

"એટલે?" કોરજી શેઠે નેણ કાઢી કહ્યું, "તું કાંઇ એમ એમ મનમાં સમજેચ કે એ બધું તારાથીજ થયું?"

"હા મારા શેઠ," મેં કહ્યું, "એક ભલું કામ કરી શકવાની મારી મગરૂબી હું ના પાડી શકતો નથી."

"બેસ મારી સાંમે," કાંઈ એકાએક મગજમાં વારૂં આવી ગયું હોય તેમ ધમકીથી મને પોતા સામે બેસવાનો હોકમ ફરમા-વતાં કોરજી શેઠે કહ્યું. "બેસ ને હું જે કહું તે ધ્યાંનથી સાંભલજે; વચ્ચે ના બોલતો."

હું બેઠો.

"કાવલા," કોરજી શેઠે ગંભીર ઢપે કહ્યું, "તેં જે કામ કીધું છે તે માટે હું તુંને ઠપકો આપવા માંગું છું, પણ ઠપકો

દેવા મારૂં દીલ ચાલતું નથી. ઓર મને મારી મરજી ઉપરાંત કબુલ કરવાની ફરજ પડે છે કે તેં એક સારૂં–એક પુનનુંજ કામ કીધું છે, ને હું તેથી ખુશ થયો છું. મેં તુંને ઘણે રસ્તે તપાસ્યો છે, ને તું દરેક રીતે મારા પુરતા વિશ્વાસ અને ઉંચાં મતને લાયક જણાયો છે. પણ જો રે"–વલી જ્યાં તે દોસો પોતાની દેવાંનીયતપર ઉતરી પડતાં ચીરડાઉ ઢપે બોલ્યો—"આ તારીફથી છકીને છાપરે ના ચઢી જતો, નહીં તો નીઝામના સો સ્વારો ઘર ઘર કરતા—"

"મુરબ્બી સાહેબ," મેં ગંભીરતાથી કહ્યું, "તમારી તારીફનો લાભ લઇ હું વધારે સુધરવાને અને એવી તારીફને વધારે લાયક થવાને મેહેનત કરશ."

"બરાબર છે," કોરજી શેઠ મારા જવાબથી ખુશ થઇ પાછા નરમ પડતાં બોલ્યા. "મેં તારૂં દયાલુ દીલ ઘણું તપાસ્યું છે, ને છોકરા, મને યાદ છે કે મારી જવાંનીમાં હું બી તારા જેવોજ દયાલુ, ભોલો અને ભલો હતો, પણ હું જે અને જેવો છું તે અને તેવો મને મારા સામેની બેવફાઇ ને નીમકહરાંમીએ બનાવી દીધો છે."

"અને તો બી તમારાં દીલમાંથી દયાનો ઝરો હજી સુકાઈ ગયો નથી, સાહેબ," મેં ખરાં દીલથી કહ્યું. "તમો બાતેનમાં હજી ઘણા માયાલુ છેઓ."

"હોશે હોશે," તેણે કંટાલાની–બેદરકારીની ઢપે કહ્યું, "પણ હું સ્વભાવે તદ્દન બગડી ગયો છું ને આગલ જેવું મારૂં દીલ આજે રહ્યું નથી એ વાત હું સારી રવેસે જાણું છું. છોકરા, ચાલીસ વરસપર હું ઘણો સુખી હતો–ચાલીસ વરસની વાત કે જ્યારે મારી માનીતી મોહરદારે એક ચેહરેનમુન દીકરીને જનમ આપ્યો હતો. તે વેલાનો મારો પૈસો બેસુમાર હતો. વાડી ગાડી નોકરચ્હર ને પૈસાનાં સુખ વચ્ચે તે વખતે હું મુંબઈમાં પેહેલાં નંબરનો જવાંન પારસી શેઠયો ગણાતો હતો, પણ તે દીકરીનો જનમ થવા પછી બીજાં ત્રણ વરસજ તે સુખ રહ્યું, અને તે પછીથી દુ:ખે પેહેલ વેહેલો તે સુખ્યારા મેહેલમાં પોતાનો નેહેસ્ત દેખાવ દીધો. મારી વાહાલી ધણીઆંણી માંદગીનાં બીછાંણાંમાં પડી ને ત્યાંથી ઉઠવા પાંમી નહી. ત્યારથી ગમીએ મારી છાતીમાં ઘેર કીધું. જે બાંનુને હું જીવથી જ્યાદા ચાહતો હતો તેનાં અકાલ મરણના ફટકાએ મને ઘણો આજેજ કરી દીધો."

હયાં કારજી શેઠ જરા થોભ્યા, ને ગમગીન ચુપકીદીમાં હું માનભરેલા અંદાજાથી તેઓની કાંહાંણી આગલ સાંભલવા આતુર થઇ બેઠો.

"હું મારાં ઘેરમાં મારી એક નાહની બેહેનને પાલતો હતો," કારજી શેઠે જરા દમ ખાઈ પાછું ચલાવ્યું; "તેણીની કેલવણીમાં મેં કસુર કરી ન હતી, અને તે જેટલી ખુબસુરત તેટલીજ કેલવાયલી નીવડે તે જોવાને મેં કાલજી કરી હતી. તે બેહેન જ્યારે મારી ધણીઆંણી હક થઇ ત્યારે ૧૮ વરસની જવાંન ઉમરમાં હજી કુમારી હતી. તેણીએ મને મારાં દુ:ખમાં ઘણોક દેલાસો દીધો, ને મારી બાલક દીકરીની જતન કરવાનું પોતે માંથે લીધું.

તે પછીથી મારી સઘલી આશા ને સઘલો પ્યાર તે દીકરી અને બેહેન વચ્ચે વેંહેંચી હું મારા દન ગુજારતો હતો. મારી બેહેનને મારાં ખાનદાંન ને મારા પૈસાને માફક આવતો એક વર અપાવા હું ઉલટ અને મેહેનતમાં હતો, પણ તેટલાં તે દુક્તીએ એક ટુંક પગારના માસ્તર ઉપર દીલ લગાડયું, ને જ્યારે મેં તે પોરયાનો નહીં વીચાર કરવાને તેને સખત ધમકીથી ફરમાવ્યું ત્યારે તે એક રાત્રે તેના જોડે મારો આશરો તજી નાહસી ગઇ."

"ઓ ખોદા, આએ વાત મેં સાંભલેલી વાતને કેટલી મલતી આવેછ!" મારાથી બોલાઇ ગયું.

"એ આએ પોરીયાનું માંથું ખીસી ગયુંચ," મારા શેઠે વલી મજખ ખોડી દઈ તબેહ પ્રમાણે ચેનની પેરે ચીચવાઇને બુમ મારી.

"નહીં સાહેબ નહીં," મેં ઓજરખાહીથી કહ્યું, "મારૂં માંથું નથી ખીસી ગયું, પણ મને કહો કે તમારી બેહેન—પણ નહીં તમો ચલાવો સાહેબ, તમારી વાત આગલ ચલાવો, હું તમોને કાંઇ અગતનું કેહેવા માંગું છું."

કડક કારજી શેઠનું એ રીતે મારાં વચ્ચે બોલવાથી ખીસી ગયલું માંથું ઠેકાંણે લાવવાને મને ઘણી અડચણ પડી, ને તે સઘલો વખત અતીશે અધીરતાની તાપથી હું તપતો હતો. પ્રથમ તો મારાં ગેરકાયદે વચ્ચે બોલવાથી તે એટલો છેરાઈ પડયો કે આગલ વાત કરવા ના કહી મને પોતાની હજુરમાંથી હાંકીજ કાઢવા તે તૈયાર થયો, પણ અંતે જેમ તેમ ઠેકાંણું આવતાં વલી તેણે વાત આગલ ચલાવી:—

"તે કમભાયગની દુકતી મારો આસરો તજી ગઇ ને કરાંચી જઇ રહી. ત્યાંથી તેણે ને તેના વરે મારાપર ઢગલાબંધ કાગલો લખ્યાં, પણ તે મેં વગર વાંચવે પાછાં બીડયા કીધાં. અંતે પંદર વરસે તેનો ભરથાર મરી ગયા પછી તે પોતાની એક ચૌદ વરસની દુકતીને લઇને મુંબઇ આવી, ને ત્યાંથી મારાં ઘેરમાં આવવા વગર ચલાવ્યો. પણ નહીં. તેણીની એ શરમભરેલી ચાલથી મારૂં માન પામેલું નામ નીચું થયું હતું, ને તેથી તે દુકતીની મીનતજારીઓ મેં ઠોકરે મારી. અંતે તે બી મરણ પાંમી ને ત્યારે સારાં સારાં માણસોની સમજાવતોથી મેં તેની પેલી નાવારેસ દુકતીને મારે આસરે લીધી."

"અને તેનું શું થયું સાહેબ," વલી મારાથી નહીં થોબાવાથી મને વચ્ચે પુરાઇ પુછવા વના ચાલ્યું નહીં, "મુરબી સાહેબ મને જલદી કેહો કે તેનું શું થયું?"

"તેનું શું થયું?" કોરજી શેઠે ઘણાજ ગુસ્સાથી ઉકલતી છાતીએ કહ્યું, "જે તેની માએનું થયું તેજ તેનું થયું-જે તેની મામાની દીકરીનું-મારી દીકરીનું થયું તેજ તેનું થયું. તે બી મને નાફરમાંન થઇને એક ભીખારી સાથે નાહસી ગઇ."

"હા, પણ તે ધણીનું મને નામ કેહો, સાહેબ," મેં લગભગ કાલાવાલા કરીને પુછયું.

"તેનાં નામ સાથ તું ગુંનેહગારને કામ શું છે?" કોરજી શેઠે વલી ખીજવાઇ પડી દોલા કાઢી પુછયું.

"ઘણું કામ છે સાહેબ," મેં કહ્યું, "મને કેહો તો ખરા."

"તેનું નામ રૂસતમજી મોદી," મારા શેઠે જેમ તેમ કહ્યું.

હું એજ નામ સાંભલવાની ઉમેદમાં હતો તોબી તે બોલાયું ત્યારે હું ચોંકયા વના રહયો નહીં.

"ઓ સાહેબ," મેં કહ્યું, "તે તમારી કમનસીબ ભાંણેજ હજી હૈયાત છે, ને ઘણી દુઃખી છે. તેને ખરેખર તમારી દયા ને તમારો આસરો ઘટે છે."

"તું તેને કયાંથી ઓલખે?" મારા શેઠે પારવનાની અચરતીથી કહ્યું. "દુકતા, મને તારી કાંઇ સમજ પડતી નથી. તે દુકતીને તો મેં આજે કાંઈક વરસો થયાં નીવારી મેલી છે. મારી બેસુમાર દોલત ને માલ મીલકતની તે એકલી વારસ થતે, પણ તે બી મારા

તરફ નીમકહરાંમ ચશમચોર થઇ, ને છેલ્લી હીણુપસ્તી તેણે આપી એટલે હું મુંબઇ શેહેરની મારી દોલત, મારો એશઆરામ સૌ મુકી ગામે ગામ ભટકતો થયો, તે છેલ્લે હયાં એકાંતમાં આવી એક ખું-ણામાં ઠર પડયો."

"હા પણ તો બી મેહેરબાંન સાહેબ, તમારાં દીલમાંથી હજી દયાનો ઝરો તમામ સુકાઇ ગયો નથી," મેં અસર થાય તેમ કહ્યું. "મારા શેઠ તે તમારી અભાગણી ભાંણેજ હજી જીવે છે, હજી પોતાનાં પાપ માટે અતી ઘણી પસ્તાય છે ને હજી તે અતી ઘણી દુઃખી છે."

"તું શું તેને ઓલખેચ? શું તે હજી ખરેખરી દુઃખી છે?" મારા શેઠેપીગલતાં પુછયું.

"હા સાહેબ તે ઘણી દુઃખી છે," મેં કહ્યું, "તે તમો જાંણો છો. તેનાં દુઃખમાં તમોએ તેને છેલ્લી મદદ વટીક કરી છે."

"કોણ, દાંગવાલા આરબની બાયડી માંણેક?" મારા શેઠે ભારી અચરતીમાં ચોંકી ઉઠી ખુરસીપરથી ઉભો થઇ પુછયું.

"હા સાહેબ," મેં કહ્યું, "તેજ કમનસીબ બાંનુ તમારી ભાં-ણેજ થાય છે, કેમકે તેણીએ પોતાની વીટક વાત મારા આગલ વીગતે કરેલી છે, તે ને તમારી વાત નામ નિશાંણ સુદ્ધાં બોલેબોલ મલતી છે."

મારો શેઠ ખુરસીમાં પછવાડે માંથું નાંખી બેસી પડયો. આ કદી વકી નહીં રાખેલા ખુલાસાથી તે દંગ થઇ ગયો. તેને ગુસ્સો બી આવતો હતો ને દયા બી આવતી હતી. ઘણાં વરસ વેર નીવારી મેલેલી તેની દીકરી જેવી ભાણેજ હૈયાત છે એટલુંજ નહીં પણ હજી દુઃખી છે તે વાતનો તે દયાથી વિચાર કરતો હતો. તે તકનો મેં લાભ લીધો.

"તમે વિચાર કરો મુરબી સાહેબ," મેં કહ્યું. "માંણેકનો બરૈથાર લુટારો થયો તે જો તમો તમારી ભાણેજને તેનું પાપ માફ કરી દયા કીધી હોતે તો બનતે નહીં, ને ધરતીપર એટલું પાપ વધતે નહીં. માણેકનો ગુનાહ નાનો ન હતો, પણ તેમ તેણીએ ખમેલાં સંકટો ને વેઠેલી સજા બી ઓછી પુરતી નથી. તમે તેને માફ કરો, તેનાપર દયા કરો. હું હમણાં જઇને તેને અહીં તેડી લાવું છુ"—અને હું જવા કરતો હતો.

"નહીં નહીં," કોરજી શેઠે પોકાર કીધો. "હું તેને માફ કરવાનો નથી. હું તુંને કાઢી મુકશ જો તેં તે દુકતીને જણાવ્યું કે હું આએજ શેહેરમાં છું તો."

"તમારે જોઇએ તો તમારી ખીદમતમાંથી મને કાઢી મુકજો," મેં માગી લીધું, "પણ તેને અહીં લાવવાને દયા ખાતર મને રજા આપો. દીનશાહજી સરકારી તો એક પારકો હતો, ને તે છતાં તેણે માંણેકને ખાતર હું ગરીબનો સુખન રાખ્યો, તો તમો સાહેબ તો માંણેકના મામા થાઓ છો તેનો તો દયાથી ખ્યાલ કરો !"

"હવે આએ પોરયાને કેમ સમજાઉં," કોરજી શેઠે ઘણો નરમ થતાં કહ્યું. "બાપુ તે નહીં બનશે."

"બનશે સાહેબ, સૌ બનશે," મેં બજીદ થઇને કહ્યું, અને માંણેકને સલ્લાહ કરાવા તેડી લાવવાના હેતુથી હું કોરજી શેઠના પોકારો કે ગુસ્સાની દરકાર કરવા વના દોડયો !

---

## પ્રકરણ ૮૯ મું.

### મામા ભાણેજ.

આખે રસ્તે આ એતેફાક ઉપર હું વિચાર કરતો ચાલ્યો. કેવા સંજોગોથી માંણેકની હું પીછાંણમાં આવ્યો હતો, અને પછવાડેથી તેની હકીકત જાંણી કેવા એતેફાકથી હું કોરજી શેઠનો નોકર બની તે મરાયલાં મામા ભાણેજ વચ્ચે સલાહ કરાવાને સાંધણ થઇ પડતો હતો તે સઘલાં ઉપર હું અચરત થતો ચાલ્યો. મારૂં હૈયું તેજ વખતે વલી ખુશીથી પણ છલછલ થતું હતું. ઘણાંક વરસોથી એક કમનસીબ ગેરસમજુતી વચ્ચે છુટાં પડેલાં બે વાહલાંઓને મેલાવી દેવાનું પુન મારે ભાગ્યે આવે એ હું એક આસીરવાદ સમજતો હતો.

કડક કોરજીબા પોતાની ભાણેજને પોતાના આસરાથી હજી બાકાત રાખશે એ વાત હું માનતો ન હતો. તે માંણેક ઉપર અતી ઘણો ગુસ્સે હતો એ ખરૂં, તેને ગુસ્સે થવાને ઉછાછલી અને અવિચારી માણેકે ઘણું વજનદાર કારણ આપ્યું હતું એ પણ ખરૂં, પણ તે વાતને ઘણાંક વરસો વહી ગયાં હતાં, અને કોરજીબાનો તે માટેનો ગુસ્સો અને ધીક્કાર વખતના વધારા સાથે ઘણી હદ સુધી

ક્રેમ થઇ ગયો હતો. એટલામાટે તે કડક દોસાનાં દીલમાંનો દયાનો દુઝતો ઝરો પાછો જોસભર વેહતો કરવાને ફકત તેને અસરકારક રીતે વીણવવાનોજ વાર હતો. જોકે તે હજી પોતાના જાતી સ્વભાવ પ્રમાણે પેહેલાં તો નાકે જીભ લગાડીને દુઃખી માંણેક સાથે પાછો પ્યારથી મલી જવાને હઠાવથી નાજ પાડતો હતો, તોપણ બાતે-નમાં હવે ગઇ ગુજરી વીસરી જઇ તેણીસે સલાહ કરી નાખવાને તેનું હ્રદય પ્રેમના ઉછાલા મારતું હતું તે હું પ્રગટ જોઇ શકતો હતો.

માંણેક ઘરમાંજ હતી, અને વલી તેનો કેદમાંથી છુટી આ-વેલો ભરથાર રુસ્તમજી મોદી તરતનો બાહાર ગયલો હતો, એટલે એખલીજ હતી. આજે તેણી સઘલી દેખઇતી રીતે પુશકલ ખુશીમાં હતી, અને મને જોઇને ઘણાં હેશાન અને ઘણા હરખથી મારા ભણી તેણી દોડી આવી. "બેરાદર," તેણીએ મારા બંને હાથો પોતાના બેહુ નાજુક હાથોમાં લઇ ઘણા પ્યારથી-હેશાંનથી કહ્યું, "ફકત તારીજ મેહેરબાંથી આજે મારૂં રડતું મોં હસતું થયું છે. જો મારા ભરથારને કોઇબી નાતરસ સજાની નામોસી ખમવી પડતે તો તેનાં દુઃખનો ફટકો હું કેમ સહન કરતે તે મને ખબર નથી. તું અવલથી અમારા પર મેહેરબાન છે, અને તારી દરેક પાછલી મેહેરબાની દરેક આગલી મેહેરબાનીઓથી અતી ઘણી વધારે અને વીસરાવે તેવી છે. મારો ભરથાર ખરેખર તેનાં પાપને વાસતે હવે ઘણો પસ્તાયછે કે એવી હરામ લુટફાટથી અમો નીયામત મેલવીને ખાઇએ તે કરતાં પ્રમાણીક પરસેવાથી મેલવેલો સુકી રોટલીનો ટુકડો વધતી ધીરજ અને બેવડા સંતોષનાં સુખથી ખાઇશું."

"એ ઘણી ખુશીની વાત છે, બાંનું," મેં કહ્યું. "મારી મીસ-કીન સેવાઓનું એવું સુખભર્યું પરીણામ થયું તે માટે હું તમને ખરાં દીલથી મુબારકબાદી આપું છું, પણ આજે ફક્ત હું એજ કામને સારૂ આવ્યો નથી. એક બીજાં અતી વધારે જરૂરનાં કામ-સર આજે મારૂં અતરે આવવું થયું છે, અને એ નવાં સુખની વાત જાહેર કરવાને મારૂં જીગર ઉલટના ઉછાલા મારે છે."

"ઓ એવાં તે શું વલી નવાં સુખની વાત છે?" માંણેકે કહ્યું; "તું સદા વધાઈનોજ લાવનાર છે, એક ગરીબ નોકર છતે સદા સુખનો આપનાર છે, અને તેથી તું નવું શું કહેવા માંગે છે તે જાંણવાને મને ઘણી અધીરાઇ પેદા થાય છે."

"હેઠે ગાડી તૈયાર છે," મેં કહ્યું, "વાસ્તે ચાલો હમણાંજ મારી સાથે. જે ભુજરોગ ગ્રહસ્થની હું નોકરીમાં છું, અને જેણે તમારાં સંકટમાં સાહય થવા રૂપીયા એક હજારની નવાજેસ કરી હતી તે ગ્રહસ્થ સાથે મારે તમને મેલાવી દેવાનાં છે."

"અને તે ગ્રહસ્થ કોણ છે?" માંણેકે અધીરતા, ઉલટ અને શંકાની તરેહવાર લાગણીઓથી ઉસકેરાઇ આવી ઉતાવલમાં પુછયું.

"તે ગ્રહસ્થ," મેં કહ્યું, "કોઈજ નહી પણ તમોને તમારાં સંકટો વચ્ચે નીવારી મુકનાર તમારા મામા છે. તેઓ આ શેહેરમાંજ છે, અને ગઇ ગુજરી ભુલી જઇ તમોને માફ કરવા—તમોને પોતાને આસરે લેવા તૈયાર છે."

માંણેક આ વધાઇ સાંભલતાં હરખથી અરધી બેભાંન જેવી બની ગઇ, અને ખુશીની એક ધીમી ચીચ્યારી સમેત પાસેની ખુરસીમાં આજેજ થઇ બેસી પડી. તેની આંખમાં આસું ભરાઇ આવ્યાં, અને તે બોલી શકી તે આગમજ થોડીક પલ વહી ગઇ.

"અરે, અરે બેરાદર," તેણીએ કહ્યું, "અમો ઉપરનાં તારાં હેસાંનોનો કયાં છેડો આવશે?"

"ઉપકાર માનવાનો હમણાં વખત નથી," મેં કહ્યું. "વેકો, તૈયાર થાવો, અને ચાલો મારી સાથે."

માંણેકને તૈયાર થતાં બહુ વાર થયો નહી, અને અમો તુરત અમારા શેઠને ઘર પોંહચી ગયાં. માંણેક આખો વખત હરખથી ધ્રુજતી હતી. હું આગલ ધસી ગયો—માંણેક મારી પછવાડેજ હતી. મારા શેઠના ઓરડાનું અલગુ બંધ કરેલું બારણું આંચકો મારી ઉંઘાડી નાખ્યું, અને કડક કોરજીબા જે ખુરસીપર બેસીને જુપ્રત હતા તે કુદકો મારીને ચોંકી ઉઠયા. "કાંયરે દુકતા, લુચ્ચા, ચોર," તેણે પોકાર મારયો—પણ તેટલાં માંણેક "ઓ મામાજી, મામાજી" કરતી તેના આગલ ધસી ગઈ, અને તેના પગ પાસે ગુઠણપર પડી, એટલે હું તે ઘેલા દોસાના ગુસ્સાની દરકાર કર્યાવના બારણું પાછું બંધ કરી બાહેર નીકલી પડયો.

હું ખામખા બાહર નીકલ્યો. તે મામા ભાણેજ એખલાં પડશે તો સમજુતીપર આવી જશે એવો મને વીશ્વાસ હતો, માટે તેમને એકલાં મુકી હું મારા ઓરડામાં જતો રહ્યો. ત્યાં જઇ હું ખુશીથી રડયો. એક એવું ભલું કામ કરી શકવાના સંતોષે હું હરખનાં

આંસુ રડવા વના રહ્યો નહીં. એક કલાક ગુજરી જવા પછી મને મારા ઓરડામાંથી તેડવામાં આવ્યો, અને હું કોરજી શેઠના ઓરડામાં જતો હતો તેટલાં મને તેઓ અધવચ્ચેજ મલ્યા. "કાંયરે દુકતા, લુચ્ચા, ચોર," તેણે મારો કાન ચીમતી કહ્યુ, "અંતે તેં તારોજ બોલ કીધો કેની? હમણાં તો તારે ખાતર એ દુકતી સાથે મેં બધું માંડવાલ કીધેલું છે, પણ પછી પરવારીને નસીરાબાદના પેલા નસરવાનજી નાણાવતીપર લખીને તારી ચાલચલગત વીશે પુછાવી મંગાવશ, અને તેમાં જો માલમ પડયું કે તું ઠગારો છે તો તાબરતોબ તારી ધરપકડને વાસ્તે નીઝામના સો ઘોડેસ્વારો ધરધર કરતા—"

"મુરબી સાહેબ, તમે મને હમણાં તેડાવી મંગાવ્યો?" મેં તેનાં ઘેલાપણાંની વાત વીસરાવી નાંખવા પુછયું.

"મારા ઓરડામાં પેલી દુકતી છે તે તારાસે વાત કરવા માગેછે," કોરજી શેઠે દમમાંજ કહ્યું, અને મારા આગલથી ચાલી ગયા, એટલે હું માંણેક પાસે ગયો.

---

## પ્રકરણ ૯૦ મું.

### કોરજીબાની કાંહાંણીનું સાંધણ પુરૂં.

માંણેકનો ચેહેરો હમણાં ખુશીથી ખીલી નીકલ્યો હતો. તેણી પોતાનું તમામ દુ:ખ ભુલી ગયલી જણાતી હતી.

તે મને જોતાંજ ઉભી થઈ, અને એક નોકર તરીકે નહીં પણ એક બરોબરયા અથવા દોસ્ત તરીકે ગણીને મારો હાથ પકડી પોતાની પાસે લઇ જઇ બેસાડયો.

"બેસ બા કાવસ," તેણીએ મને પ્યારથી બેસાડતાં કહ્યું. "હું તુંને મારા મામાના નોકર તરીકે નહીં પણ એક મારા ભાઈથી વધારે સમજું છું,—એવાં અને એટલાં બધાં તારાં હેશાંનો મારી ગરદનપર છે. મારા મામાએ અંતે મને માફ કીધું છે, પણ મારો ભરથાર એક નામોસીથી બદનામ થયલો છે વાસ્તે એવું ઠડયું છે કે કુંવરજી મામા પાસે રૂપીઆ સાત હજારની એક રકમ લઇને મેં અને મારા ભરથારે કોઇ નવાંજ ગામમાં જઇ ઘેર માંડી વસવું, અને એ આઇતી મલેલી થાપણમાંથી પ્રમાણીકપણે ગુજરાંણ કરીને મેહેનતથી

એ પૈસો વધારવાની કોશેશ કરવી. વલી મામાજી કબુલ થાય છે કે એ નામોશીની વાત લોકોમાં વીસરઇ જશે પછી જ્યાંબી એવણુ રહેલા હશે ત્યાં અમોને તેડાવી મંગાવીને પોતાની સાથે ખચ્ચીત રાખશે."

"એ બી ઘણી નેક ગોઠવણ છે," મે કહ્યું. "મારી ખાત્રી છે કે કોરજી શેઠે ઠડાવેલી એ ગોઠવણ ઉપર અમલ કરવાને તમારા ભરથાર ખચ્ચીત ઘણા ખુશી થશે."

"એ તેમાં શું શક છે?" માંણેકે હજારો હેશાંનની લાગણીઓથી કહ્યું. "એ ગોઠવણ ઉપર મારો ખાવંદ ખુશી થશે એટલુંજ નહીં પણ બેરાદર, તે તારો અને મારા મુરબીજીનો જનમ સુધીનો ઉપકારી થઇ રહેશે. પણ હવે એ તો મારી વાત થઇ. મેં હયાં તને હમણાંની વાત કરવા બોલાવ્યો તે કાંઇ ફકત એજ નથી. તું જાંણીને ખુશી થશે કે કોરજી શેઠ તારી સઘલી ચાલથી તારા પર ઘણા ખુશી છે, એટલુંજ નહીં પણ તુંને એક બચ્ચાં પેરે બાતેનમાં ઘણો ચાહે છે. તેઓ પોતાનાં કડકપણાંમાં તેનું તુંને પ્રગટ બતાવા માંગતા નથી, પણ મારી આગલ એ વાત ખુલ્લેખુલ્લી કબુલ કરી છે. ખુદાએ તુંને મારૂંજ સારૂં કરી આપવા મામાજીની નોકરીમાં મોકલી આપ્યો હોય એમ બી નથી, પણ તેં મામાજીની મંદ થઇ પડેલી સઘલી દયાની લાગણીઓ ઘણી ઉસકેરી આપી છે તેથી તારામાં વીશ્વાસ લાવી બીજાં જેઓને તેઓએ નીવારી મેલ્યાં છે તેઓ સાથ પણ તારીજ મારફતે સલ્લાહ કરવાને તેઓએ ઠડાવ કીધો છે. એટલા વાસ્તે તને ઘટતી સમજ આપી એ તેઓનું કામ શોંપવાનું તેઓએ મારે માથે રાખ્યું છે, અને તેથી મેં તુંને તેડાવ્યો છે."

"કોઇબી ભલું કામ કામ કરવાને હું સદા તૈયાર છું," મેં કહ્યું. "કોરજી શેઠ આવા ખારીલા હતા તે એટલા બધા સુધરીયા છે એ એક ખુદાનું ખાસ કરતું છે, અને તે મારી મારફતે થયું છે એ બી તે સાહેબની મારાપર મેહેરબાંની છે એમ હું સંતોષ પામુંછું."

"મને તેં મામાજી સાથે મેલવી આપી," માંણેકે પાછું ચલાવ્યું, "તે એતેફાક ખસુસ કરીને ખુદાએ ઉભો કીધો એમજ એવણ બી સમજે છે, અને એવણ હમેશના ભણનાર ગણનાર છે વાસ્તે ખુદાની એ થયલી બસારત અને મરજીને માન આપી સઘલી

ગઇ ગુજરી ભુલી જવા એવણુ એક અચપુચ ઠડાવથી પોતાની કડક ખાશીયત પ્રમાણે એકદમ એકાએક તૈયાર થયા છે. એવણે પોતાપરની વીટેલી ઘણીક વાત તુંને કહેલી છે; એવણુ ચાલીસ વરસની વાતપર જેવા મોટા ધનવાંન હતા તેવાજ જોકે આજેબી છે, તોપણુ જેમ તેવણુના એ પૈસા સચવાઈ રહયા તેમ એવણુનું એ સુખ સચવાઇ રહ્યું નહીં. સાડત્રીસ વરસની વાતપર એવણુનાં ઘણાં માનીતાં ઘણીઆંણી એક ગોલાબ જેવી ત્રણ વરસની દીકરીને મુકી મરી ગયાં, અને એવણુની એક બેહન જે તે વખતે સતર વરસની ભરજુવાનીમાં હતી તે પેલી નાની છોકરીની માતા થઇ; પણુ ત્યાર પછી તે બેહનને બુરૂં સુઝયું, અને તે પોતાના ભાઇનો માનભરેલો આશરો તજી એક પારસી સાથે નાહશી ગઇ. ત્યાર પછી તેનાપર શું વીત્યું તે સઘલું તુંને ખબર છે, કેમકે તે મારીજ માતા થઇ હતી, અને તે દહાડે મેં તુંને મારી કાંહાંણી જણાવી તે વખતે મેં એ સઘલું કહ્યું હતું. હવે તેથી મારે જે તુંને કેહેવાનું બાકી રહ્યું છે તે એ મારા મામાની દીકરી વીષે છે. જ્યારે મારાં માતાએ એ પાપનું ઉછાછલું પગલું લીધું ત્યારે મારા મામાની દીકરી દસ વરસની હતી. એ વાતને આજે ત્રીસ વરસ થયાં છે. મારાં માતાએ એ પ્રમાણે નાહસી જઇને મારા મામાનાં મોટાં નામને ઘણું નરસ લગાડયું, તેથી તેવણુ ઘણા ચીરડાઇ ગયા, અને હવે તેવણુની સઘલી આશા તેવણુની એ એકપુરી દીકરીમાં રહી. તેવણુ પોતાની બેહનને ઘણા ચાહતા હતા, પણુ તેણીનાં એ પાપને લીધે તેવણુ હવે તેને ઘણા ધીક્કારવા લાગ્યા. તેવણુ એખલા પડયા ત્યારે તેવણુની બેશુમાર દોલતપર લલચાઇ ઘણાં ઘણાંઓએ પોતાની દીકરીનાં કાજ તેવનપર મોકલ્યાં, પણુ રખેને કોઇ સાવકી મા આવીને જે દીકરીને તેવણુ જીવથી જ્યાદા ચાહતા હતા તેના ઉપર જુલમ કરે તેની બીહકથી તેવણે બીજું ઘર કરવાનો વિચાર રાખ્યોજ નહી. તેવણે પોતેજ તે દીકરીને ઘણી સારી તરબીયતથી ઉધારી, અને સત્તર વરસની ઉમરની કીધી. એવણુ પોતાના મોભાપર અને પોતાના પૈસાપર એટલા બધા મુસ્તાક હતા કે પોતાની દીકરીનાં દોસ્ત આશનાવોના દરજ્જાપર છેક જાપતા ભરેલી દેખરેખ રાખતા, અને તેણીને કોઇ છેક મોટાં ખાનદાનમાં આપવાની ઉમેદ ધરાવતા હતા. તેવા વખતમાં

તેવણે પોતાના લાયક જમાઇ તરીકે નવલી શેઠ નામનાં એક જાંણીતા પૈસાદાર શેઠયાને મનમાં નક્કી કરી મેલ્યો. તે છેક ચાલીસ વરસની અઢાર ઉમરનો હતો, અને બીજવર હતો. જ્યારે મારા મામાની દીકરીને તેવણના એ વિચારની ખબર પડી ત્યારે તે સદાની તાબેદાર છતાં આ વખતે તેવણની ઘણી સાંમે થઇ. પોતાના બાપની હરૂસે તેણીએ પોતે પોતાનો ભરથાર નક્કી કરી મેલ્યો હતો, અને તે સરકારી આફીસમાં એક ટુંક પગારનો કલાર્ક હતો. આ પોતાની પસંદગીના વર સાથે પરણાવાને જ્યારે મારા મામાએ તેણીને સખતાઇથી ના કહ્યું, અને નવલી શેઠ સાથે જુલમથી પરણાવા માગ્યું, ત્યારે તેણીએબી પોતાની ફુઇનું ભયંકાર ભુલભરેલું જે પગલું લીધું, અને આવા પોતાના મેહેરબાંન બાપનો આશરો તજી પેલા પારસી સાથે નાહસી ગઇ. તે દીવસથી મારા મામાએ જે દીલમાં દાગ લીધો અને ગમ ખાધો તે કદી નહી ભુસરાય ને કદી નહીં ભુલાય તે કીસમનો હતો. તેઓ એટલા બધા ખારીલા થયા કે તેમની દીકરીની જુદાઇનું તેમની આંખમાંથી એક આંસુ વટીક તપકયું નહીં. તેની બેહન નાહસી ગઇ તે એક નામોશી હતી, અને તેની પોતાની દીકરીએબી તેજ લીઆનતનો રસ્તો લીધો એ નહીં ખમાય એવી બીજી જાલેમ નામોશી હતી. એ નામોશી સાથે તેઓ પોતાનાં મુંબઇનાં મેહલસરીખાં મકાંનમાં રેહી શક્યા નહીં. તેવણે તે મકાંનો ફકત કારભારીઓનાં હશતકમાં સોંપી દીધાં અને પોતે દુન્યા અકારી ઝેર જેવી કરીને ગામે ગામ ભટકયા કીધા. તેમને ઠેકાંણે ઠેકાંણે પોતાની દીકરીનાં કાગલો મલ્યાં, અને તે મારીની આજુજીનાં -દયાના કાલાવાલાનાં હતાં. તે તેવણે કદી વાંચ્યાં નહીં. છેલ્લે તેમને એક કાગલ શોગનાં કવરમાં મલ્યું, અને તે તેવણે ઉખેડીને વાંચ્યું. તે એક લંબાણ કાગલ હતો, અને તેમાં તે દીકરીના ભરથારનાં અકાલ મોહતના માઠા સમાચાર હતા. તે દીકરીને ઘર વળી બે જોર ફરજંદોનો જન્મ થયો હતો, અને તે માય દીકરીઓ દુઃખના દાહાડા પુરા કરતાં હતાં."

અહીયાં માંણેક વાત કરતાં દુઃખથી ઘણી ગગળી પડી અને જરા થોબી, જે પછી તેણીએ પાછું ચલાવ્યું:—

"મારા સંગદીલ મામાપર તે દુઃખનાં કાગલથી કાંઈજ અસર થઇ નહીં. તેવણે તે બીજાં એન્વેલપમાં બીડીને એમનો એમ

પોતાની દીકરીપર મોક્લી આપ્યો, અને તેણીની ખાતરજમા કરી આપી કે તેઓ તેણીને કદીબી માફ કરવાના નથી. ઘણું એ તેઓ રવડી રખડીને પુનાના પોતાના મેહલ સરીખા બીજા બંગલામાં જઇને ઠર પડયા, અને મારી માતાનાં મરણ પછી તેમનું દીલ જેમ તેમ પીગલયું ત્યારે મને તેવણે પોતાની પાશે તેડાવી રાખી. તે પછી મારા મામાને તેમના મુંબઇના સોલીસીટરો મારફતે તેમની દીકરી વીષે અવારનવાર ખબરો મલતી હતી, તેમાં માલમ પડયું કે તે ફરીથી પરણી હતી, અને તેનો બીજો ભરથાર ઘણો પૈસાવાલો હતો. ત્યાર પછી વલી ખબર મલી કે તેના ભરથારે દીવાલું કાહાડયું હતું, અને તે ઘણો પાજી, હરરતો લુચ્ચો, જુલમગાર અને ખરાબ હતો. વલી પાછાં તે દીકરીનાં કોરજી શેઠપર આજીજીનાં કાગલો શરૂ થયાં અને વલી પાછાં કોરજી શેઠે વગર દયાએ તે પાછાં વાલવા માંડયાં; ઓર તે કાગલો આવવાથી તેવણ વધારે ને વધારે ખીજવાતા ગયા, અને મારાપર એટલો જાપતો રાખવા લાગ્યા, કે જે મારી માએ અને મામાની દીકરીએ ધીતકાર પામેલું પગલું લીધું હતું તેજ મેંબી લીધું. એથી તો મારા મામાના ખારીલા સ્વભાવની હદ વલી ગઇ. તેવણે આખી જગતને બીલકુલ ધીક્કારથી-તમામ બેવીશ્વાસથી જોવા માંડી, અને વલી પુનેથી ભટકતા ભટકતા આએ હૈદરાબાદનાં એક ખુનામાં આ ગરીબ ઘરમાં આવીને ઠર પડયા. અહીયાં એવણે બાર વરસ ગુજારીયાં છે, અને તે અરસામાં એવણ ફક્ત દુન્યાને વધારે અને વધારે ધીક્કારવા શીખ્યા છે. ત્યાર પછી અમારાં સારાં નસીબે તારાં અહીં આવવાથીજ એવણનાં મગજે અચબુચ નવી વલાણ પકડી છે. એટલા વાસ્તે જ્યારે એવણે મારી સાથે સલાહ કરી નાંખી ત્યારે તો હવે પોતાની દીકરી સાથેબી સલાહ કરી નાંખવા એવણ તૈયાર થયા છે, અને તેથી તે દીકરીને એ ખુશ વધાઇ કહીને અહીયાં તેડી લાવવાનું શુભ કામ અમો તુંને સોંપવા માંગીએ છીએ. તે દીકરી હમણાં ક્યાં રેહેછે તેબી એવણને ખબર નથી, પણ એવણ તુંને પોતાના સોલીસીટર પર ચીઠી આપશે તે લઈ તારે મુંબઈ જવું પડશે, અને તેઓ જો તુંને તેનું ઘર શોધી આપશે તો ત્યાં જઇ તે બાનુંને અહીં લઇ આવવી પડશે."

"એ કામ મારા ખવાસોને બીલકુલ અનુસરતું છે," મેં અતી ઘણી ખુશીમાં આવી હસીને કહ્યું, "અને તે હું ઘણા હરખ સાથે બજાવશ."

"તું તે લોકોને લઈ આવશે પછી મામા આએ ખુનું મુકી દઇને મુંબઇવાલા બંગલામાં પાછા ફરવાનો અને બાકીના દહાડા સુખમાં કાહાડવાનોબી ઠડાવ કરી ચુકયા છે." માણેકે કહ્યું. "આએ મેં તુંને સઘલી કાંહાંણી કહી તેમાંની હું થોડી ઘણી જાંણતી હતી, અને બાકીની હમણાં મામાજીએ પોતે મને કહી તે સઘલી તુંને કેહેવાનો મને હોકમ કીધો હતો. તું હવે જા અને તૈયાર થા, અને જેમ બને એમ જલદી મુંબઈ ઉપડી જવાનું કર. તું ઘણાં સુખથી મુંબઇમાં રેહે તે માટે મામાજી તુંને પૈસાની પુરતી જોગવાઇ કરી આપશે. અને તુંને સોલીસીટરોપરનું કાગલબી આપશે. હવે આપણે મલીએ કે નહીંબી મલીએ, પણ અવારનવાર એકમેકપર ખચીત કાગલો લખ્યાં જઈશું, અને તેથી આપણા વચ્ચે જનમ પાંમેલી મોહબત જારી રહેવા ઉપરાંત એકમેકની હકીકતથી પુરતી રીતે આપણે વાકેફગાર રહીશું."

અહીઆં માંણેકે મને પોતાનો હાથ આપ્યો, અને હું માનથી શેકહેંડ કરી મુંબઇ જવાની તૈયારી કરવા મારા ઓરડામાં દોડયો. હમણાં મુંબઇ હું ઘણા લાંબે વખતે જતો હતો. હોમલા ખુનના દોરના સબબે હું મુંબઇનું નામ નહીં લેતો હતો, પણ હવે હું લગભગ મોટો માટીડો થયો હતો, તેથી આગલ પેરે હોમલાથી બીહતો નહીં હતો. વલી એ જુદાં પડેલાં બાપ બેટીને કોઇબી જોખમે મેલવી આપવાની હું ઉલટમાં હતો, અને તેથી મેં મુંબાઇ જવાની જરા પણ આનાંકાંની કરી નહીં; પણ તૈયાર થતાં એ કોરજી શેઠની દીકરી કોણ હશે તે વીષે મને તહરેવાર વિચારો થયા. હું હજી તેનું નામ વતીક જાંણુતો નહીં હતો પણ તેની સાથે મલવાને મારૂં સઘલું કામ ફકત મારે શેઠના સોલીસીટરો મારફતે લેવું હતું.! એબી શું કોઇ વાંચનારની ઓલખીતી હશે?

હું સઘલો તૈયાર થઇને કોરજી શેઠના ઓરડામાં ગયો ત્યારે ત્યાં તેઓ એખલાજ હતા, એટલે મેં જાંણ્યું કે માંણેક તરતનીજ મલી ભેટીને ગએલી હશે.

"કેમ, કાંહ નાતરૂં કરવા જવા તૈયાર થઈ નીકલ્યોચરે?" કોરજી શેઠે પોતાના સરેસ્તાના દમમાંજ પુછયું.

"સાહેબ, પેલું સોલીસીટરોનું કાગલ તૈયાર છે?" મેં પુછયું.

"લે પેલું ટેબલપર પડેલું છે તે," કોરજી શેઠે ઝપકામાંજ બતાવ્યું, "ને પાસે પેલું બીજું પડેલું છે તેબી લે; તે ફકત તારેજ વાસ્તે છે, અને તેમાં કોઇને કાંઇ લેવું દેવું નથી. તેનો કોઇ હીસાબ માંગવાનું નથી."

મેં જઈને તે બેઉ કાગલ્યાં લીધાં. એક સોલીસીટરોની ડર ઠેકાણાં સાથની વીગતવાર સરનામાની ચીઠી હતી, અને બીજી એક રૂપીઆ પાંનસોની નોટ હતી. મેં જોયું કે મારા ટુંક ખરચ માટે આ પૈસા હતા, અને બાકી વધે તે મારીજ પાસે મારે રાખવા એમ મારા શેઠની મરજી હતી, કેમકે તેણે મને કહી દીધું હતું કે એમાં બીજા કોઈનો ભાગ નથી, અને કોઇ હીસાબ માંગવાંનુ નથી.

"એ કામ બરાબર કરી આવ," કોરજી શેઠે કહ્યું, "તેટલાં હું પેલા નસરવાનજી નાનાવતી પર કાગલ લખીને તારી ખબર મંગાઉં છું, અને તેમાંથી જો મને જણાયું કે તેં મારા સાથ દગો કીધો છે તો નીઝામના સો સ્વારો ધરધર કરતા તારી ધરપકડને વાસ્તે—"

"હું રજા ચાહુંછું સાહેબ ત્યારે," મેં વાત ઉડાવી કહ્યું.

"જા વેહલો આવ," કોરજી શેઠે આજે પેહલીજ વાર પ્યારથી હસી મારો ગાલ પસવારીને કહ્યું, ને હું મુંબઇ જવા નીકલી પડયો.

---

## પ્રકરણ ૯૧ મું.

### એક અજાયબી.

કોરજી શેઠની નીવારી મેલેલી દીકરીને સોધી લાવી મેલાવી દેવાના પુણ્યવંત હેતુથી એ રીતે ફરી એકવાર જ્યારે મારૂં મુંબઇ જવું થતું હતું, ત્યારે છેલ્લો હું ક્યારે એ મોટાં શેહેરમાં જઇ આવ્યો હતો તેની વાંચનારને એક ટુંક યાદ આપવા મારે થોબવું જોઇશે. તેણે યાદ કરવું પડશે કે કમનસીબ ખુરશેદના પીતાએ મારે માટે કલકતાવાલા મોટા શેઠને ત્યાંની નોકરી નક્કી કરી, ત્યારે હું મોટાઇનાં મેહેરબાઇને ઘેરથી માહબલેશ્વરથી મુંબઇ આવ્યો હતો, અને મુંબઇથી કલકતા રવાંના થાઉં તે આગમચ હોમલા ખુધાએ મને દગાથી વાહી ઢાગાથી ચીન તરફ ધકેલી આપ્યો હતો. ચીન જતાં રસ્તામાં મારાપર શું વીટયું—એક ગજબનાક મોહતથી–દરીયાઇ

ઘોરમાંથી હું કેવા એતેફાકથી બચી ગયો તે સઘલું વીસ્તારથી ફરી લખી યાદ આપવા જરૂર નથી, કેમકે મારી કાંહાંણીમાં તે એક એવો બનાવ છે, કે જે મારાં કદરદાંન વાંચનારાઓને તેમની દયા વચ્ચે સારી રવેસે યાદ રહેલો હોવો જોઇએ.

એ રીતે લગભગ દોઢ વરસ વહી જવા પછી હું પાછો મુંબઇની માંનીતી ભુંમી ઉપર કદમ ઠઠાવા જતો હતો. ત્યાં જતાં રસ્તા ઉપર જે તહરેવાર તુરંગો મને થયા—એ છેલ્લાં દોઢ વરસના અરસામાં મારાપર જે વીટયું હતું ને મારા બાબમાં જે જે બન્યું હતું તેના વિજલીને વેગે મેં જે વિચારો કસ્યા તેમાં હોમલો ખુંધો ને તે ખુંધાનું મારા તરફનું કપટ મારૂં સૌથી વધારે ધ્યાંન ખેંચનારો ખ્યાલ હતો. વલી જ્યારે એક હાથ ઉપર એ ખુંધાના ત્રાસ ખાતર મુંબઇ જવા હું જેટલો જોઇએ એટલો ઉલટમંદ નહીં હતો, ત્યારે બીજા હાથપર સુંદર શીરીનનાં દેલરૂબા હોસાંનની યાદ મને મુંબઈ જવા જોઇએ તે કરતાં વધારે ઉલટમંદ બનાવી બીજી સઘલી નાપસંદ યાદોને મારાં મનમાંથી હાંકી કાઢવાને પુરી અને શુરી હતી!

પણ તે સકલ સદગુણી સુંદરીને હું મુંબઈમાં મલીશ એવો સંભવજ શો? તે હમણાં ક્યા રેહેતી હતી—કેમ રેહેતી હતી તે વટીક મને ખબર ન હતું; તેને ઘર—ચાલી ચલાવાને ખુદ હોમલા ખુંધાને ઘર હું જવાની હીંમત કરૂં એ વિચારજ અક્કલમાં નહીં ઉતરે એવો હતો, અને ત્યારે જે મનહર મધુરીએ મને મોહીત કરી મારૂં મન જીતી લીધું હતું તેને મલવાની મને આશાજ શી હતી?

અને તોબી આશાજ મને ઉલટ સાથે હાથ ધરી મુંબઇ ઘસડી જતી હતી. મુંબઇ હું જતો હતો તો કોરજી શેઠનાં કામે, પણ તેમ છતાં એ તકે શીરીનને કોઇ એતેફાકથી મલવાની ઉમેદ મારાં દીલમાં નહીં સમજાય એવી ખાત્રીનું જોર મચાવતી હતી.

મુંબઇ પોહોંચી કોટનાંજ એક આબરૂદાર હાટેલમાં બીજા વર્ગના ઉતારૂ તરીકે હું જઈ રહ્યો. કોરજી શેઠના સોલીસીટરની આફીસ કોટમાંજ હતી માટે એમ ઉતારો લેવાથી મને સગવડ થતી હતી.

હાટેલમાં હું સહવારે નવ કલાકે જઇ પોહોંચ્યો, તેથી તુરત વેલા મેં ફકત ચા લીધી, અને પછીથી બપોર થવે પેટ ભરીને જમ્યો. તેમ કરી થાકથી પુરતો આસુદો થઇ હું બપોરે બે વાગે મારા

શેઠના સોલીસીટરને મલવા નિકલ્યો. મારા શેઠનું કાગલ મેં સાથે લીધું હતું. તેનાપર ઈંગ્રેજીમાં નીચે પ્રમાણે સરનામું હતું:—

"મી૦ જે૦ ટેનંટ.

સોલીસીટર, હાઈ કોરટ.

31, એપોલો સ્ટ્રીટ, કોટ; મુંબઈ."

આ સરનામાની સહરદે મીં૦ ટેનંટની આફીસ જોઈ કાઢતાં મને ઝાઝી મુશ્કેલી પડી નહીં. મેં ત્યાં જઇ એક કલારકને મારા શેઠનું નામ આપ્યું, એટલે તે તુરત અંદર જઇ પોતાના શેઠને મલી આવ્યો, ને પછી બાહેર આવી મને અંદર મોકલ્યો.

તે ઓરડામાં એક ઈંગ્રેજ લખતો હતો, જે મને ઓરડામાં દાખલ થતાં જોઇ પોતાના કામમાંથી માંથુ કાઢી મારા ભણી ટીકવા લાગ્યો. તે પછી તેણે તુરતજ આંખમાંથી સોનાનો ચસમો કાઢી પાસે મુક્યો, ને મને દોકાંના લેહેકાથી આવકાર આપી પાસે તેડયો ને સામેની એક ખુરશીપર બેસાડયો.

વાંચનાર જાણે છે કે મને ઇંગ્રેજીનો કામ ચલાઉજ નહીં પણ અત્યાર વેરમાં તો ઠીક અભ્યાસ થઇ ચુકયો હતો, અને તેથી મેં વગર ગભરાવે આ બુઢા સોલીસીટર સાથે ઇંગ્રેજીમાંજ 'ટાક' ચલાવી. મેં તેને મારૂં નામ અને કામ ટુંકામાં કહ્યું, ને પછી કોરજી શેઠનું કાગલ આપ્યું. તે તેણે લીધું ને તુરત પાછો ચસમો ચઢાવી ધ્યાંનથી વાંચવા પડયો.

આ કાગલ મેં જોયું કે બહુ વીગતે લખેલું—લાંબું હતું, અને મી૦ ટેનંટ જ્યારે તે વાંચતો હતો ત્યારે મને તે પ્રખ્યાત આદમીને ધીરજથી જોવાને અવકાશ પ્રાવ્યો.

તે એક સુમારે ૫૦ વરસનો આંગે ભરેલો દોસો હતો. તેનું માંથું અધકચરા સફેદ આછા બાલોથી ભરેલું હતું, અને તેનાં પોહોલાં સફેદ કપાલ ઉપર ઘણાં કામના બોજાની કરચલી હતી. તેનાં દાચાં બેઠેલાં હતાં, પણ તે બટકો અને ભરેલો હોવાથી ઘેટકાં જેવો મજેનો લાગતો હતો. તે ગંભીર તોપણ સાહલેશ જણાતો હતો, અને એક સોલીસીટરને માટે જોઇતી આવડ, ધરપકડ (અને લુચ્ચાઇ વટીક) તેનામાં પુરતી હોય એવું તેનાં મોં ઉપરથી પ્રગટ જણાતું હતું. તેનું કામ ઘણું બોહલું ધીકતું હતું એ તેની આફીસના દમામપરથીજ સમજાતું હતું. તેને ત્યાં જે સખ્યાબંધ ક-

લારકો કામે વલગેલા હતા અને તેના પોતાના આ ખાનગી ઓરડામાં જે જુદાં જુદાં કુલોનાં નામ સાથની ઓચરીયાંઓની ચોરાબંધ પેટીઓ ગોઠવેલી હતી તે એ સઘલાંની પુરતી સાહેદી પુરતું હતું.

મી૦ ટેનંટ સોલીસીટરને કોરજી શેઠનો કાગલ પુરો કરતાં બહુ વખત થયો, અને અંતે તે પુરો કરી બાજુએ મેલતાં તેણે મારા ભણી જોઇ કહ્યું, "કુંવરજી શેઠ તમારી ઘણીક તારીફ કરીને લખે છે, મી૦ કાવશજી. તેઓએ તમોને જે કામસારૂં મુંબઇ મોકલ્યા છે તે કામ તમો બજા લાવો તે આગમચ તેને લગતી મારે કેટલીક ખાંનગી તેહેકીકો કરી લેવી છે, અને તેથી હાલ હું એ વીશે તમોને કશું કહી શકતો નથી. કાલનો દહાડો રહીને પરમ દીને સહવારે તમો દસ વાગે જો મને અહીં મલવા તસદી લેશો તો હું તમારે આગલ શું કરવું તે બધું કેહેવશ."

આ એક નાસીપાસી હતી. કોરજી શેઠની બેટી કોણ હતી તે જાંણવાની મને સ્વભાવીક અધીરતા થતી હતી, તેથી સોલીસીટર મી૦ ટેનંટે મને વલી બે દીવસનો વાયદો કીધો તે મને ગમ્યું તો નહીં, પણ બીજો ઉપાય નહીં હતો એટલે મને કરવામાં આવેલા વાયદા પ્રમાણે હાજર થવાની કબુલાત આપી હું તેની આફીસમાંથી બાહેર પડયો.

હવે મને નવરાસ હતી એટલે એક બીજું કામ મને યાદ આવ્યું. વાંચનારને યાદ હશે કે લુચ્ચા સોહલુ દમણ્યાએ મારાસે દગો કીધો, ને મારા રૂપ્યા ખાઇ ગયો ત્યારે તેની કેહેર કાઢવા હું તે રેહેતો હતો તે ઘેરમાં ગયો હતો ત્યાં તેણે ફાડેલાં કાગલ્યાંની વચ્ચેથી મારા ભલા મરહુમ શેઠ મેહેલાશાહા મેહેરહોરમજીનાની વડી બેટી જરબાઇ અને તેના ખાવંદ દાદીબાના સુરતમાં થયલા નેકાની એકાદ રેજીસ્ટરમાં કરેલી નોધનું અનામત પાનું મને મલી આવ્યું હતું. તે મેં દાદીબાને કામનું હોય વાસ્તે પોંહોંચતું કરવાનો એરાદો કીધો હતો તે વાંચનાર વીસરી ગયાં નહીં હોય. એ પાંનું હું મુંબઈ આવ્યો ત્યારે યાદ કરીને સાથે લેતો આવ્યો હતો, જે મારાં હાટેલમાં પાછો ફરી મેં લીધું ને તે આપવા જવા હું તૈયાર થયો. મને ખબર હતી કે દાદીબા પરેલ રેહેતો હતો, માટે તે તરફ હું નિકલ્યો.

મજકુર નોંધથી હું અચરત તો થતો હતો. મેહેલાશાહા શેઠનો રેહેવાસ મારી જાંણ પ્રમાણે સઘલો મુંબઈમાં હતો ત્યારે તેઓની બેટી જરબાઇ સુરતમાં કેમ પરણવા ગઇ તે મને સમજ પડયું નહીં, પણ એ વીશે મેં કાંઇ ઝાઝી કનવાર કરી નહીં અને તે રેજીસ્ટરનું પાંનું હું દાદીબાને આપી દેવાના ઇરાદાથી પરેલ તરફ ગયો.

પરેલ દાદીબાના બંગલામાં જઇને ખબર કાહડતાં મને જણાયું કે તે ત્યાંથી ખાલી કરીને મારા મરહુમ સેઠ મેહલાશાહ મેહરહોમજીના–તેના સસરા–નાજ બંગલામાં જઇ રહયો હતો. આબી મને ઘણું નવાઇ જેવું લાગ્યું. મારા મરનાર શેઠે એવી કીસમનું વીલ કીધું હોય કે તેઓની નાની અને સૌથી લાડકી બેટી ગુલાંને રવડાવી એ આખો મેહલ સરીખો બંગલોબી દાદીબા અને જરબાઇનાં નામપર કરી જાય એ વાત–માટે મને સ્વભાવીક અતી ઘણો વસવસો પેદા થયો.

હવે ત્યારે પરેલથી નીકલી હું મજગામ તરપ ચાલ્યો. ત્યાં જે બંગલામાં હું લાંબો વખત વેર ઘણી મમતા અને ઘણા પ્યાર વચ્ચે રહેલો હતો તે બંગલા આગલ આવતાં અનેક તહરાંની ગઇ ગુજરીની જુની યાદો નવી રવેસે મારાં મગજમાં તાજી થઇ. મેહલાશાહ શેઠની ભલાઇ, ગુલાંની ગરીબાઇ, તેઓના સઘલા નોકર નફરોની ભલમનસાઇ, અને તે મોટા બંગલાનો સઘલો ઠાઠ ઠઠેરો એ સઘલું મેં ગઈ કાલેજ જોયું અને અનુભવ્યું હોય તેમ એક ઉપર એક મારી નજર તલે આવવા લાગ્યું.

મેહલાશાહ શેઠના વખતમાં કંમપાઉંડની બાહેર એક ભૈયાજી હમેસાં બેસી રેહતો હતો, પણ આજે ત્યાં કોઇ નહી હતું એટલે હું અંદર ચાલ્યો. ત્યાં બંગલાના ઓટલા ઉપર મને એક પારસી નોકર મલ્યો, કે જે મારો ઓલખીતો હતો નહીં. તેને મેં મારા વખતના સઘલા ઓલખીતા નોકરોનાં નામ આપી તેઓ વીષે પુછયું, પણ તેણે કહ્યું કે તે નામોનો એકબી નોકર હમણાં દાદીબા શેઠની નોકરીમાં હતો નહી. આ બી એક નવાઈ હતી. મરનાર શેઠના સઘલા ભલા નોકરોને એકદમ રજા આપી નવા નોકરો રાખવાને દાદીબાને શી અગત પડી હતી તે ઉપર હું ખરેખર અચરત થયો. છેલ્લે મેં દાદીબા શેઠ સાથે મલવા માગ્યું, અને પેલો નોકર મારૂં નામ પુછી મને ઉપર લઇ ગયો.

તે જરા વારમાં પાછો ફર્યો, અને મને પોતા સાથે પેલાજ કુસાદે શોભાયમાન સંગેમરમરના દાદર ઉપરથી ઉપર લઇ ગયો. જે રૂમમાં પેહેલ વેહલો મને ધનજી કારભારીએ નહવાડી જમાડીને મેહલ્લાશાહ શેઠની હજુરમાં ઉભો કીધો હતો, તેજ હમણાં વધારે આરાસ્તા કીધેલા રૂમમાં દાદીબા અને જરબાઇ હતાં. પેલો નોકર મને તે ઓરડો બતલાવી ચાલી ગયો, અને હું અંદર ગયો.

દાદીબાની ઉમ્મર તેને મેં છેલ્લો જોયા પછીથી આજ વેરમાં જેમ થવું જોઈએ તેમ ઘણી વધી હતી, અને તે ચાલીસથી એતાલીસ વરસની ભરતીમાં આવેલો હતો. એમ છતાં તેનાં ચેહરામાં અથવા કદમાં કશો જાણવાજોગ ફેરફાર થયલો મેં જોયો નહીં. જરબાઇમાં, એથી ઉલટું, કાંઈક ફેરફાર જોવામાં આવતો હતો. તે આંગે લગાર ભરાઇ હતી, પણ તેનો ચેહેરો હતો તે કરતાં વધારે ફીક્કો મારી ગયો હતો.

હું ઓરડામાં દાખલ થયો તેવાંજ તેઓ મને ટીકી ટીકીને જોવા લાગ્યાં, પણ તેમનાં તે જોવામાં કાંઇક કાલજી, દયા, ગેરશલુકાઇ કે ગુસ્સો સમાયો હતો તે હું તુરત નક્કી કરી શકયો નહીં. વલી મેં એમ બી જોયું કે તેઓએ મારી તરફથી નજર કાહડી લીધી ત્યારે એકમેકને કાંઇ આંખની ઈસારતથી કહ્યું, જોકે તે શું કહ્યું તે પણ હું કલ્પી શકયો નહીં.

"તું મને મલવા માંગેછ, છોકરા?" દાદીબાએ દેખીતા દમામથી પુછયું, જોકે હું જોઇ શકયો કે તેનો સાદ તલીએથી ગગલી પડતો હતો.

"હા સાહેબ," મેં કહ્યું. "હું તમને વગર કામે તસદી આપતે નહીં, પણ એક અગતનું ઓચરીયું મારા હાથમાં આવ્યું તે તમોને કદાચ કામનું થઇ પડે એમ જાણીને હું તમોને આપવા આવ્યો છું. તમો મને વીસરી ગયા તો નહીં હોવો?"

"હા હા, હું તને ઓલખું છું," દાદીબાએ કાંઇક આકલી-ઉતાવલી ઢબે કહ્યું; "તુંને આજ મકાંનમાં જોયલો મને યાદ છે, પણ તું જે ઓચરીયાં વીશે કેહછ તે—"

"આએ રહ્યું તે સાહેબ,"—અને મેં ગજવામાંથી તેમનાં લગનની નોંધનું તે રેજીસ્ટરવાલું પાનું તેના હાથમાં આપ્યું.

આ શું કાગલ્યું હતું તે હજી તો દાદીબા વાંચે તેટલાં જરબાઇનો જીવ નહીં થોભ્યો માટે તેણે પણ તે કાગલમાં માંથું ખોસીયું, અને તે કાગલમાં જે હતું તે જોતાં તે બન્નેથી એક અચરતીનો ધીમો પોકાર મરાઈ ગયો! વધારે—મેં બેહદ અચરતી વચ્ચે જોયું કે જરબાઇ તે એક સાદી નોંધ વાંચી તદન ગભરાઇ ગઇ, અને મારા ભણી જોઈને તેણી ધીમે સાદે કાંઇ બોલી, કે જે હું કમનસીબે સાંભલી શકયો નહીં.

"કેમ થયુંચ જરી!" દાદીબાએ ધમકીના દોલા કાઢી કહ્યું, અને જરબાઇ અમારી પાસેથી ખસી ગઇ ને પાસેના એક સોફાપર જઇ અઢેલી પડી, જયાંથી પણ કાંઇ નહીં સમજાય એવી ઢપે મારા ભણી જોયા કીધું!

"બેસ બેસ, કાવલા," દાદીબાને રહીરહીને છેક હમણાંજ મને બેસવા કેહેવાનુ ભાંણ આવ્યું, "ને આએ ઓચરીયું તારા હાથમાં કેમ આવ્યું તે મને કેહ."

"સોલુ દમણ્યા નામના એક લુચ્છા પારસી સાથે મને કામ પડયું હતું," મેં કહયું, "અને ચોકસ સબબો સર તેણે ફાડી નાખેલાં કર કાગજીઆંમાં જુસતેજો કરતાં અચબુચ આ તમારૂ કાગલ મલી આવ્યું હતું."

"પણ તું પોતે સુખી તો છે? તું સારી પેઠે રહેલો છે? તું કાંઇ તંગીમાં તો નથી?" જરબાઇએ મને અચબુચ કાંઈ દીલમાં દયાની લાગણીઓનો જુસ્સો થતો હોય તેમ બેઠી હતી ત્યાંથીજ પ્યારથી સવાલોપર સવાલો પુછ્યા—અને એ સવાલો કીધા પછી ખુદા જાંણે કે તે મારા ચેહરા ભણી જોવાને શરમાઈ કે શું તે એક નાનાં બરફ જેવાં સફેદ કુત્રાંને ખોલામાં લઇ તુરત પાછી નીચી મુદીએ તેના સાથે રમીઆ કીધી.

"તમારી એ કાલજી વાસ્તે હું તમારો ઉપકારી છું, બાઇ સાહેબ," મેં કહયું. "હું ઘણો સારી રવેસે મારી જીંદગીના દાહડા પુરા કરૂ છું, અને હવે હું રજા ચાહુ છું."

અહીયાં હું ઉઠવા જતો હતો, પણ દાદીબાએ મને પાછો બેસાડયો. "બેસ બેસ, શું ઉતાવલ છે? અમોને કેહે તો ખરો કે તું હમણા કાંહ રહેલો છે?"

"હું કુંવરજી મોદી નામના અત્રેથી હેદરાબાદમાં રીતાયર થયેલા પારસી શેઠયાને ત્યાં રહેલો છું."

"હો! પેલો કુમો મોદી, પેલો કડક કોરજી?" દાદીબાએ મારા શેઠને તરત પીછાંણતાં કહયું. "ઠીક છે છોકરા, આ ઓચરીયું મને લાવી આપવામાં તેં મારૂં અગતનું કામ બજાવીયું છે, વાસ્તે જો તું એ નોકરી મુકી દીએ તો મને જરૂર મલજે; આપણે તારે વાસ્તે કાંઇ કરી શકશું. હાલ તુરત તો આએ–" અને તે પોતાનાં ગજવામાંથી પાકીટ ખેંચી કાહડતો હતો.

"નહી સાહેબ," મેં કહ્યું, "પૈસાને ખાતર મેં એ તમારૂં કામ કીધુંજ નથી. હું એક પઇ બી કબુલ રાખનાર નથી, અને હવે મને રૂખસદ અપશો."

હયાં હું બાહેર નીકલ્યો, અને બારણું પાછું વાંકુ કરવા ફરીયો ત્યારે મેં ઘણી અચરતી વચ્ચે જોયું કે જરબાઈ સોફા ઉપર પાછી પડી રડતી હતી, અને દાદીબા તેને દીલાસો આપતો હતો! આ દેખાવ જોવા હું વધારે વાર સભ્યતા સાથે થોભી શકયો નહીં, પણ આએ અને એ ઉપરાંત બીજું ઘણું જે મેં મારા, દાદીબાના અને જરબાઇના બાબમાં જોયું તે ઉપર હું બેહદ અચરત થતો અને પાર વનાનો ગુંચવાતો તે બંગલામાંથી બાહેર પડયો!

---

## પ્રકરણ ૯૨ મું.

### કોરજી શેઠની બેટી.

મુંબઇમાં બીજો એક દીવસ મેં ૫રી હરીને કાઢયો, જે અરસામાં વાંચનારને જાણવાજોગ કશું બન્યું નહીં, ને ત્રીજે દીવસે હું વાયદા પ્રમાણે મા૰ ટેનંટ સોલીસીટરની આફીસમાં ગયો. તે તુરતનોજ આવેલો હતો. તેણે મને સારો આવકાર આપી પોતા સામે બેસાડયો, ને બે પાંચ મીનીટ ગામ ગપાટાની ખબર અંતર કરી અમારાં અવલ કામ ઉપર આવ્યો.

"જે ખુલાશાઓ હું તમોને આપવાનો હતો મી૰ કાવસજી," તે સોલીસીટરે ચલાવ્યું, "તે હવે આજે આપવાને મને કશી અડચણ નથી. કુંવરજી શેઠનાં કાગલ ઉપરથી હું જોઉં છું કે તેવણનાં મગજને જે રૂડી વલાંણ એકદમ મલી છે, અને તેવણે પોતાનાં

વીસારી મુકેલાં વાહલાંઓને જે પોતાને આશરે પાછાં લેવા માડ્યાં છે તે સઘલું તમારી ભલી સમજાવતોનુંજ પરીણાંમ છે, જે વાસ્તે હું તમોને મુબારકબાદી આપું છું. તમે એવણની દીકરીને અહીંથી તેડી લઇ જવા આવ્યા, પણ તેઓએ પોતાનાં કાગલમાં લખ્યું હતું કે મારે તમુને એ દીકરીનું નામ નીશાન અને ઠર ઠેકાણું આપવા પેહલાં મારે ખાનગી તેહકીક કરવી કે એ દીકરી હજુર સારી ચાલની છે કે કાંઇ આડે રસ્તે ઉતરી ગઈ છે. જો મારી તેહકીકમાં એ ગ્રહસ્થની એ બેટી તેમના નવા પ્યારને નાલાયક ઠડે તો મારે તમને અત્રેથી આવ્યા તેવાજ પાછા વાલવાના હતા, પણ તમે જાણીને ખુશી થશો કે મારાં ફરતાં પરતાં માણસો મારફતે કરાવેલી ચોક્કસ તેહેકીક પ્રમાણે તે બાનું નીતીમાં બીલકુલ નીશકલંક નીવડી છે, અને જ્યારે તેના એક લુચ્છા ઘાટકી ભરથારને વાસ્તે તે રહે છે તે માટે આખો મોહોલ્લો ફરીઆદ કરે છે, ત્યારે તેને પોતાને વાસ્તે અને તેની એક ગોલાબ જેવી દીકરીને વાસ્તે આખો મોહલ્લો જબજા તારીફ બોલે છે."

"એ ઘણીજ ખુશીની વાત છે," મેં ખરાં દીલની ખુશીથી કહ્યું. "તમારી તેહકીકનું એ પરીણામ થયું તેથી તે બાપ બેટીને મેલાવી દેવાનો મને સંતોષ મલશે તેનો મને ભારે હરખ થાય છે."

"આપણાં સારાં નસીબે એ બાનુંનો મુજી ભરથાર હમણાં બાહાર ગામ ગયલો છે, અને એકાદ બે મહીના સુધી પાછો આવવાનોબી નથી," મી૦ ટેનંટે કહ્યું. "એ અરસામાં તમોને એ બાપ બેટીને મેલાવી દેવાને ઘણી સગવડ થશે. મેં તેઓને અહીયાં હમણાંજ તેડેલાં છે. તેઓને બાઆબરૂ લઇ આવવાને વાસ્તે મારો પોતાનો પારસી હેડ કલાર્ક મારીજ ગાડી લઇને ગયો છે, અને હું તેઓને માંરી આફીસમાં શું કામ તેડતો હોવશ તે વીષે તેઓ ઘણાં અચરત તો થશે, પણ હું તેઓના બાપનો સોલીસીટર છું, વાસ્તે તે બાનું આવવાને આનાકાની કરવાની નથી એમ મારી ખાત્રી છે."

એજ વખતે અમો વાત કરતા હતા તેજ ખાંનગી ઓરડાનું બારણું ઉંગડયું, અને ઓફીસના એક પતાવાલાએ આવી કોઇ બે પારસી બાઇઓ મલવા આવવાની ખબર કરી. તેઓને અંદર દાખલ કરવા મી૦ ટેનંટે હોકમ કીધો, અને પોતાની ખુરસી ઉપરથી ઉઠીને તે પોતે બારણાં આગલ તેમને લેવા ગયો.

તે બાનુંઓ કોણ હતી તે જોવાની અતીઅંત અધીરતામાં હું પણ ઉઠીને ઉભો થયો, અને તે બાનુંઓ અંદર આવી. બન્ને શરમાતી ઓશકાતી અંદર આવતી હોય તેમ લાગ્યું. મી૦ ટેનટે તેમને હીંમત આવે એવું કાંઇ કહીને વારા ફરતી શેકહેન્ડ કરી તે મેં જોયું, પણ હજી તેઓના ચેહરા બરાબર દેખાતા નહીં હોવાથી હું હજી તેમને બરાબર જોઇ શકયો ન હતો. હવે તેઓ છેક અંદર આવી અને અમારી સઘલાંની નજર એક થઇ, અને કોણ? વાંચનાર માનશે નહી, પણ તે કોઇજ નહીં પણ રૂપાંબાઈ અને શીરીન હતાં!

તેઓને જોતાંજ મારાથી હરખની એક બુમ પડાઇ ગઇ, અને શીરીન તેમજ રૂપાંબાઇ નહીં ધારેલી રવેસે નહીં ધારેલી જગ્યાએ મને જોઇને તેટલાંજ હરખમાં આવી ગયાં. શીરીનને આ વેલાએ જોવાની અને મલવાની ઉમેદમાં હું મુંબઈમાં આવ્યો હતો, પણ તેણીને હું મલશ એવો સંભવ કશો જણાતો નહીં હતો. તેવામાં હું તેણીને મલવા પામ્યો એટલુંજ નહીં પણ મને લાગતા વલગતા એક બનાવનાજ સંબંધમાં મલી શકયો એ એક માહભારત સંતોષ હતો. એ સંતોષ વચ્ચે—શીરીનની સુંદરતાના દેખાવનાં સુખ વચ્ચે હું તેઓ જોડેનું મારૂં કામ વટીક વીસરી ગયો. તેની ખુબસુરતી અસલ હતી તે કરતાં દશ હજાર દરજ્જે બેહતર ખીલી નીકલેલી હતી, અને તેણીનું સરોવર સરખું સીધું અને પતલું બદન તે ખુબસુરતીનો બાહર વધારે વધારી આપતું હતું. તેણીની ચાલમાં એક સુધરેલી બાનુંનો સઘલો અદબ સમાયલો હતો, અને તેણીની વાત કરવાની વલાંણમાં એક કેલવાયલી બાનુંનો સઘલો વિવેક જણાતો હતો.

અમોને એકમેકથી અજાણ્યાં નહીં જોઈને મી૦ ટેનંટ પોતે પણ અતીઘણો અચરત થયો, અને તેની અચરતી ભાંજવા મને તુરત ખુલાસો આપવો પડયો. "મી૦ ટેનંટ, આએ બાનુંઓની સાથે મને ઘેરવત છે," મેં કહ્યું, "અને તોબી મારા શેઠની દીકરી તરીકે આ રૂપાંબાઇને જોવાને મને સ્વપ્નેબી વકી હતી નહીં."

"કાવસ, દીકરા કાવસ, એ સઘલી શું ગડબડ છે?" શીરીનની ભલી માતાએ જેટલી મમતાથી તેટલીજ આતુરતાથી આકલી બની પુછયું.

"બાઇ સાહેબ," મેં કહ્યું, "તમારાં સઘલાં દુ:ખ ને હાડમારીનું સેવટ આવી ગયું છે. જે તમારા નેકનામ પીતાજીએ આજવેર આજ કેટલાં વરસોથી તમારૂં મોઢું જોવા ના પાડી છે, તેઓની નોકરીમાં હાલ હું છું ને તેઓએજ મને તમને તેડવા મોકલ્યો છે."

"ઓ, એ શું વધાઇની વાત તું મને કહેચ, મારા દીકરા!" રૂપાંબાઇએ આએ નહી ધારેલી વધાઈની ખુશીથી આજેજ થઇ બેસી પડતાં કહ્યું. એ વેલાએ તેણી એટલી બધી આજેજ થઇ ગઇ કે શીરીનને તેની માવજત માટે આગલ દોડી જવું પડયું, અને થોડો વખત તે ઓરડામાં તે માય દીકરીને એખલાં બેસવા દઇ તેમનો જીવ ઠેરવવા દેવાનું મી૦ ટેનંટને અગતનું જણાયાથી તે મને પોતાનો વિચાર જણાવી હાથ પકડીને તે ઓરડામાંથી બાહર લઇ ગયો.

અમો બીજા ઓરડામાં ગયા ત્યારે મી૦ ટેનંટે કહ્યું, "એ બાનુંઓને ખામખા એકલી મુકી આવવાની મેં અગત જોઇ. પેહેલાં તો રૂપાંબાઇ અચપુચ આ વધાઇ સાંભલીને તદન આજેજ થઇ ગયલી જણાઈ, અને બીજું તો શીરીનનાં મોઢાંપરથીજ એમ જણાયું કે રૂપાંબાઇએ પોતાની દીકરીને તેના શેઠીઆ મમાવાની હસ્તીથી બીલકુલ બીનવાકેફ રાખેલી છે, તેટલા વાસ્તે તેઓ એકલાં પડવાથી તેમનાં મનનું સમાધાન થશે, એટલુંજ નહીં પણ શીરીનને આ નવી ખબરના બાબમાં તેની માતા જોઇતા ખુલાસા આપી રહેશે.

"એમ હોવુંજ જોઇયે," મેં કહ્યું. "મારી ખાત્રી છે કે શીરીનને તેની માતાએ તેના મમાવાની હસ્તીથી અથવા તેની મોટાઇની વાતથી આજવેર બીલકુલ અજાંણી રાખી હશે, કેમકે મેં ઘણા દીવસ એઓ સાથે એક મકાનમાં કાઢેલા છે, અને એ મા કે એ દીકરીને મોઢેથી મેં એ વીષેનો કશો એસારો સાંભલ્યો ન હતો. એમ છતાં હું સમજી નથી શકતો, મી૦ ટેનંટ, કે રૂપાંબાઈ જેવી અસીલ અબલાએ જે બેટીને તે પોતાના જાનથી જ્યાદા ચાહે છે તેનાથી એ વાત શું કામ છુપાવી હશે?"

"એ સમજવાનું મને મુશ્કેલ પડતું નથી," મી૦ ટેનંટે એક પક્કા સોલીસીટરને છાજતી પક્કાઈથી ખરૂં કારણ તુરત પકડી આપતાં કહ્યું. "હું એમ ધારૂં છું કે ગમે એવાં કારણ છતાં પણ પોતાના બાપનો આસરો તજી જવાનો એ બાનુંએ પોતાની નાદાની-

યતમાં અવિચાર બતાવ્યો તેથી સ્વભાવિક પેદા થતી શરમે પોતાની બેટી આગલ એ વાત કાઢતાં તેણીને અટકાવી હશે, અને વલી કોરજી શેઠનો કરડો અને ધાટકી ઠરાવ જોઇને તેણીએ ખ્યાલ કીધો હશે કે એ વાત જાહેર કીધાથી ફાયદા કરતાં ગેરફાયદો વધારે છે, કેમકે સમજુ શીરીન પોતાની માતાનાં સંકટોના બલાપાએ બલી મરતી હતી તેનાં દુખમાં એ નવી હાડમારીની વાતથી ફક્ત ચાલુ વધારો થતે."

"બેશક," મેં કહ્યું, "સોલીસીટર સાહેબ, તમારા અનુમાનો ખરાં હોવાં જોઇએ. પણ ત્યારે હવે એક બીજો વિચાર પડેછે. હું જોઇ નહીં શકતો કે રૂપાંબાઇ જેવી મોટાં ખાંનદાંનની ને સમજુ બાનુંએ હોમલા ખુંધા જેવા એક બદમાશને પોતાનાં ખાવીંદ તરીકે કેમ બહાલ રાખ્યો હશે?"

"એમાં બી કાંઇ અચરત થવા જેવું હું જોતો નથી," મી૦ ટેનંટે કહ્યું. "તમારે જાંણવું જોઇએ મી૦ કાવસજી, કે પોતાનાં બચ્ચાંનાં સુખને માટે એ બાનુંએ પોતાનાં સુખ અને લાગણીનો દેખઇતો ભોગ આપ્યો છે."

"હું નહીં સમજ્યો સાહેબ," મેં કહ્યું. "તમો બચ્ચાંનાં સુખની વાત કરોછો પણ રૂપાંબાઈને બીજાં બચ્ચાં કીયાં હતાં? મારી જાણ પ્રમાંણે શીરીન અને પીરોજા એ હોમલા ખુંધાનાં બેજ બચ્ચાં હતાં."

"હોમલા ખુંધાનાં તો બચ્ચીત નહીં," મી૦ ટેનંટે હશીને કહ્યું. "જે ગરીબ પણ આબરૂદાર કેલવાયલા જવાંન સાથે રૂપાંબાઇએ પોતાના બાપની મરજી ઉપરાંત સંસારમાં ઝીપલાવ્યું તેનાંજ એ શીરીન અને પીરોજા જોડ-બચ્ચાં હતાં. તે જીવ્યો હતે તો રૂપાંબાઇને અને તેનાં બચ્ચાંને ઘણાં સુખી કરી શકતે એ વાત માનવાને હું વહેમ ખાતો નથી, પણ એ બચ્ચાંનાં તેમજ એ બાનુંનાં કમનસીબે તે જવાંન જીવવા પાંમ્યો નહીં. રૂપાંબાઇએ તેને જીવાડવાને બનતું કીધું. મરનારના ખાટલા પછવાડે તેણી કરજદાર થઇ ગઇ, અને છેલ્લે તેનાં મુવા બાદ પોતાનાં બચ્ચાં સાથે તે બીલકુલ રવડી પડી. તેણીએ આબરૂમાં પેટપુરો ગુજારો મેળલવાને વાસ્તે પોતાનાં હાડકાં કસી કમાવાને કશી કસુર કરી નહીં, પણ તે મેહેનતના બોજા તલે તેણી માંદગીથી તવાતી ચાલી, અને છેલ્લે પોતાને

ખાતર નહીં તો પોતાના બચ્ચાંને ખાતર તેણીએ બીજું ઘર ક-રવાની જરૂર જોઈ. એતેફ્રાક, એ વખતે હોરમજજી કરાઇએ તેના ઉપર પોતાનું માંગું મોકલ્યું, અને તેના બાહેરના દેખાવથી તેને ગેરઈનસાફ્ નહીં કરવાના હેતુથી પોતાનાં બચ્ચાંને ખાતર આફ્રતી પડી તેણે તેના ગુણ અવગુણ જાણ્યા વીના તેને પોતાના ભરથાર તરીકે બાહાલ રાખ્યો."

"કમનસીબ રૂપાંબાઈ!" મેં ખરી દયાથી કહ્યું, "પોતાનાં એક અવિચારની સજામાં તેણીએ અને તેણીનાં નીરદોશ બચ્ચાંએ ઘાટકી હોમલા ખુંધાને હાથ ઘણું ખમ્યું છે."

અહીંયાં મી૦ ટેનંટે પાસેના ઓરડામાં પાછા ફ્રરવાની મરજી બતાવી, અને અમો ત્યાં ગયા. રૂપાંબાઈ અને શીરીન અમોએ જોયું કે હજી કાંઇ ભારે અગતની વાતચીતમાં મસગુલ હતાં. તેઓ અ-મોને જોતાં ઉભાં થયાં, અને મી૦ ટેનંટે તેમને ધીરજ આપી પાછાં બેસાડયાં.

"તમારા રૂસાયલા પિતાજીને મનાવવાનું માન સઘલું આ જવાંન ગ્રહસ્થને ઘટે છે," મી૦ ટેનંટે હસીને મને બતાવતાં કહ્યું. "વરસોનાં વરસો સુધી જે આસામી એકના બે નહીં થયા હતા તેઓ ફ્રક્ત આ જવાનની જોશભર લડતે સાંમે આજેજ થયાછે."

"મેં તને દીકરાજ તરીકે ચાહેલો છે," રૂપાંબાઇએ ઘણાં હેસાંનથી કહ્યું, "ને બા કાવસ તેં એક દીકરાનીજ જગ્યા રાખી છે. મારી શીરીનની રોજની વાતચીતમાં હજારોવાર તારૂં નામ ભેલાયલું રેહેતું હતું, અને તોબી તે નામ અમોને આજના જેવું વહાલું અને મીઠું થઇ પડશે એવું અમે કદી ધારતાં હતાં નહીં."

શીરીનનું દીલ તો આ વખતે કાંઇક હજારો વિચીત્ર લાગણી-ઓથી એવું ઉભાઇ જતું હતું કે તે એક હરફ્ વટીક બોલી શકી નહીં, અને જ્યારે તે લાખોલાખ હેસાંનની લાગણીઓથી મારા ભણી ટીકયા કરતી હતી ત્યારે તેણીની હરણી પેરે ચમકતી ચતૂર ચશ-મોમાં હેસાંનનું એકેક આંસુ મોતી સમાંન ચલકતું હતું.

અહીંયાં અમો હેદરાબાદ જવાની ગોઠવણ ઉપર આવ્યાં, અને બીજે દીવસેજ નીકળવાનો ઠરાવ કરીને તે દહાડો હોમલા ખુંધાનાં ઘરમાં ગુજારવા રૂપાંબાઇ અને શીરીન સાથે મી૦ ટેંનંટની રજા લઇ તેઓનીજ ગાડીમાં હું તેમને ઘર ગયો.

તે દાહડો ખરાં સુખનો દહાડો હતો. સુંદર શીરીનની સુખભરી સંગતમાં મને તે દીને જે મોજ પડી તેવી મોજ હોમલા ખુંધાના ધાક વચ્ચે હું આગળ તેઓ સાથે રહેલો હતો ત્યારે મેં કદી અનુભવી ન હતી. કુવરજી શેઠને ત્યાં હું કેવી રીતે નોકરી રહેવા પાંમ્યો હતો—કેવી રીતે તેમના પાજી પણ દયાળુ સ્વભાવનો મેં અભ્યાસ કરી લીધો હતો—કેવી રીતે તેમની મરનાર બેહેનની બેટી સાથે મેં તેમને સલ્લાહ કરાવી આપી હતી—અને છેલ્લે, કેવી રીતે તેમની દયાનો દુઝતો ઝરો પાછો વેહેતો બન્યો હતો, કે જેનાં પરિણાંમમાં હું હમણાં મુંબઇ આવ્યો હતો તે સઘળું મેં રૂપાંબાઇ અને શીરીનને વિગતે કહ્યું, અને તેઓએ તે ઘણાજ રસથી સાંભળ્યું.

એ સઘલી વાતચીતને દરમ્યાંન દહાડો ઢલી જતાં વાર નહીં લાગ્યો, અને તેથી કાલે સહવારે સાત વાગેની મેલમાં ઉપડવાનું નક્કી કરી તે રાત્રે હું સુવાને મારાં હોટેલમાં ગયો. મને ત્યાંજ સુવાને તે બંને બાનુંઓએ ઘણી ઓંહોંસ કરી, પણ હોમલા ખુંધા જેવા એક હેમકને ખાતર મને તેમ કરવું દુરસ્ત જણાયું નહીં, અને હું ગયો.

---

## પ્રકરણ ૯૩ મું.

### બાપ અને બેટી.

તે રાત્રે મારાં હોટેલના મારા ઓરડામાં હું જ્યારે એકલો પડયો ત્યારે મને એક ઉપર એક ગુંચવણમાં નાંખતા હજારો ખ્યાલો થયા. શીરીનનાં સુભાગ્ય માટે હું તે સાહેબની શુકરગુજારી કરતો હતો, અને જેને હું દીલોજાંનથી ચાહતાં શીખ્યો હતો તે એક સૌથી નામીચા શેઠયાની પૌત્રી નીકલી એ ખ્યાલથી ઉપજતો હરખ મારાં દીલમાં માગો સમાયો જતો ન હતો. હોમલા ખુંધા જેવા એક બદમાસની તે દીકરી હતી એ મારાં દીલમાં એક વસવસો હતો, પણ તે હવે દુર થઇ ગયો હતો. વલી હોમલા ખુંધા જેવા એક લુચ્છાને રૂપાંબાઇ જેવી અસીલ અબલા પરણી તેને માટે જે મારાં મનમાં હંમેશ ઓછો વિચાર આવ્યા કરતો હતો તેબી તેનું ખરૂં ગંભીર કારણ જણાવે તમામ દુર થઇ ગયો હતો, અને એ પ્રમાણે એ તરફ સઘલું સેવટ ખુશાલીનું—મનપસીજનું હતું.

પણ એક બીજો ગંભીર ખ્યાલ નાઉમેદીથી મને જખમાવા મારા ઉપર તુરત ગાલેબ આવતો હતો. શીરીનના મમાવાનાં ઘરમાં શીરીન એક શાહનશાહબાનુના રોબથી રેહશે ને ત્યાં હું ફકત એક ખીદમતગાર તરીકે રેહેવશ, ત્યારે શું એ માનવાજોગ બી હતું કે શીરીન મને પોતાના ભરથાર તરીકે બહાલ રાખી શકશે? તે સુંદરીના ઓરસ્તવાર કસમો ને કરારોપર મારો એતબાર ઓછો થયો હતો એમ ન હતું; ઓર આજેબી તેણીનાં ઘરમાં અમોએ એક કલાકજે એકલી વાતચીતનાં સુખમાં ગુજારયો હતો તેમાં તે કરારો ને કસમો વધારે તાજા અને વધારે મજબુત થયા હતા, પણ શીરીનને તેની મરજી માફક તેનો કડક મમાવો પરણવા દેશે એ વિચારજ અક્કલમાં ઉતરવો મુશ્કેલ હતો!

પણ વલી ખ્યાલ થતો કે શીરીનનો મમાવો કદાચ સમજે બી; તેણે પોતાનાં કુટુંબની છોકરીઓને પોતાની મરજી માફક પરણાવા જતાં ત્રણ મરતબે એવી છક્કર ખાધી હતી કે શીરીનને બી તેજ બેજારી તે કદાચ નહીં આપે. વલી તે મારે માટે માન ધરાવા શિખ્યો હતો તેથી હું એક ગરીબ નોકર છતાં તે મારે માટે હલકું નહીં વિચારે,—પણ નહીં; કેમ બને? નોકર તે નોકર, અને છેક એવી ઉતરતી પંકતીના એક સાથે શીરીન જેવી કુલવાંન સુંદરી પરણે એ સેતમ કડક કોરજીબા ખમે એમ મારી ખાત્રી થઈ શકીજ નહીં.

રૂપાંબાઇની મને જરાબી ધાસ્તી ન હતી. તે સમજુ બાનુ અમારો પાક પ્યાર પાંમી ગઇ હતી. શીરીને તે તેની નેકનામ માતાથી છુપાવાને કનવાર કરી ન હતી. એક સાચ્ચા-ખરાં દીલના ખાલેશ પ્યારમાં એબ કે દોષ રેહેતો નથી, ને તેથી દાગથી સાફ દીલો તેવા પ્યારમાં ડર ખાતાં નથી, તેમ અમારો પ્રગટ એખલાસ જોઇ રૂપાંબાઇ સઘલું જાણી શકી હતી ને તે મને દીકરાના એલકાબથીજ બોલાવતી હતી, વાસ્તે મારી ખાત્રી થતી હતી કે તે પોતાના કડક બાપને અમો વીશે કાંઇ બી સમજાવી લેશે ખરી.

એ મુજબ મારાં હાટેલના ઓરડામાં હું એકલો હતો તે રાત્રે ને તે પછી બીજે દીવસની શીરીનની સંગતમાં તેની માવતર સાથની મારી લાંબી મુસાફરીને દરમ્યાંન જે મને વિચારો, ઉમેદો, નાસીપાસીઓ, ધાસ્તીઓ, હરખો વગેરે અનેક લાગણીઓ થઇ તે

અને અમારી ખુદ મુસાફરીનો હેવાલ જો હું અતરે વીસ્તારથી વરણાવવા બેસું તો એક મોટું પુસ્તક ભરી નાખું એમાં કાંઇ શક નથી, પણ તે સઘલાંથી વાંચનારને બેજા કંટાલો નહીં ખવાડતાં હું એકદમ મારા શેઠને ઘર અમો પોંહોંચ્યા તે ઉપર આવી જાઉં છું.

અમો જ્યારે ગાડીમાંથી ઉતરયાં ત્યારે કોરજી શેઠ ઓટલા ઉપર આવી ઉભેલા હતા. તેમની માનીતી દાયા આવાં બી બાહર હતી. મેં તેઓને તાર કીધો હતો એટલે આ વેલાએ આવી પુગવાની અમારી વકીની તેઓને માહીતગારી હતી.

શીરીન એક કદી નહીં જોયલા મમાવાના પેહેલી વાર દીદાર જોવાના હરખથી ધ્રુજતી હતી, ને ગરીબ રૂપાંબાઇ જે નામોસી વચ્ચે પોતાના બાપને તજી ગઇ હતી તે લંબાણ વરસોની આગલી યાદ દીલમાં લાવી શરમ, ગભરાત, અને ધાસ્તીથી ધ્રુજતી હતી.

પણ પોતાના બાપને આટલે લાંબે–લાંબે વખતે મલવાનો તેણીનો હરખ બી ઓછો કે થોડો ન હતો. તેજ પેહેલાં ધશી ગઇ, ને કોરજી શેઠ જે એક પલટણના સીપાઇની પેરે લાંબા તાર જેવો થઇને ઓટલાપર મુછમાં હસતા ઉભેલા હતા તેમને જઇને તેજ પેહેલી ભેટી પડી. એ ભેટો કોરજી શેઠના બાબમાંબી કાંઇ લઈચલાઉ કે ઠંડો ન હતો. તે પોતાની દીકરીને ઘણાજ પ્યારથી ભેટતો હતો, કે જ્યારે તેણી તેની છાતીપર માથું નાંખી દચકાં ખાઈ રડતી હતી!

રૂપાંબાઇને પેટ ભરીને મલી લેવા પછી કોરજી શેઠે શીરીન પર નજર કરી, ને "મારી દીકરી, મારા ગોલાબ, મારી પાસે આવ," એટલાજ સુખનોથી તેને પાસે તેડી ચાંપીને કોટી કરતાં વલી દુવા ચાહી, "જીવતી રેહે, જીવતી રેહે!"

આહા! કડક કોરજીબાનાં દીલમાં માયાનો વેહેતો ઝરો સુકાઇ જઈને એક ખારીલો ખડક પેદા પડયો હતો તેને દયાના ખુદાઇ આ-શીરવાદે એક જબરાં જોરથી પાછો ભાંજી તોડી અસલ ઝરાને પાછો આબદાર બનાવ્યો હતો! ખુદ પાક ખુદાએ ગોયા એ ગેરઇનસાફ ને સેતમ શીરીન જેવી એક નીરદોશ સુંદરીના બાબમાં વધુ વાર નહીં ખમતાં પોતાની જાદુઇ લાકડીનાં જોરે કોરજી શેઠની આંખ આગ-લનો અંધકાર દુર કરી દીધો હતો, અને દયાની દેવીને પાછી તેનાં દીલમાં મુકામ કરવા મોકલતાં તેણે જાસ્તી ને ગેરઇનસાફના જાસેમ દેવને તેનાં દીલમાંથી જબરીથી–જડમેખથી ઉખેડી કાઢયો હતો!

કડક કોરજીબા પોતાનાં બચ્ચાંઓ સાથે પોતાના ઓરડામાં ગયા તે પછી હું મારા ઓરડામાં જવા કરતો હતો, તેટલાં આવાં આગલ આવી. "તમારો ઓરડો મોટા શેઠે બદલાવેલો છે, કાવશજી શેઠ," તેણીએ માન ભરેલા અંદાજાથી કહ્યું.

આવાંનાં આ રીતે બોલવાથી હું તો અજાયબીમાં તેનું મોહુંજ જોવા પડયો. તે ફક્ત ખુશ મશ્કેરીમાં 'કાવશજી શેઠ' બોલતી હતી, કે કડક કોરજી શેઠે મારો દરજ્જો અચગુચ વધારી આપ્યો હતો તે મને સમજ પડયું નહીં. પણ આવાં એટલું કહીને પુરતી ગંભીરતાથી મને બીજો ઓરડો બતાવા આગલ ચાલી, એટલે મેં જોયું કે કોરજી શેઠે મારી હાલતમાં ફેરફાર કરી પોતાનું હેસાંન બતાવા માંડયું હતું. તે ઘેરમાં એક નાહનો ઓરડો મારે ફાલે આવેલો હતો, પણ હમણાં એક ખાસ્સો કુસાદે, હવાવાલો, અને સુખદાયક ઓરડો મારે હસ્તક કરવામાં આવ્યો હતો, અને વલી તે ટેસ્ટફુલી શોભાયમાંન ફરનીચરથી ગોઠવવામાં આવ્યો હતો!

કોરજી શેઠનાં દુલ્લાં દીલનો આ નવો પુરાવો હતો. તેઓ મને છાજતી રીતે પોતાનું હેસાંન જાહેર કરતા હતા, અને નોકરની નીચ પંકતી ઉપરથી પોતાની લગભગ લગોલગ મને કરી મેલવા માંગતા હોય એમ મને લાગ્યું.

થોડીવારે આવાં મારા ઓરડામાં પાછી આવી, અને મને શેઠનાજ એલકાબથી કેહેવા લાગી. "કોરજી શેઠે સલાંમ સાથે કેહેવાડયું છે, કાવસજી શેઠ," તેણીએ કહ્યું, કે "તમારે ખાનાની વખતે તેવણુ ને છોકરાંઓ સાથે જમવા તેબલ ઉપર હાજર થવું."

આ નવી મેહેરૂબાંની હતી. શેઠની સંપમાં તેનાં બચ્ચાંઓ સાથે બેસીને જમવું એ મારે મનસે નામદાર મહારાંણી વીકટોરીઆ જોડેની જીઆફતમાં બીરાજવા જેવું હતું.

આંઠ દીવસ વહી ગયા, કે જે અરસામાં હું તે ઘેરમાં નોકર નહીં પણ નાહનો શેઠ હતો. એ સુખી આંઠ દીવસમાં હું મારી મનની મુરત શીરીન સાથે એકજ છાપડાં હેઠલ તદ્દન સુખમાં હતો, ને અમોને પાક પ્યારની સુખભરી વાતચીત કરવાને ઘણીક આશીરવાદ પામેલી તકો મલતી હતી. મારા શેઠનો એ અરસામાં મારાપર ચાહા વધ્યોજ જતો હતો. પેહેલે દહાડેથીજ—જ્યારે તેમનાં છોકરાંઓને લાવીને મેલાવી દીધા પછી હું તેમની હજુરમાં ગયો

ત્યારથીજ–તેઓએ પોતાનું કડકપણું લગભગ તજી દીધું હતું, અને એક કેલવાયલા વિચારના ગ્રહસ્થને છાજતી 'ગ્રેસ'થી તેઓએ મને શેકહેંડ કરી આવકાર આપી આ નવાં 'પોઝીશન'ની મારી સઘલી ઓસક એકદમ દુર કરાવી નાંખી હતી. એ સઘલાંમાં શીરીનને રૂપાંબાઇની છુપી પણ પ્રગટ સામેલગીરી હતી એમ વાંચનારને સમજાવવું પડશે? તે બાપ બેટીઓ મલ્યા પછી શીરીનનાં કેહેવા મુજબ તુંરતજ શીરીનની માતાએ મારી વાત કાઢી શેઠ આગલ મારી હજારો વખાણ કરી, ને શેઠનાં બેશી ગયલાં મારે વીશેનાં ઘણાં સારાં મતમાં તેથી ઘણો મોટો વધારો થયો. તેઓની ભાણેજનો હું ઓલખીતો નીકલી આવ્યો, તેજ પ્રમાણે તેઓની દુર પડેલી દીકરીનોભી હું અતલગનો ઓલખીતોજ નીકલી આવ્યો એ એતેફ્રાક ઉપર તેઓ જેટલા અચરત તેટલાજ ખુશી ખુશી થઇ ગયા, ને તેથી મારાપરની તેમની પ્રીતી બેવડી ને ચોવડી વધી ગઇ.

તેઓને ત્યાં હવે હું માત્ર એક સેક્રેટરીનુંજ કામ કરતો હતો. તેઓનાં કાગલ પતરો લખવાં વાંચવાં મારેજ હાથ હતું. હવે તેઓ હેદરાબાદથી કલકતા જવાનો એરાદો કરતા હતા. મુંબઈ અને પુનામાં જેમ તેવણના પોતીકા મેહેલ સરીખા બંગલા હતા તેમજ તેવણનો કલકતામાંભી એક મોટો બંગલો હતો, ને તેથી પોતાની દીકરીઓને લઇ તેઓ તે બંગલામાં જવાની તૈયારીઓ કરતા હતા, વાસ્તે મારા પાસે ત્યાંના કારભારીઓપર ચાંપતાં કાગલો લખાવી બંગલો છાજતી રીતે રીપેર કરી તૈયાર અને ફરનીશ કરવાને તાકીદો કરતા હતા. તેઓ મુંબઇ જતે, પણ તેઓને મુંબઇ કરતાં કલકતા જેવું પાયતખ્ત વધારે અનુકુલ આવ્યું, ને તુરત વેલા થોડા માસ તેઓએ કલકતા જઇ રેહેવાનું નક્કી કીધું.

---

## પ્રકરણ ૯૪ મું.

### કોરજી શેઠ ને હું પોતે.

એ પછી એક દીવસે શેઠે પોતાના ઓરડામાં મને બોલાવી મંગાવ્યો. હું ત્યાં ગયો ત્યારે તેઓને પાછા પોતાની આગલી અગડોલ ઢપ ઉપર ઉતરી પડેલા જોઇ કાંઈક અચરત થયો. તેઓ ખુરશીમાં અઢેલ્યા વગર ટટાર ઉંચા થઈને બેઠેલા હતા, અને હું

અંદર દાખલ થયો ત્યારે મારા ભણી કાંઇ એવી તો જંગલી રવેસે ટાંકી ટાંકીને જોવા પડયા કે પેહેલવેહેલો હું તેવણને ત્યાં નોકરી રેહેવા આવ્યો હતો તે દીવસ મને ઘણાં જોસથી યાદ આવ્યો.

"કાવસ," હવે તેઓએ પોતાની આગલીજ ચેન જેવી ચીંચવાતી ઢપે બોલવા માંડયું, "આજે જેમ મને ફુરસદ છે તેમ તુંનેબી ફુરસદ છે તો બેસ મારા સાંમે પેલી ખુરશીપર, ને તારા બાબમાં આજવેર જે જે બી બનેલું તુંને બચગીથી યાદ હોય તે બધું મને માંડી મેલીને કેહે. જો બચ્ચા તપાસજે, તેમાંથી એક બી બનાવ છુપાવી મને ઠગવાની કોશેશ ના કરતો. તે સાંભલતાં સહવારની સાંહજ થશે તો હું કંટાલવાનો નથી કે ખુરશીમાં અઢેલીને આલસુ બની બેદરકાર થવાનો નથી. હું બેઠોચ તેમજ બેશી રેહેવશ—વચ્ચે બોલશ નહીં કે હીલચાલ બી નહીં કરશ, એટલીબધી તારી સઘલી કાંહાંણી ધ્યાંનથી સાંભલશ. સારી કે માડી, ઠપકા લાયક કે વખાંણુ લાયક, જે જે બી તેં કીધું હોય તે બધું વગર શરમાવે મને કેહજે, ને ચલાવ ત્યારે હવે."

જ્યારે કોરજી શેઠ મારાં મનપર થસે તેમ ઉપલું બોલતા હતા ત્યારે તેમની એ નહીં ધારેલી અજબ જેવી માંગણીથી જોકે હું ઘણો અચરત થયો, તોપણ તેમ કરવાને હડાવથી તૈયાર થયો. મેં જોયું કે મારી આખી જીંદગીમાં મારે શરમાવાનું થાય એવું મેં એકે કામ નથી કીધું, અને તેથી મારા બાબમાં આજવેર જે બન્યું હતું તે બારીકમાં બારીક વીગત સાથે સઘલું કોરજી શેઠને કેહેવાને હું તૈયાર થયો. એમ કરવાને આશા મને હાથ પકડી દોરવતી હતી. તે મને સઘલું પુછવાની કાલજી કરે તે વાતને શીરીન માટેની મારી મોહબત સાથે સંબંધ હોવોજ જોઇએ એમ મને લાગ્યું, ને તેથી મેં મારી કાંહાંણી તેના પાસ કેહેવા માંડી.

"એક વાત, તોપણ, તેમાં નહીં બોલવાની મને જરૂર પડી, ને તે શીરીનને માટેનો મારો પ્યાર હતો. જ્યારે હું તે ભાગપર આવ્યો ત્યારે શરમાયો, અચકાયો, ને આગલ ચાલ્યો. એ સિવાય મેં બાકીનું સઘલું કહ્યું. તે સાંભલતાં સહવારની સાંહજ થઇ, પણ કડક કોરજીબા કાંઇ વચ્ચે બોલ્યા તો નહીંજ, તેવણની ખુરશીપરથી ઉઠયા તોબી નહીંજ, પણ અઢેલ્યા કે હીલ્યા વટીક નહીં! મીનનું પુતલું બનાવીને મારા સામે બેસાડયું હોય, ને તેના સાંમે હું મારૂં

મોં દુખવતો હોઉં તેવો સઘલો ફારસ હતો. તેઓ વચ્ચે એકજ વખતે મુછમાં હસ્યા, ને તે જ્યારે નશીરાબાદવાળા નસરવાનજી નાણાવટીની નોકરીની વાત આવી ત્યારે હતું, કેમકે વાંચનાર જાણે છે કે કડક કોરજી શેઠ મને તેઓ પાસથી મારી સારી સરટીફીકેટ નહીં મલતાં નીઝામના ઘર ઘર કરતા સો સ્વારોના હાથમાં સપડાવા દર પલે દમ ભરાવ્યા કરતા હતા.

અંતે મારી કાંહાંણી પુરી થઇ, ને કોરજી શેઠે એક છુટકારાનો દમ ખેંચી જરા ખુરશીમાં અઢેલી લીધું. "કાવસ," તેઓએ ને પછી પાછું ચલાવ્યું, "તું શું મારા ગમ જોઇને શરમાયા વગર કહી શકે છે કે તારી કાંહાંણીમાંથી તેં એકે વાત મારાથી મારી સઘલી તાકીદ છતાં છુપાવી નથી?

મેં શરમાઇને નીચે જોયું. હું કશો જવાબ દઇ શકયો નહીં.

"અરે આય દુકતાનું માંથુંજ ખીશી ગયું છે," હવે તેઓ પાછા પોતાના સ્વભાવની લગાંમ એકદમ ખોહી દઇ અસલી રંગપર ઉતરી પડતાં ચીરડાઇ ચીંચવાઇને બોલ્યા. "તું કાંઇ તારાં મનમાં મને ઘેલો બેલો સમજેચ બચ્ચા-પણ નહીં મારે ચીરડાવાનું નથી," તેઓ એકદમ યાદ આવતાં નરમ થતાં પોતાનો કાન ચીમટી બોલ્યા. "જો બાપુ, મેં તુંને કાંઇ બી નહી છુપાવા તાકીદ કીધેલી છે ને તોબી તું છુપાવેછ તો મને ગુસ્સો નહીં આવે?"

"માફ કરો મુરબી સાહેબ," મને આ ભલા ગ્રહસ્થને લાગેલા વાજબી ગુસ્સાથી લાગી આવતાં કહ્યું, "મેં આખી વાતમાં એકજ બનાવ તમોથી છુપાવેલો છે, અને તે તમો સાહેબને રોશણ હોય એમ જણાય છે.

"મને તે ખબર છે," કોરજી શેઠે હવે છેક્જ નરમ પડી-હસીને કહ્યું. "તારી કાંહાંણી સાંભલતાં ફકત બેજ લાગણીઓ મારાં દીલમાં થઇ છે. એક દયા ને બીજી વખાણ. તેં ખમ્યું છે તે સઘલું દયાને લાયક છે-તેં કીધું છે તે સઘલું ભારે વખાંણને લાયક છે. હું વખાંણ કદી કોઇની કોઇનાં મોંપર કરતોજ નથી, પણ તારી બાલક વયમાં તેં કીધેલું એવું ને એટલું છે કે તે તારાં મોંપર વખાંણવામાં બી કશી ભુલ નથી. નીચ હોમલાનું નેહેસ્ત કદમ હું મારાં ઘેરમાં તારી કાંહાંણી સાંભલવા પછી કદી જોઇશ નહીં. મારી દીકરીના

ખાવંદ તરીકે ને મારા પેલા ગુલાબના બાપ તરીકે તે નેહેરાને હું કદી કબુલ રાખનાર નથી. લોક મને કડક પણ પોંહોંચેલો જાહેર કરેછે, દીકરા કાવસ, ને તે ઘણી હદ સુધી ખરૂં બી છે, પણ મારી સઘલી પોંહોંચ છતાં તારી કાંહાંણીપરથી તારાં માબાપ કોણ હોય ને કયાં હોય તે હું કલ્પી કે શોધી કાઢી શકતો નથી, તેમજ નાપાક હોમલો તારી પુઠે એટલો જમની કાંની શું કામ લાગ્યો હશે તેબી હું અટકલી શકતો નથી. તે ચંડાલને ભારે લાલચ આપું તો મને કદાચ કહે, પણ લાલચ લઇને નહીં કેહે અથવા ઉડાવાનું વગર દમનું ખોટું કેહે તો પૈસા ને પત બેઉ જતું રહે; વાસ્તે તેવું મારે કરવું નથી. શીરીન જેવી એક દીકરીનો ખજાંનો ધરાવા ખાતર કોઈબી બાપ મગરૂબ થાય તેવી એક મારી દીકરી સાથના તારા પ્યારને માટે હું તુંને ઠપકો આપતો નથી, અથવા તેનો અટકાવ કરવા માંગતો નથી. તેમ કરવા જતાં મે પુરતું અને પુસ્કલ ખમ્યું છે,—પણ તેમજ તારે એકદમ મારાં એમ બોલવાથી હરખાઇ આવવાનું બી નથી"—મારી આંખો તેના છેલ્લા બોલોથી ખુશીથી ચમકી નીકલેલી જોઇને તેણે તરત વધારયું. "લોક મને કડક કહે છે ને હું તે મારી કડક ઢપેજ મારૂં કામ લેવાનો. તું ને શીરીન બેઉ હજી બચ્ચાં છેઓ, ને એવી છોકરવાદી ઉમરમાં પ્યાર ને લગનના વીચારો કરવા એ પાપ નહીં તો ચીબાવલાપણું છે."

અહીંયાં કોરજી શેઠ જરા થોભ્યા, ને મારી છાતી આશા નિરાશાની હજારો લાગણીઓથી ધડક ધડક થતી હતી. તે શીરીન સાથે મને જલદીથી નહીં પરણાવે તો શું મુંજાકો? પણ પાંચે દહાડે શીરીન જેવી સુંદરીની હું નેકામાં નવાજેશ પામીશ એ ખાત્રીજ શું મને ખુશીથી ઘેલો કરી નાંખવા બશ નહી હતી?

"હવે ત્યારે મને સેવટનો આ ગંભીર બાબદપર સાંભલી લે, કાવસ," કોરજી શેઠે પાછું ચલાવ્યું. "શીરીનને હું મારા દીલોજાનથી ચાહતાં શીખ્યો છું કેમકે આટલાજ દીવસોમાં તે મારાપર ને મારા બુઢાપાનાં સુખ સગવડોપર જે કાલજીથી વીહીલી પડેછે તેણે તે દીકરીની નીતી, નેકી ને કેલવણી ને વાસ્તે મારી છાતીમાં માન અને મારી લાગણીમાં પ્યાર પેદા કીધો છે. તેમજ તારે વીષે બી હું સઘલી ભલી લાગણીઓ ધરાઉ છું, ને તમોને નેકાથી એક ચયલાં જોવાનો હરખ મને ઘણો છે, પણ તે હરખમાં મારે આકલો

અથવા ઉતાવલો નથી થતું. તમે બેઉ હજી નાદાન છો. શીરીન હજી તો સતર વરસની ભરતીમાં આવી છે, ને તુંને ૨૧ મું ચાલે છે તે કાંઇ પરણવા લાયકની ઉંમર નથી, એટલા વાસ્તે તમારે બે વરસ થોબવું એમ મેં દીકરી રૂપાં સાથે આજેજ નક્કી કીધું છે. એ બે વરસના અરસામાં તારે મારાં ઘેરમાંથી નીકલી દુન્યાનો અનુભવ લેવો પડશે. તુંને આવતી કાલથીજ આય ઘેરથી ઉઠાંગરી કરવી પડશે. આવતી કાલથીજ તુંને તારૂં ખોલી ખાતું પડશે. એમ કરી હું તુંને દુર કરૂં છું એવો મારે વીષે હલકો વિચાર એક ઘડી બી તારાં મનમાં આવવા દેતો ના. હું ચાહું તો તુંને સાથે રાખું—હું તુંને ચાહું તો મોટા ઓ-ધ્ધાની નોકરી અપાઉં, પણ તેનું કશું બી હું કરનાર નથી. હું તુંને તું આગલ હતો તેજ પ્રમાણે દુન્યાની દયા પર પાછો ફેંકું છું. તેની વચ્ચેથી આજ વેર મારા દીકરા તેં જેમ તારી સારી ચાલથી —ખુદા તરફનાં તારાં પાક યકીનથી ને રાસ્ત રાહથી સઘલાં ભલાં કામો કીધાં છે તેમજ કરીને બે વરસ કાઢી નાખજે. એ બે વરસ વહી જતાં વાર લાગવાનો નથી. આજે ૧૫ મી નવેંબર ૧૮૬૦ છે, અને તારે ૧૫ મી નવેંબર ૧૮૬૨ ને દીવસે મારાં છાપરાં હેઠલ પાછું આવવાનું છે. ત્યાંવેર તારે શીરીનને કદી મલવું નથી—શીરી-નસે કદી કાગલ પત્ર ચલાવવાં નથી—મારા પાસ પૈસાની કે બીજી કશી પ્રકારની મદદ મંગાવવાની નથી એ સઘલું ખુબ રવેશે યાદ રાખવું. એ બે વરસમાં દુન્યામાં તું આજ વેર રવડયો છે તેમ રવડતાં તું આજે જેવો છે તેવોજ સદગુણી રહે તો મારાં ઘેરમાં આવજે, ને વગર શરમાવે ખચ્ચીત આવજે, કે જ્યારે મારા મેહે-લનાં બારણાં વાજતે ગાજતે ધામધુમથી તારે વાસ્તે હું ખુલ્લાં મુકશ, પણ જો એ બે વરસના અરસામાં એકબી કામ તારાથી શરમાવાનું થાય ને તારી આગલી ચાલને તેથી જરાબી દાગ પોં-હોંચે, તો મારાં ઘેરમાં આવવાની તજદી લેતોજ ના, કેમકે મારાં ગમે એટલાં તારે માટેનાં આ વેલાનાં માન છતાં ત્યારે હું તુંને ત્યાંથી હાંકી કાઢશ, ને મારી ગમે એવી મરજી છતાં શીરીન તારા સાથ પરણશે નહીં. એ મારી સઘળી સરતો તુંને ઘાટકીજ નહીં પણ તદન દેવાના માણસની સરતો જેવી લાગશે, પણ હું ખુદાંના પાક કસમથી કહું છું કે એ વતરોગે બીજી કોઇ સરતપર હું કામ લેનાર નથી, ને મારી દીકરી શીરીનના બાબમાં કોઇને કામ લેવા

દેનારબી નથી. ૧૮૬૨ નાં સાલના ૧૫ મી નવેંબરના રોજ તરપ આશાથી નેગાહ રાખી નેક રાહે ચાલજે, ને તું પાછો આવે ત્યારે તુંને આવકાર દેવા સુધી હું સલામત રહું એવી હું તે ખુદાથી દુવા ચાહુંછું !"

ત્યાં કોરજી શેઠ ચુપ થયા, ને આ બધો વખત આ તેમની સરતો જે હું ભારે અચરતીથી દાચું વકાશી સાંભલ્યા કરતો હતો તે હવે તેમનું પુરૂં થવે મારાથી રડી પડાયું. કોરજી શેઠને હું બી ચાહતાં શીખ્યો હતો, ને તેથી મારે ખાતર જ્યારે તેણે બે વરસ જીવવાની ખુદાથી દુવા ચાહી ત્યારે તેનાથી—રૂપાંબાઈથી અને વધારે–મારી વ્હાલી શીરીનથી છુટો પડવાની જાલેમ જુદાઇનાં દુઃખે મને રડાવ્યો. એ વેલાએ કોરજી શેઠ પણ રૂમાલે આંખ લુછતા હતા. તેનાં દીલમાં દયાનો બંધાઈ ગયલો પથર હવે પાંણી રૂપે પાછો પીગલી જતો હતો.

"હવે જઇને શીરીનને મલ," કોરજી શેઠે કહ્યું. "મારો કહેલો બોલેબોલ તારાં દીલમાં કોતરી રાખજે. આવતી કાલે અહીંથી તારે જવું છે. હું તુંને થોડા ઘણા રૂપ્યાની રકમ આપશ તેની સાથે તારે તારી બે વરસની નવી જીંદગી શરૂ કરવાની છે, જે તારે ગમે તે રીતે કરજે. તારે જોઈએ તો જે નોકરની હાલતે તું આજવેર હતો તેમ રેહજે. તેમાં કાંઈ શરમ કે એબ નથી–અથવા ગમે તેમ કરજે. તુંને કોઈ મારા ઉંબર બાહેર મુકવા આવનાર નથી. મારા ઉંબર પરથી ગયા પછી તું ગમે ત્યાં જજે ને ગમે તે કરજે."

હું આ ગોઠવણ પર જેવો જોઇએ તેવો રાજી નહીં હતો, પણ રાજી થયા વના છુટક ન હતો. કોરજી શેઠે શીરીન સાથની મારી શાહાદીની કબુલાતજ આપી હતી તો એ બે વરસ હું શીરીનને મલ્યોજ નહીં હોઉં તેમ ધીરજથી કાઢી નાખવાને મેં હીંમતથી ઠડાવ કીધો. મેં એ ઠડાવ કોરજી શેઠને આંજુભરી આંખો સાથે કહયો, ને તેઓએ મારો બરડો થોકી હીંમત આપી પોતાની હજુરમાંથી વિદાય કીધો.

હું જઇને પેહેલાં રૂપાંબાઇને અને પછી શીરીનને એકાંતમાં મલ્યો. લાંબી જુદાઇની આગમચના તે એક પાક એકાંતવાસના મેલાપનાં સુખનું કે જુદાઈની યાદનાં દુઃખનું વરણન કરવાની અતરે જરાબી જગ્યા નથી. અમો ખુશીથી હસ્યાં ને ગમીથી રડયાં. સુંદર શીરીનનો નાજુક મખમલી હાથ મારા હાથમાં લઈ સોડેસોડ બેસી

અમોએ ગંભીર ગુપ્તેગોમાં ત્રણ કલાક કાઢી નાંખ્યા, અને સેવટે છુટાં પડયાં ત્યારે એ વરસમાં સદા સુધી નહી છુટાં પડવાની આશાથી પાછાં મલવાની આશા ઉપર છુટાં પડયાં.

તે રાત વહી ગઇ ને સહવાર થઈ. સહવારને પોહોરથી મારી મુસાફરીની ધમાલ ચાલી. હું કયાં જવશ ને હવે પાછું શું કરશ તે હજી મને ખબર ન હતું. તે નક્કી કરવાને મને અથવા મારાં ગુંચવાયલાં ગભરાયલાં મગજને અવકાશજ ન હતી. હયાં ગોયા મારી જીંદગીનો પેહલ્લો તબ્બકો પુરો થતો હતો ને બીજો શરૂ થતો હતો. દુન્યામાં નમાયો રવડતો હું અંતે માયા વચ્ચે ઠર પડવા પામ્યો હતો, પણ પછીથી પાછો તુરત રવડી પડયો હતો !

ગાડીનો વખત થયો, ને હું ફક્ત મારૂં સરેસ્તાનું પેટીનું થોબલું એક કુલી પાસ ઉંચકાવી સ્ટેશન તરફ જવા બાહેર પડયો. મને સૌ બારણાં વેર વલાવા આવ્યાં હતાં. એકે એકની આંખોમાં આસુ હતાં, અને સખત કોરજી શેઠની સઘલી સખતાઇ છતાં નરમીની તેની આ વખતની નવી નબલાઈ, તેનો પ્યાર, ગરીબ કામ કરનાર આવાંની ભલાઇ, રૂપાંબાઇનો પ્યાર અને મારી માંનીતી શીરીનનાં જુદાઇનાં દચકાં એ સઘલાંએ મને નાહીમત કરી બચ્ચાં પેરે રડાવ્યો, ને હું આંસુથી ભીજવાંયલી આંખો સાથે દુન્યામાં નવી રવેસે રવડવા-સંકટો અને હાડમારી સામે ફરી એકવાર યકીનની બલવતરીથી લડવા નવેસરથી બાહેર પડયો !

---

## પ્રકરણ ૯૫ મું.

### “ આગ ! ”

કોરજી શેઠનાં મકાંનમાંથી બહાર પડવા પછી પાધરે હું કાંઇબી આગમજથી કરી મુકેલા વીચાર અથવા ઠેડાવ વના સ્ટેશન ઉપર ગયો, અને ગાડી કેઇ ડયુ હતી તે વીશે ખબર મેલવતાં મને માલમ પડયું કે મદ્રાસની ગાડીને ફકત પાંચ મીનીટનો વાર હતો.

મદ્રાસમાં મારૂં પીછાંણવાલું કોઇ હતું નહીં, પણ ખુદાએ ગોયા જોહમતો સામે મને લડવાનેજ જનમ આપ્યો હતો એટલે

આગલ પેઠે મદ્રાસમાં જઇ તે મોટાં શેહેરમાં મારાં કીસમત મુજબ ખોલી ખાવાને મેં કસદ કીધો. એ ઉપરથી મદ્રાસની ટીકટ કરાવી આગગાડીમાં ગોઠવઇને બેઠા પછી મારાં ગજવાંમાંથી કોરજી શેઠનો બીડી આપેલો કાગલ મેં ખેંચી કાઢયો, અને વાંચ્યો. તે ટુંકમાં નીચે મુજબ લખેલો હતો:—

"દીકરા કાવસ,

મારી મરજી છે કે તારાથી બને ત્યાંસુધી તારે નોકરની છેક ઉતરતી પંકતીપર રેહતું નહીં, પણ તેમ છતાં તુંને એ મારી સલાહ ઉપર અમલ કરવાને નહીં ફાવે તો તારી દરેક હવે પછીની હીલચાલોમાં મેં તુરતરેલા તુંને સ્વતંત્ર બનાવેલો છે વાસ્તે તારી નેક નજરમાં જેમ સારૂ સુજે તેમ કોઇબી રવેશે પ્રમાણીક પરસેવાથી તારી રોટલી પેદા કરવાને તું પુખ્ત રીતે મુખત્યાર છે. જે રકમ આ સાથે હું બીડું છું તે તારી મુસાફરીઓને દરમીઆન છાજતા ટેક સાથે તને રેહવાને પુરતી થઇ પડશે એમ હું માંનું છું, અને હવે ખોદા તારો રાહનુમા થાવો!"

આ કડક કોરજી શેઠનો કાગલ હતો, અને તેની સાથે તેજ કવરમાં રૂપીઆ પાંચ હજાર સુધીની રકમની નોટો બીડેલી હતી! તે સખી શેઠીઆનો આ સરસ દીલગુરદો જોઇ મારૂં મન હેશાંનમંદ લાગણીઓથી ભરાઈ આવ્યું, કે જ્યારે એ નાદર રકમથી કોઇબી સ્વતંત્ર ધંધો કરી શકવાને મારો હરખ મારા ઉપર દબાંણ ચલાવતો હતો.

મદ્રાસનાં સ્ટેશન ઉપર હું ઉતર્યો ત્યારે બપોરે બારનો સુમાર થવા આવેલો હતો. હું સ્ટેશન ઉપર ઉતર્યો અને તે કુશાદે બીલડીંગના રોણકદાર દબદબાથી છક થઇ ગયો. મારી મુસાફરીની રખડોને દરમીઆન મેં એવું ઘણું જોયું છે કે જે હું વીસ્તારથી લખવા બેસું તો મારાં વાંચનારાંઓને ફુરસદને વખતે ખચીત ઘણી ગમત આપી શકું, પણ ખુદ મારી કાંહાંણીને લગતા બનાવોજ એવા બીસીઆર અને બારીક છે કે એવી આસેપાસેની વીગતોનું વર્ણન આપવાને હું મારી અત્યાર સુધીમાં અતી લંબાણ થઈ પડેલી વારતામાં કશી જગ્યા ફાજલ પાડી શકતોજ નથી.

મદ્રાસનાં સ્ટેશનની રચના અને રોણક જોતો હું ઉભેલો હતો તેટલાં પછવાડેથી મારૂં કોઇએ નામ પોકાર્યું, અને બરજોરજી કોચમેન અને હસમુખી નવાજ બીજી પલે મારી સામે આવી ઉભાં. તેઓએ ઘણી દીલસોજી વચ્ચે મારૂં ત્યાં કેમ આવવું થયું હતું તે

પુછયું, અને જ્યારે ઉપર તપકેની વીગતો આપી મારી હાલતમાં હવે પછીથી થનાર ફેરફાર વીશે મેં દીલની સાદાઇ વચ્ચે તે લોકને કહી સંભલાવ્યું ત્યારે તેઓએ મને ખરાં દીલની મુબારકબાદી આપી. છેલ્લે ઠઠયું એમ કે હાલ તે ધણી ધણીઆંણીએ છેલ્લા ત્રણ માસથી આવીને મદ્રાસમાં ઘેર માંડયું હતું માટે હું ઠર પડું તેટલાં તે ખેરખાહોનાં મકાંનમાં મારે ઉતારો લેવો, અને તે વીશે મારી મંજુરીઆત લીધી નહીં લીધી કે મને સ્ટેશનપરથી ઘસડી કાઢી તુરત એક સીગરામમાં બેસાડી તેઓએ ઘર તરફ ચાલુ મુક્યું.

તેઓ સ્ટેશનપર પોતાનાં કાંઇ ખાંનગી કામ માટે આવેલાં હતાં, અને ત્રેન આવી પુગવા પછી પાછાં ફરવાની તૈયારીમાં હતાં તેટલાં મારી સાથે મલી જવાનો ભાગ્યશાલી સંજોગ બની ગયો હતો. બરજોરજી કોચમેન—હવે બરજોરજી દારૂવાલા—નું મકાન મદ્રાસમાં બ્લેક તાઉનવાલા ભાગમાં આવેલું હતું. તે એક મારનું બેઠું મકાંન હતું, અને નીચેજ બરજોરજીએ નવી ઉઘાડેલી દુકાન હતી.

પોતાનાં મકાંનમાં લાવીને પોતાનાં ગજવાંની ગુન્તસનાં પ્રમાણમાં મારી પેહેલા પ્રકારની મદારત કરવામાં મારાં માયાવંત મેજબાંનોએ કશી કસર અથવા કસુર કરી નહીં, અને તેઓની સાથે હસવા કરવામાં અને રમત ગમતમાં મારા પેહેલા ત્રણ દીવસ કેન નીકલી ગયા તે મને ખબર વટીક પડી નહીં.

ત્રીજે દીવસની સાંજે હું એ મારા દોસ્તો સાથે પીપલસ પારકમાં ફરતો હતો તેટલાં મને ભુખમરાથી બચાવનાર મારા લાયકીવાલા અને કદરદાન શેઠ નશરવાનજી નાણાવટી સાથે મારો અણધારેલો મેલાપ થઇ ગયો. તેઓ મને જોઇને ખુશખુશ થઈ ગયા, અને ઘણી ઉલત તથા ઘણી મમતા સાથે મને તહરેવાર સવાલો કરવા પડયા, જે પછી છુટા પડતી વખતે પોતાનાં તે શેહેર માહેલાં ગીનદી તરપનાં મકાંનમાં બીજી રાત્રે જમવા આવવાને મને ઘણી ઓંહોસથી ઇઘાણી આપી ઇજન કર્યું.

બીજે દીવસે સાંજે એટલા માટે મારા મેહેરબાંન મેજબાંનોની પરવાનગી લઇ હું એ મારા લાયકીવાલા શેઠને મકાંને જમવા જવા ઉતરી પડયો, કે જેઓ તેમનાં મને કહેવા પ્રમાણે સોલાપુરથી મકાંન ઉઠાવી ઘણુંકનાં અતરે આવી રહયાં હતાં. તેઓનું મકાંન મદ્રાસ શેહેરના સૌથી સુખદાયક અને ભપકાભરેલા ભાગમાં (જ્યાં

ગવરનર અને બાજા ઓધ્ધેદારોનાં મકાંનો છે અને જે લાગને ગીનડી કરી કહે છે તે બાજુએ ) એક નાકાપર આવેલું હતું, અને શેહેરની રચના જોતો હું સકારેથી નીકલી તેમને ઘેર ગયો.

તેઓએબી મારી મદારતમાં કશી કમી રાખી નહીં, અને જેમને ત્યાં હું નોકરની નીચ પંકતીએ વારંવાર જમવાની તેબલ પછવાડે અદબથી ઉભો રહેતો હતો તેમનેજ ત્યાં તેમની સંધમાં જમવા બેસવાનો સુખી ફેરફાર અને સંતોષ તે સાહેબે મને આપ્યો તે માટે મેં ઘણી સોકરગુજારી કીધી. અહીંઆં મને જણાવવામાં આવ્યું કે દારાબ ( મારા એ ભલા શેઠનો છોકરો ) અને તેની મોહરદાર ધણાબાઇ હાલ પુનામાંજ હતાં, અને ધણાબાઈનો તેના બાપ દોરાબજી ધણાપટેલ સાથનો મતફેર તમામ મટી ગયો હતો. આ ખબર સાંભલી હું ઘણો ખુશી થયો, કેમકે મારા શેઠનો તે સાહેબજાદો દારાબ ઓછો લાયકીવાલો અને ભલાં દીલનો જવાંન હતો નહીં.

મારા ભલા શેઠ શેઠાંણી સાથે ખાણાંથી ફારેગ થયા બાદ તહરેવાર તાહેલાંમાં વખત એવો બેમાલુમ નીકલી ગયો કે જ્યારે હું બરજોરજી કાયમેનવાલાં મારાં મકાંનમાં પાછો જવા નીકલ્યો ત્યારે દશનો અમલ થઈ ગયો હતો. તોપણ હું ચાલતોજ નિકલ્યો. રસ્તો મારાં ધ્યાનમાં હતો, અને જોકે ગીન્ડીથી બ્લેક ટાઉન ઘણું દુર હતું, તોપણ ખાધેલાં પેટે ગાડી કરવા કરતાં ચાલવાની કસરતનો લાભ લેવાનો મને શોખ થયો.

હું થોડેક દુર ગયો નહી એટલે લોકોની ગડબડનો દુરથી આવતો ગુંગલાત ભરેલો ધીમો ગોંધાટ મારે કાંને આવ્યો, અને એક ચોકસ બાજુએ કેટલાંક લોક દોડતાં જતાં જણાયાં. મારો રસ્તો કાંઇ તે બાજુએ હતો નહીં તોપણ એ શું ગડબડ હતી તે જાતે જઈને જોવાની મને જીગ્નાશા થઇ, એટલે હું પણ દોડયો. હું જરા આગલ ગયો નહી એટલે મને આ સઘલી ગડબડ ને ગભરાતનું કારણ ખબર પડી ગયું. તે તરફનાં એક સૌથી ભપકાદાર બંગલામાં આગના દેવે પોતાનો નેહેસ્ત દેખાવ આપ્યો હતો, અને તેના સંબંધમાં આ સઘલી ધાંધલ થતી હતી.

આગનાં ધામ ઉપર જઇ પુગતાં હું ધાસ્તીથી છક થઇ ગયો. ત્યાં લોકોની ગીરદી બેસુમાર હતી—પોલીસની ધાંધલ પાર વાનાંની

હતી, અને સઘલો દેખાવ ગડબડાત ગભરાત અને ધાસ્તીનો હતો. કે જ્યારે આગ પોતાના જાલેમ દસ્ત હેઠલ તે મેહેલ સરીખાં મોટાં મકાંનને બીલકુલ આજેજ કરતી જતી હતી. તેમાંથી સોલેસોલા બાહાર આવતા હતા અને તેની ઉપર ચોપાસે કામ કરતાં એંન-જીનોનાં પાણીનો મારો ચાલતો હતો.

મેં મારી પડોસમાં ઉભેલા એક પારસીને એ કોણનો બંગલો હતો તે પુછ્યું, અને તેનાં જવાબમાં મને જે જણાવામાં આવ્યું તેણે મને એકદમ ચોંકાવ્યો. મને કેહેવામાં આવ્યું કે તે બંગલો તો એક મદ્રાસીનો હતો, પણ છેલ્લા વીસ દીવસથી મુંબઇથી દાદાભાઇ બરજોરજી બાટલીબોઇ નામનો કોઇ ગ્રહસ્થ પોતાનાં ધણીયાંણી ભેગો ત્યાં આવી વસ્યો હતો. આ નામ અને આ ખબર સાંભલતાંજ બોદા માલુમ કઇ લાગણીઓના આધારે હું લોકોને ખીસાડતો એક-દમ તે બલતાં મકાંનની લગોલગ ધસી ગયો, અને ત્યાં જતાંજ મેં કેટલાક નોકરોને માહા ગભરાતમાં દેવાના જેવા દોડ્યા કરતાં દીઠા. તેઓની ધાસ્તીનું કારણ તુરતજ જણાઇ આવ્યું. દાદાભા પોતે ઘરમાં હતો નહીં, પણ તેની ધણીયાંણી જરબાઇ આ આગને દરમ્યાંન બેખબરા નોકરોના ગભરાત વચ્ચે એખલી તે બલતાં ઘ-રમાં રહી ગઈ હતી! આગ જણાયા પછી એટલી જલદી વધી ગઇ હતી કે નોકરોને જે કાંઇ બચાવા જેવું લાગું તે લઇ તેઓ નાહ-સાનાહસમાં બાહાર પડ્યા, અને ગરીબ બીચારી જરબાઇ એખલી અંદર રહી ગઇ, કે જ્યારે તેને હજીબી બચાવી બાહેર લઈ આવ વાને ત્યાં એકઠા થયલા હીચકારા હેમકોમાંથી કોઇનામાં પણ હીકમત કે હીંમત હતી નહી!

એ સઘલું લખવા અને વાંચવામાં જેટલો વાર લાગે છે, તે કરતાં પણ અતી ઘણા ઓછા વખતમાં મે જાંણી લીધું, અને પછી મારા જાંનના જોખમે પણ તે જવાંન બાનુંનો કીંમતી જીવ બચાવવાને મેં હીંમતથી કસદ કીધો. ખરેખર, એ વખતે મારામાં કાંઇ અજબ હીંમત—કાંઇ નહીં સમજાય તેવી ભારે ઉલટ! એવું જોસ—એવું જનુંન આવી ગયું કે તેણીને બચાવા જતાં હું મારા પોતાના જીવને કેવા ભયંકાર જોખમમાં લાવતો હતો તે વીશે એક પલ પણ ગંભીર ખ્યાલ કરવા હું થોભી શકયો નહી!

"તારાં બાઇનો ઓરડો કેની મેરે આવ્યો છે ?" મેં ઘણોજ અધીરો બની ગભરાતથી એક અરધા દેવાંના જેવા એમથી તેમ દોડતા નોકરને ગલચીમાંથી પકડીને પુછ્યું.

"મારાં બાઇનો ઓરડો ?" તે મારો સવાલ નહીં સમજ્યો હોય તેમ પાછો બોલ્યો—અને મને જવાબ દેવાને બદલે ઘેલાં ગ-રણની પેઠે મારી તરફ જોયા કીધું.

"હા જંગલી, ગધા, હેવાંન, તારાં બાઇનો ઓરડો ?" મે ચીરડાઇને તેને સચેત કરતાં પાછું પુછ્યું. "બોલી મર તે કેની તરફ આવેલો છે ?"

"બીજે માલે જમની બાજુએ નાંકેનો ઓરડો," તે નોકરે બીહતાં બીહતાં અને અચકાતાં અચકાતાં કહ્યું—તે એટલો બધો બેખબરો અને બુબખ બની ગયો હતો !

હું થોભ્યો નહીં. લોકોનાં "હઃ હઃ" છતાં હું એક કુદકે તે ભગભગાત બલતાં ઘરમાં ધસી ગયો. કોઈ મને દેવાનો સમજ્યું, કોઇ મને ઉછાછલો સમજ્યું, પણ પોલીસને કે કોઇનેબી મેં મને અટકાવી શકવા જેટલો વખત આપ્યો નહીં.

હેઠલો હાલ ધુમાડાથી તમામ ભરાઇ ગયો હતો, અને તે ધુમાડાએ જોકે મને આંધલો કરી મેલ્યો તોપણ તેના વચેથી રસ્તો ખોલીને દાદર ઉપર કુદકા સમેત મેં તુરત ચહડવા માડયું. સારાં નસીબે દાદર હજી આગથી બાકાત હતો. પેહેલા માલની ચાલપર હું પોંહોચ્યો ત્યારે સાઇડેના ઓરડાઓમાંથી આગના ભભુકા અવાર નવાર બહાર દોકયાં કાઢી મને હબકાવતા હતા, પણ તે ઉપર મેં કશું લક્ષ દીધું નહી. હું દોડીને બીજા માલ ઉપર ગયો અને આગ વચેથી મારો રસ્તો સોધતો જે ઓરડાની મને ઇધાંણી આપવામાં આવી હતી તે તરફ જવા કરતો હતો, પણ નહી. આસેપાસેના ઓરડાઓની આગનો તાપ એવાં જોસથી તપતો હતો કે તેની ગ-રમીથી ભુંજાઇને હું અરધો બેભાંન જેવો બની હીંમત હારી પાછુંજ ફરવા કરતો હતો, જે પલે મારે કાંને દયા પેદા કરનારી ચીસો આવી. તેના અવાજમાં મેં જરબાઇનો સાદ પીછાંણ્યો, અને જીવવું કે મરવું ખુદાને હાથ સોંપી હું બરી જેહમતે તે આગ વ-ચેથી સાંમેના ઓરડામાં દોડી ગયો !

---

## પ્રકરણ ૯૬ મું.

### જરબાઇનો બચાવ.

ત્યાં જરબાઇ બેભાંન પડેલી હતી. તેણીનાં આંગમાં એક પેટી સીવાય કાંઇ નહી હતું, માટે જડપથી આસપાસ નજર ફેરવતાં મને બીછાંણાંપરની ચાદર જણાઇ, જે ખેંચી કાઢી તેણીનાં આંગ ઉપર નાખી તે જવાંન બાનુંને ઘણી સંભાલથી મારા હાથમાં ઉપાડી લીધી. એ વેલાએ તે ઓરડો એ ખાંનાંખરાબીના દેવના સપાટામાં લગભગ આખો સપડાઈ ચુકયો હતો, અને જો બીજી પાંચ મીનીટ જતે તો હું કે જરબાઇ તે ઓરડામાંથી બાહર જવા પાંમતે નહીં એવો તે ભયભીત દેખાવ હતો !

મારા હાથમાંનો બોજો માન સમેત ઉપાડી હું ધસીને બાહાર આવ્યો, અને વલી પાછો બાજુએના ઓરડાઓમાંથી ફુંફાડો મારી બાહેર ધસ્તા આગના વમલોમાંથી રસ્તો કાપતો હું દાદાર તરફ પોહોંચ્યો. દાદર તપી ચુકયો હતો. તેની ઉપર પગલાં મેલવાને કોઇ રીતે સેહેલ કાંમ ન હતું, તોપણ ખુદાનું નાંમ દઇ મેં ઉતરવા માંડયું, અને અરધો બલતો જલતો મટોડાં ધુલ અને ધુમાડાથી ખરાબે હાલ થયલો પણ સલાંમત હુ હેઠેનાં આગલાં બારણાં તરફ પોહોંચી જઇ શકયો, કે જ્યારે બારણાં બાહાર ભેગાં થયલાં હજારો લોકોએ "હુરરે!" "સાબાસ !" અને "વાખવાખ!"ના પોકારોથી તે આખો મોહોલ્લો ગજાવી મેલ્યો.

પણ બારણાંની બાહેર આવ્યો ત્યારે મારા ભાર સાથે હું તદન આજેજ થઇ રહેલો હતો. જરબાઈને મેં મારા હાથમાં ઉપાડેલી હતી. તેણીનું માથુંબાનું નીકલી ગયું હતું, અને મારાં ખભા ઉપર પડેલાં તેણીનાં માંથા ઉપરથી તેણીના સુંદર કાલા કેશ નીચે જુલાઈ પડયા હતા. તરતજ કોઇએ મારાં ખભાંપર હાથ મુકયો, અને "એમ આવ મારા બાહદુર દોસ્ત, એમ આવ" કહીને કોઇ મને પોતાસાથે ચલાવીને મારા બોજા સમેત લઈ ગયું.

મને આગવાલાં ઘરથી પાંચ છ ઘરને અંતરે એક બીજા ઘરમાં લઇ જવામાં આવ્યો, અને તે મારા મદદ કરનારે અમારાં ઘરમાં જવા પછે આતુર લોકને મારા પછવાડે અંદર વતીક ધસી આવતું અટકાવા બારણું ઢાંકી લઈ અડગરો ચહડાવ્યો.

એ પછે તે મને એક ઓરડામાં લઈ ગયો, અને ત્યાં એક સોફા ઉપર મેં જરબાઇને સુવાડી, કે પાસે ઉભેલા કોઇ પેલા ગ્રહસ્થે મને પકડી લીધો નહી હતે તો હું તુરત બેસુદ્ધ થઇ ભોંય ઉપર તુટી પડતે–એટલાં બધાં મને ચક્કર આવી ગયાં. તુરત તે મકાંન માંહેલી બાંનુંઓમાંથી એકે મારે માંટે બ્રેન્ડી પાણીનું એક ગ્યાસ તૈયાર કરી લાવવાની સમયસુચકતા બતાવી, કે જે પીધાથી મને ઘણી હુસ્યારી આવી. એ પછે તુરતજ મેં જરબાઇને હુસ્યાર કરવા ઉપર તે ભલાં કુટુંબનું ધ્યાંન ખેંચ્યું, અને તુરત તે ભલા ગ્રહસ્થે પાંણી મંગાવીને તે એફાંમ બાનુંનાં મોં ઉપર છટકાવ કીધો.

એકાએક જરબાઇએ આંખ ઉંગાડી–તે આસ્તે આસ્તે ઉઠીને બેઠી, અને ઘણા ગભરાતમાં પોતાની નજર દોડવી ચોપાસ જોવા લાગી. તેણીને એકદમ સઘલું યાદ આવી ગયું હોય તેમ લાગ્યું. તેવામાં તેણીએ મને જોયો, અને ચોંકીને મને બાઝી પડતાં તે બોલી, "ઓ ખોદા, ઓ ખોદા તુંજ માહરો જાન બચાવનાર? ખુદરતનો કેવો ઉંડો ભરમ!" અને એટલું બોલતાં–આ નહીં સમજમાં આવે તેવું કાંઇક બોલતાં તેણી થાકથી કે કાંઇ અસહ્ય લાગણીઓથી એટલી આજેજ થઈ ગઇ કે લગભગ પાછી બેસુદ્ધ થઇ, અને તે મકાંનના માલેકે તેણીને ત્યાંથી ઉપાડી માલઉપરના પોતાનાં વધારે સગવડ ભરેલા બીછાંણાંમાં લઈ જવાની ગોઠવણ કરી.

એ પછી તે મકાંનનો માલેક અને હું હેઠેના ઓરડામાં એકલા પડયા, કે જ્યારે જરબાઇની સારવારમાં તે કુટુંબની બાનુંઓ ઉપર રોકાયલી હતી.

તે ગ્રહસ્થનું નામ એદલકાકા કરી હતું, અને તો કોઈ મમતાલુ દેખાવનો અને દયાલુ દીલગુરદાનો બુઝૅર્ગ પારસી હતો. તેણે મારી દલેરીની જાબજા તારીફો કરી, અને મારી હીમત અને ઉદારતાની લખો લાખ સાફત ગાઇ. તેણે મારાં ખરાબ થઈ ગયલાં કપડાં બોંહોશ્ન કરી બદલાવ્યાં, અને આખી રાત ત્યાંજ રહેવાને અને પુરતી આસાએસ લેવાને ઘણી લાયકીભરેલી હુજતથી મને ચાહીને ઇજન કીધું.

મેં માન અને હેસાંન સાથે આ ઇજન નાકબુલ રાખ્યું. દાદીબા અથવા જરબાઇનાં 'નસકોરાં' માટે મને કાંઈ સારો વિચાર હતો નહીં, અને જોકે જરબાઇએ હમણાં છેલ્લી વખતે તેમજ

છેલ્લો હું તેણીને મુંબઇ તેઓના બંગલામાં મલ્યો હતો ત્યારે ઘણાં હેતની નહીં સમજાય એવી નીશાંણીઓ બતાવી હતી, તોપણ સામટી રીતે લેતાં તેમનાં ઝાંઝાં હેસાંન અથવા હેતમાં દાખલ થવા મને ગમતું હતું નહીં, માટે દાદીબા (જેની દરેક પલે ત્યાં આવી લાગવાની વકી હતી તે) આવી લાગે તે પેહેલાં ત્યાંથી નિકલી જવાને હું ઉતાવલમાં હતો.

એટલા વાસ્તે હું જરબાઇની ખબર લેવા દીન્યારજી સાથે ઉપર ગયો, અને તેણીના ઓરડા બાહરથીજ તેણી હુસ્યાર છે એવા ખબર લઇ પાછો ઉતરી પડયો. હું અરધા દાદરપરથી ઉતરી નહીં રહયો, તેટલાં અકરાતો ગભરાતો દોડતો આવતો દાદીબા મને સાંમો થયો.

"કોણ! કાવલો? કાવસ?" તે મને જોતાંજ ઉભો રહી દંગ થઇ ગયો. "એ શું માંનવા જોગ છે કે તે—"

"હા દાદાભાઈ શેઠ," એદલકાકા તરત વચે આવી પુકાર્યા: "આવો બાહદુર, આવો લાયકીવાલો, આવો હુસ્યાર જવાંન મારા આખા જનમારામાં મેં જોયો નથી. તમારાં ધણીયાંણીની જીંદગીને માટે તમો એજ નાના ગ્રહસ્થના આભારી છો."

"તું કાવસ?" દાદીબાએ એહદ અચરતીમાં ટીકી ટીકીને કહ્યું, અને પછી એકદમ મારો હાથ પકડી તે ગંભીર સાદે બોલ્યો, "તું જાણતો નથી છોકરા કે તેં આજે કોણનો જાન—પણ તું જાયછ શું? હમણા તારાથી કાંઇ જવાશે નહીં."

"બેટીબાપ રાતવાસો થોભતો નહીં તો નહીં, પણ ઘડીચ-પકો વીસાંમો ખાઈનેબી જતો નથી," દીનીઆરજીએ કહ્યું. "આવી જોહમત ને જોખમનું કાંમ તે એને મનસેં તો કાંઇજ નથી."

"સાહેબો, મેં મારી માત્ર એક ફરજ બજાવી છે, અને તેથી વધારે કશું કીધું નથી, વાસ્તે હવે મને જવા દેશો," મેં કહ્યું, અને દીનીઆરજીએ તેમજ દાદીબાએ મને થોભાવાને જે કલ્લા કીધા તે ઉપર ધ્યાંન આપ્યા વના હું દોડીને ઘરમાંથી બાહેર પડયો.

તે ગળીને નાકે જઈને હું થોભ્યો, અને મેં પેલાં બળતાં મ-કાંન ઉપર મારી નજર પાછી ફેરવી તો મેં જોયું કે પાંણીનાં ચોપાસથી મળતા જોસભર મારા આગલ આગનું જાલમ જોર હવે ઘણી હદ સુધી કમી થઈ ગયું હતું. હવે મેં નાકાપરથી એક ગાડી કરી લીધી, અને અતી ઘણું અસુરં થયલું હોવાથી હું ઝડપથી

એલેક ટાઉનવાલાં બરજોરજીનાં ઘરમાં ગયો, કે જ્યાં તેઓને પેહેલ-વેહેલી ગીનદી ખાતે લાગેલી આગની અને તેમાં મારે લગતા બનાવોની મેંજ ખબર આપી.

બીજે દહાડેનાં મદ્રાસનાં અને તે પછીથી મુંબઈનાં પતરોમાં આ આગના હેવાલો સહરાગત સાથે છપાયા, અને તેમાં મારી બેસુમાર તારીફો દાખલ કરવામાં આવી હતી—જોકે વર્તમાન પત્રવાલાઓ મારૂં નામ મેલવવામાં ફાવ્યા નહીં હતા, માટે મને એક પારસી જવાન તરીકેજ પોતાનાં વાંચનારાં સાથે ઓલખાવી શકયા હતા.

આગનું કારણ એવું જણાવવામાં આવ્યું હતું કે કોઇ પરજાત નોકરની ગફલતથી બીડી પીતાં ચીંગારી એક સાદરીના ટુકડા ઉપર પડી, અને દાદીબા એ મકાંનમાં વરસ છ મહીના રહેવાનો ઇરાદો કરતો હતો માટે તેનો માલેક તેને રંગ ચુનાથી રીપેર કરતો હતો તેવામાં તે સાદરીનો ટુકડો સલગી ઉઠવાથી આગનો પ્રસાર તાજા રંગ ચુનાએ વેહેલો વધારી આપ્યો.

---

# પ્રકરણ ૯૭ મું.

## એક દુઃખભરેલું મરત્યુક.

ઉપલી વાતને બીજા પાંચ સાત રોજ વહી ગયા, અને મારા લાયકીવાલા મેજબાનો બરજોરજી અને નવાઝને વધારે દહાડા બોજો નહીં થઇ પડવાને કાંઈ ચાંપતું કરવાના ઠડાવથી હું કોઇ આફીસમાં નોકરી જોવાને કે કાંઇ વેપારસંબંધી નકી કરવાને ઘરમાંથી બાહાર પડયો. એ વખતે મને મદ્રાસના ઘણાક અત્યારવેર અજાણ્યા ભાગોપર જવું પડયું, અને તે સાંજે લગભગ નીરાશ થઇને હું ઘર તરફ પાછો વલતો હતો તેવામાં એક પારસી મકાંનમાં મેં રૂવાંન થયલું જોયું. રૂવાન કાઢવાની સઘલી તૈયારી હતી. મરનારનાં માનમાં થોડાક હાજર થયલાઓ ઘર માંહેલા સેવટના સેજદાની હીલચાલમાં હતા, પણ જે જોઇને હું ઘણું ચમકયો અને ચોંકયો તે એ હતુ કે મારો સદાનો શત્રુ હોમલો ખુંધો ત્યાં સઘલી ધાંધલ અને દોડધાંમમાં દોડતો ફરતો જણાતો હતો ! એ વલી કેમ ? હોમલો ખુંધો છેલ્લા બે ત્રણ માસથી તેનાં મુંબઇવાલાં ઘરમાંથી બાહાર પડયો હતો તે તો મને ખબર હતું, કેમકે રૂપાંબાઇ અને શીરીન કોરજી

શેઠને ત્યાં જવા પામ્યાં હતાં તે એ લુચ્છાની ગેરહાજરીનુંજ પરીણાંમ હતું. પણ તે સઘલો વખત એ મદ્રાસના આ લગાર વધારે એકાંત ભાગમાં રહેલો હતો એમ મને કશી ખબર ન હતી.

પણ એ બધા સવાલો વચ્ચે જે સવાલ પાછો જોસ સમેત મારાં મનમાં ઉભો થયો તે એ હતો કે એ કોણ હતું કે જેનાં મરણની માહેતમપોશીમાં તે આવી દોરદપટ કરતો હતો?

સેજદો કરનારાઓમાં હું સામેલ થયો, અને તે મરનારને પગે પડવા હું પણ તે નાધલાં મકાંનમાં દાખલ થયો. તે વખતે મેં ધાર્યું ન હતું કે હું આંસુથી ભીંજવાયલી આંખો સમેત તે મકાંનમાંથી બાહેર પડશ, કારણ કે અંદર જતાં જે દેખાવ મારી નજરે પડયો તે મારી છાતી ફાડી નાંખવાને, મારૂં જીગર જખમી કરી નાખવાને જોઇએ તે કરતાં વધારે હતો. લખવાને મારી કલમમાં તાકાત નથી, પણ અજબ સંજોગે છેક સેવટની ઘડીએ મને નહીં ધારેલાં માહેતમમાં જે ભાગ આપ્યો તે માહેતમ કોઇ પારકાંનાં મોહોતનું નહીં, કોઇ સાધારણ ખેશી અથવા દોસ્તનાં મોહોતનું નહીં, પણ પાક પ્યારથી મારે ખાતર મારી ઉપર ફીદા થનાર અને સેવટે મારીજ ઉપર પોતાનો જાન વટીક કાઢી આપનાર, અફસોસ સદ હજાર અફસોસ કે, કમનસીબ કમબખ્ત ખુરશેદનું હતું!

જે ભોલી પણ ભલી બાનુંએ પોતાના આવા ઉંચા દરજ્જા છતાં પોતાના ભાઇથી જ્યાદા મને ચાહયો હતો—જે નેકજાદ પાકજાદ અબલાએ મારા જેવા એક કમીના નોકરને માટે આવી જાલેમ હાડમારી, આવી સખત હાયવેલા અને આવાં માહાભારત સંકટો વેઠયાં હતાં, તેને ગેઆંન ઉપર પડેલી જોતાંજ મને વીજલીનો ઝટકો લાગ્યો હોય તેમ હું ઉછલ્યો, અને તેનાં મોતના વીલાપનો ભારે ગમ ખાઇને હું મોટે સાદે રડી પડયો. સઘલું સમજી જવાને હવે મુસ્કેલ પડયું નહીં. ખુરશેદના બેકદર બેવકુફ બાપે હોમલા ખુંધાને પોતાની નોકરીમાં રાખી તેના જુલ્મી હરકતમાં પોતાની બેટીને નજરકેદ સોંપી હશે, અને તેના જુલમ હેઠે જુરી જુરીને તે કોમલ અબલા પુરી થઇ રહી હશે. એ અનુમાન પેહેલીજ પલે હું કરી શકયો.

ખુરસેદનાં મોત ઉપર મને એ પ્રમાણે ગમ વરસાવતો જોઇ ત્યાં જમાવ થયલાંઓમાં ભારે અચરતી લાગી, અને હોમલો ખુંધો

કે જે મારાં રડવાના સાદથી તે તરફ દોડી આવ્યો હતો તે પણ દબાઇને બાજુએ ઉભો રહી ગયો.

ખુરશેદનાં રવાંનને ઘરમાંથી બાહેર લઇ જવામાં આવ્યું ત્યારે તેની પાછલ ખરાં દીલનો ગમ કરનારાંઓમાં ફકત હું એખલો હતો. તેણીના એકદર બાપ અથવા ભાઇઓ વટીક આ સેવટને વખતે હાજર ન હતા. મેં દીલોજાંનથી ચાહયું કે હું તેણીનાં જુવાંન રવાંન પછવાડે તેણીની સેવટની આરાંમગાહ સુધી જાઉ (કેમકે ત્યાં જનારામાં કોઇ હતાંજ નહીં), પણ આ અચબુચ મલેલા ફટકાથી હું એટલો બેતાકાત બની ગયો હતો કે હું તેવું કશું કરી શકયો નહી, અને જે એક માતબર શેઠયાની બેટી મારેજ ખાતર આવી અણુઘટતી રવેશે ઠર પડવા જતી હતી તેની તારીફની યાદો ધીરજથી રડવા હું પાસેની ખુરશીમાં બેસી પડયો.

હોમલો ખુંધો તુરત મારી સોડમાં મને પતાવા બેઠો. મેં તે ઉપરથી તુરત જોયું કે ખુરસેદના બાપે મારે લગતું સઘલું તેને જણાવીનેજ ખુરસેદ ઉપર જાપતો રાખવા તેને પોતાની નોકરીમાં રાખેલો હોવો જોઇએ.

તે નાની મીજલસ વીસરજન થવા પછી હું પણ જવા કરતો હતો, પણ હોમલા ખુંધાએ મને પ્યારથી પટાવી થોબાવ્યો. ઓ! મારે માટે આ એક એવી ખરી ગમગીનીનો વખત હતો—એવો ખરાં દીલના વિલાપનો સમો હતો કે જ્યારે હોમલા ખુંધા જેવા એક દુસ્મેનનો દીલસોજી મને માનીતો અને મીઠો થઈ પડતો હતો! મારી આખી જીંદગીમાં અત્યારવેરમાં જે મોત મને સર્વથી માહેતમ ભરેલું લાગ્યું તે મારી ઉપર મારે ખાતર જાંન આપનાર આ ખુશચેહેર ખુરસેદનું હતું. જો તેણીની માંદગીની વાતની મને ખબર પડી હતે—જો તેણી એટલી જલદી મરવાની છે એટલું બી મેં જાણ્યું હતે તો તેની સેવટની ઘડીઓ સુખ ભરેલી કરવા હું જ્યાં બી હતે ત્યાંથી ઉડીને આવતે એમ કેહેવામાં હું કશી સહરાગાત કરતો નથી. વારતા લખનારાઓ એક પાક પ્યાર વિષે વીવેચન કરતાં ગમે એવી સહરાગાતભરેલું લખાંણુ કરે, પણ આ એક એવો જીવતો જાગતો દાખલે હતો, કે જે તેનાં ખરાંપણાં વચ્ચે પારસીઓમાં જેટલો અસાધારણ તેટલોજ અજાયબી ભરેલો અને અસરકારક હતો.

---

## પ્રકરણ ૯૮ મું.

### હોમલો ખુંધો ને હું પોતે.

હોમલો ખુંધો મારી નહિ મરજી છતે મને પટાવીને માલ ઉપર લઇ જવા ઓહોંસ કરવા લાગ્યો, અને પછીથી મને ખ્યાલ થવા લાગ્યો કે તેનાથી ખુરશેદનાં મોહોત સંબંધી અગત જોગા સમાચાર મલશે માટે બીજા વિચારે હું તેના જોડે ઉપર ગયો. ઉપર ગયા પછી એક થોડાં ઘણાં ફરનીચરના કંગાલ ઓરડામાં મને તેણે ખુરસી આપી બેસાડયો, અને પોતે સાંમને બેસીને વાત ચલાવી. "તું હયાં અચબુચ આવી લાગો બા કાવસ, કે ખામખા એ તરફ આયો ?" તેણે ઢોંગ ભરેલી દયાથી કાંગલો થઈ પુછયું.

"ફકત એક એતેફાકથી મારૂં અત્રે આવવું થયું હતું," મેં લગાર મીજાજમાં જવાબ દીધો. "તે દુખી અબલાના છેલ્લા દેદાર દેખાડવા ખુદરતે પોતે ગોયા મને આ તરફ હડસેલી આપ્યો."

"પણ ત્યારે હું તો એજ ભરોસે હતો કે તું મારી દીકરી શીરીનને ચાહે છે ?" હોમલા ખુંધાએ પુછયું.

"શીરીન તમારી દીકરી શાંની ?" મેં ફફડીને કહ્યું. "એ દગાઇ હજી તમો ક્યાં સુધી ચલાવશો ?"

"એટલે ? આ તારૂં બોલવું ઘણું ભેદભરેલું છે, છોકરા," તેણે કહ્યું. "શીરીન મારી દીકરી નહી તો કોણની ?"

"તમારી સાવકી દીકરી કેહો તો કાંઇ બી, પણ તમારી પેટની દીકરી તો નહીંજ," મેં ઘણા ખાત્રીના ભારથી કહ્યું.

"અને તે સૌ તેં કેમ જાંણ્યુંરે ?" તેણે ગુસ્સાથી ઉભો થઇ પુછયું.

"મારાથી તમારે લગતી એક બી પણ વાત હવે છાંની નથી," મેં કહ્યું. "પણ હું શુંગરગુજારી કરૂં છું કે મારી શીરીન તમો જેવા જાલેમની દીકરી નથી, ને તે હવે તમારા બસથી તદન છુટી થઇ છે."

હોમલા ખુંધાને આ મારાં બોલવાથી દુઃખ અને ગુસ્સો તો બેસુમાર પેદા થયો, પણ તેણે મારાં બોલવાપરથી જોયું કે હું તેને લગતું કાંઇબી અગતનું જાંણતો હતો, અને તે મારા પાસથી નીચવી કાઢવા તેણે ઘણી મેહેનતે પોતાનો સ્વભાવ જાલવ્યો. "નહીં, પણ તોબી બા કાવસ, મને કેહેની," તેણે પટાવાનું જારી રાખ્યું, "એ સઘલી શું વાત છે ?"

"મને કેહેવાને અડચણ કશી નથી એટલે હું તે વાત તમોથી છુપાવાની જરૂર જોતો નથી," મેં કહ્યું. "તમારાં ધણીઆંણીને તેઓના શેઠયા બાપ કોરજીબા સાથે સલ્લાહ થઇ ગઇ છે, ને તેથી હવે શીરીન તેમજ રૂપાંબાઇ કોરજી શેઠને બંગલે જઇ રહયાં છે."

"શું કેહેછ? ખરેખર!" ખુંધાએ બેશુમાર ખુશી અને અચરતીથી કહ્યું. "તે ધાંખરો જબરો છાંડાવાલો છે, ને તેથી જો એમ થયું હોય તો હું આવા ધરમ ધકેલા હવે શું કરવા ખાઉં?"

હું મારાં તાજાં દુઃખ છતાં તે લોભીયાની આ વાસના ઉપર મુછમાં હસ્યો.

"પણ એ બધું બન્યું કેમ? એ વાત એવી નહીં બનવા જેવી છે કે તુરત મારી અક્કલમાં ઉતરી શકતી નથી," હોમલાએ કાલાવાલા જારી રાખ્યા.

"એ સઘલું મેંજ બનાવ્યું," મેં માન લઈ કહ્યું. "મેંજ એ સલ્લાહ કરાવી દીધી, અને હવે તમારે લગતી એ સઘલી ખબર મેં આપી તો તેનાં હેસાંનમાં મારે લગતી સઘલી ખરેખરી ખબર તમારાથી મેલવવાનો હું દાવો કરૂં છું. કમનશીબ ખુરશેદના મોહતને લગતા સઘલા બનાવો ખરેખરા બ્યાંન કરો એ હું કાલાવાલાથી માંગી લઉછું."

"મારો ખુલાસો કાંઇ લંબાણ નથી," હોમલા ખુંધાએ જવાબમાં કહ્યું. "ખુરશેદના શેઠયા બાપને કોઇ એવો માણસ જોઇતો હતો કે જેને તે પોતાની એ દીકરી વીશ્વાસથી સોંપી શકે, અને એક લાયકીવાલા દોસ્તે મારી ભલાંમણ કીધેલી હોવાથી મને ખાસ કરી તેડી મંગાવવામાં આવ્યો, અને મરનારનું પાંખડું મારા હાથમાં સોંપવામાં આવ્યું. એમ કરતાં ખુરસેદ તારા ઉપર દીવાની થઇ હતી તે સઘલું અવલથી માંડીને મને કેહેવામાં આવ્યું, અને તેણી ઉપર પુખ્ત જાપતો રાખવા મને અતી ઘણી તાકીદ કરવામાં આવી. વલી ખુરશેદના બાપેજ મને એણીને મદ્રાસ લાવીને રાખવાની, એલતેમાસ કરી, અને જ્યાં આ મકાંન નક્કી કરી તેણીને મેં લાવી રાખી. તેણીનું ધક ધ્યાંન રાત દીન તારાંમાંજ ભરી મુકેલું હતું. છેલ્લો એક માસ થયો મરનાર બીચારી મગજથી બેમગજબી થઇ ગઇ હતી, અને તે વિષે મેં લખીને તેના બાપને ખબર વટીક આપી હતી, પણ તેણે કાંઇ તેની કનવાર કરી નહીં, અને તે સઘલાંનું સેવટ ગઇ કાલે નીપજેલાં મોહોતમાં આવ્યું."

"અને તોબી એ મરનારના બાપ યા ભાઇ હાજર થયા નહીં ? કેવા મુજી કંગાલો !" મેં ઘણાજ ગુસ્સાથી કહ્યું. "ધુલ પડજો એવા શેઠયાઓની શેઠાઇ ઉપર, કે જેઓ પોતાના પૈસાની ધીક્કાર પાંમેલી ગરૂરી વચ્ચે એવી શરમ ભરેલી નાકદરથી બાપ અને ભાઇના પવીત્ર તરીકાને એબ અને હીણું લગાડે છે."

"તેઓની કાલના મેલમાં તોપણ હું વકી રાખું છું ખરો," હોમલાએ કહ્યું. "મરનાર સેહેજ સાહજ માંદી હતી અને તે ઉપરથી એકદમ ગભરાત વધ્યો, કે જ્યારે કાંઇ બી ચાંપતા ઉપાયો કરવામાં આવે તે આગમચ તો બચારીનો જાંન કબજ થઇ ગયો. મેં તેથી તેણીનાં મુવા બાદ તેણીના બાપને તાર કર્યો છે, અને તેટલા માટે હું તેમની આવતી કાલે વકી રાખું છું. હવે એ તો બધું થયું કાવસ, પણ મારે તુંને એક બીજી વાતની ખાત્રી આપવી છે, અને તે એ કે તું અને હું આજ પછે દોસ્ત થઇ ગયા છીએ. મેં તને અત્યાર વેરમાં પુષ્કલ હેરાંનગતી આપી છે, પણ તું મારાં વચન ઉપર વીશ્વાસ રાખ કે હવે પછે હું તને જરાક પણ હલાક કરનાર નથી."

"તમોને આવી રીતે આજે વાત કરતા જોઇ હું ખુશી છું, અને જોકે તમારાં એવાં બોલવા ઉપર ઇતબાર લાવવા મને કશુંએ કારણ નથી, તોપણ આ વખત તમો જે કહો છો તે વીશ્વાસથી ફરી એક વાર હું ખરૂં માનું છું; પણ વલી એજ વખતે મારે તમોને જણાવું જોઇએ કે હવે મને તમારો જરાબી ડર કે દરકાર નથી. તે બચગીના દીવસો વહી ગયા છે, કે જ્યારે એક બાલક પેઠે હું તમારીથી બીહીતો ધુજતો ફરતો હતો; પણ હવે હું એટલો પુરતો મોટો થયો છું કે જ્યારે હું પોતે પોતાની સંભાલ સારી રવેશે લેતાં શીખ્યો છું, અને મારી તરફની તમારી નાલાયક ચાલને માટે તમારી સારી પેઠે હું ખબર લઇ શકું."

"હવે આપણા વચે એવા કડવા બોલોથી બેદીલી વધારવાની જરૂર નથી," હોમલા ખુંધાએ મારૂં ઉપલું બોલવાનું નાપસંદ કરવાની ઢપે કહ્યું; "હવે પછીને માટે હું તને ખાતરી આપું છું કે હું તારો દુસ્મેન નથી."

"જો એમજ છે," મેં કહ્યું, "ત્યારે તો હું તમારાથી કેટલાક ખોલાસા ચાહી લેવશ. હું જાંણવા માગું છું ને મને ખરેખરૂં

કહો કે મારાં માયબાપ કોણ, અને તમો ખરેખર મારા મામા થાવો છો કે નહીં ?"

"હું તારો મામો થાઉં છું એમાં તો કાંઇ શકજ નથી, પણ તારાં માયબાપ વીશે તું કાંઇ નહીં જાણવા માંગે તેટલો તુંને ફાયદો થશે," હોમલાએ સમજાવ્યું.

હોમલા ખુંધાનાં આ બોલવાથી મારા મનમાં સદા જે વેહેમ હતો તે કેટલીક હદ સુધી ખરો પડયો, અને મેં અફસોસ સાથે અનુમાંન કીધું કે મારાં માબાપ પોતા પછવાડે કોઇબી રીતનો ખરાબ ચાલનો કાલો કલંક મુકી ગયલાં હોવાં જોઇએ.

અમો એ વાત કરતા હતા તે અરસામાં હોમલા ખુંધાને કંઇક વાત કરવા કોઇએ હેઠે બોલાવ્યો, અને તે મને તરત આ-વવાનું કહી એકલો મુકીને હેઠે ગયો. એ રીતે તેનાં જવા પછે હું મારા વીચારો સાથે એકલો પડયો ત્યારે ખુરસેદનાં મોહોત ઉપર ઉપજતા ગંભીર ઘોરને દરમ્યાંન મારી નજર એક ભોંય ઉપર પડેલા કાગલના ફાટેલા ટુકડા ઉપર પડી, અને કાંઇક નહીં સમજાય એવી લાગણીએ મેં તે ઉપાડી સેહેજ વાંચ્યો. તેની આગલ પાછ-લનો ભાગ તો તમામ ફાટી ગયો હતો, પણ જેટલું તે કાપલીમાં હતું તેટલું મને અચરતીમાં ગરકાવ કરી મેલવા બસ હતું તેમાં નીચે પ્રમાણે હતું:—

"વલમાં હું આટલું લખી જાઉં છુ કે કાવલાને આજ પછી તમારે જરાબી છેડવાનો નથી; હવે પછી તમારી મારફતે તેનો એક વાંકો બાલ થશે તો હું તમોને પુછી શકશ. હવે પછે મલશું ત્યારે એ વાંધે ખુલાસાથી હું ત—"

આટલુંજ તે કાપલીમાં હતું, તોપણ હોમલાએ મને હવે પછી નહીં હરકત કરવાને હમણાંજ જે ખાતરી આપી હતી તેની તે પુરતી અને જોઇતી જામીનગીરી હતી! આ લખાંણ મારેજ માટે થયલું હતું એમાં તો જરા પણ સંશય હતો નહીં, અને ત્યારે આટલું બી નકી થયું કે હોમલો જે મને દુ:ખ આપતો હતો તે કાંઇ પોતા તરફથી નહીં પણ કોઇ બીજાની પાપી ઉશ્કેરણીનું પરીણામ હતું!

પણ કોઇ બીજો! કોણ બીજો? મેં આ દુન્યામાં કોણને દુ:ખ આપ્યું હતું કે જે મારી સાથે આવું કરપીણ વેર વાલવા હોમલા ખુંધાની નોકરી ભાડે લેતો હોય? મેં આસેપાસે બીજાં કાગલ્યાં

ખોલ્યાં, પણ આ કાગલ્યાંને લગતું એક બી બીજું ઓચરયું મારે હાથ આવ્યું નહીં. એજ વખતે હોમલાનાં દાદર ઉપર પગલાં વાગ્યાં, અને તે વાંચેલો ટુકડો મારા સાથ સાચવી રાખવાનો કસદ કરી તુરત મેં ગજવાંમાં છુપાવી દીધો.

"હવે પછે તુંને નહીં સતાવાનો મેં જે કોલ આપ્યો છે," હોમલા ખુંધાએ આવતાંને વાર ચલાવ્યું, "તેનાં હેસાંનમાં હું તારા પાસથી એક વાત માંગી લેવા માગું છું. તેં મને મારાં ઘરને લગતી જે ખબર આપી છે તેણે મને એટલો બધો અધીરો બનાવી મેલ્યો છે કે હું કાલને કાલ અત્રેથી કલકતે કોરજી શેઠને મલવા ઉપડી જાઉં છું, પણ તે કડક ડોસો મારી સાથે કાંઈ સમજુતીથી ચાલે તેને વાસ્તે તું કાંઇ રસ્તો બતાવ કે કાંઇ ચીઠી આપ."

"એમાં હું શું કરી શકું," મેં તુરત કાંને હાથ મેલતાં કહ્યું. "જેટલું બન્યું હતું તેટલું મેં તમોને કહી દીધું છું, અને હવે પછીનો તમારો રસ્તો જોઇ કાહાડવાનું કામ તમારૂં છે."

ત્યાં હું ત્યાંથી રૂખસદ પાંમવા ઉઠયો, અને હવે વધારે કાંઇબી નહીં કેહેવા કરવાનો મારો ઠેડાવ જોઈને હોમલા ખુંધાએ મને અટકાવ્યો નહીં. તેણે મને શેકહેન્ડમાં પોતાનો હાથ આપવા કીધો, પણ તેના જેવા એક માહા લુચ્ચાને હાથ આપવાને ખરેખર કમકમીને મેં તેનો હાથ જોયોજ નહીં હોય તેમ અખાડા કીધા, અને તેની હજુરમાંથી હું ઉતાવલે બાહાર નીકલી ગયો.

---

## પ્રકરણ ૯૯ મું.

### મી૦ રૂસતમજી રાણજી.

આખે રસ્તે ખુરશેદનાં અકાલ મોહોત માટે હું જેટલો દુઃખી થતો ચાલ્યો, તેટલોજ હોમલો ખુંધો મને હેરાંન કરવામાં કોણની ઉશ્કેરણી હેઠલ કાંમ કરતો હતો તે વિષે હું ગુંચવાતો ચાલ્યો; પણ હવે મદ્રાસ મને કરડવા આવવા લાગ્યું. ખુરશેદનાં મોહોતના ગમનો છાપ મારાં મગજ ઉપર એવો ઘર ગાલી બેસી ગયો કે તે શેહેર છોડી કેઠે બીજે નીકળી જવાને મેં ચોક્કસ ઠેડાવ કીધો. ગોયા મદ્રાસમાં મારૂં આવવું થયું હતું તેમાં ખુદ ખુદરતનો હાથ હતો,

અને તેણેજ મને તેણીનાં માહેતમભર્યાં મોહોતથી માહીત કરવા આએ રસ્તે ઉતાર્યો હતો !

બરજોરજી અને નવાઝ મદ્રાસ તજી જવાના મારા ઈરાદાથી બહુ દલગીર થયાં. તેઓએ એ વિચાર મોકુફ રાખવાને મને ઘણું સમજાવ્યું, પણ મેં માન્યું નહીં, અને જ્યારે જતી વખતે લગભગ એક માસ મેં તેમનાં ઘરમાં ગુજાર્યો હતો તે માટે એક ઘટતી રકમ લાયક ખોંહોંસથી આપવા માંડી, ત્યારે તેઓએ લાયકી ભરેલી હુજતથી તેમાંથી એક અરધી પણ કબુલ રાખવા ના પાડી, અને તદન નહીં વકી રાખેલી લાગણીઓ સાથે હું મદ્રાસ છોડી નિકલ્યો.

મદ્રાસથી હું માઈસોર ગયો. કેટલી હાડમારી સાથે—કેટલી વેદનાઓ વચ્ચે હું મારી જંજાલ ભરેલી મુસાફરીઓ કરતો હતો તે વીસ્તારવા થોભીશું નહીં. માઈસોરમાં એક પેહેલે વાંધેનાં પોંહોંચખાંનાંમાં મેં ઉતારો લીધો. હું હમણાં મારા પાસ જે સારી રકમ એકઠી થઈ હતી તેથી કરીને સુખથી મુસાફરી કરવાને તેમજ રહેવાને શક્તીવાન થતો હતો, માટે હયાં પણ સ્ટેશનની પાસે સૌથી પેહેલે વાંધેનાં પોંહોંચખાંનાંમાં મેં મહક કીધું.

હું જ્યારે પોંહોંચખાનાંમાં ઉતર્યો ત્યારે ત્યાં ત્રણ ચાર પારસીઓ ઉતરેલા હતા. તેઓ એશકી, ઇત્તર, અને અનાડી જેવા જણાતા હતા, તોપણ ડાહયા ફીલસુફોનો રોબ તથા દેખાવ કરતા હતા. ત્રણ દીવસ વેર તેઓએ મારી દોસ્તીનાં ફાંફાં માર્યાં, અને મને પોતા સાથે ઘસડવા માંગ્યો, પણ તેઓનો એ કીસમનો હાલ જોઇ મેં તેમને ઝાઝું કોહું અથવા ઉત્તેજન આપ્યું નહીં. એ મારી ચાલ તેજ પોંહોચખાનાંમાં ઉતરેલો એક બીજો બુજોર્ગ ગ્રહસ્થ હંમેશ ઘણાંજ ધ્યાંનથી તપાસતો હતો. તે વરસ સાઠેકની ઉમરનો હતો, અને તેણે લીલો બેઉ બાજુના ચાર કાચનો ચસમો પેહેડેલો હતો, જેથી એવું જણાતું હતું કે તેની આખો જેવી જોઇએ, તેવી સાબુત હતી નહીં. વલી તે બચારાને દાંતનું પણ કાંઇ દુઃખ હતું. મેં તેને જ્યારે પેહેલો જોયો ત્યારથીજ તે હમેશાં મોહોડાં આગલ રૂમાલ દાબી રાખતો હતો, અને અકડવકડ કર્યા કરતો જણાતો હતો. તેનો પોશાક બાહારગાંમવાસી ગ્રહસ્થોને છાજતો ઇંગ્રેજી સુધરેલી ટપછપનો હતો. તે પતલો અને ઉંચો હતો, પણ કંમરમાંથી ઘણો વલી ગયલો હતો.

એક દીવસ પેલા એશકી જવાનો અમો જે ઓરડામાં સાથે બેઠેલા હતા ત્યાંથી ઉઠી જવા પછે તે ગ્રહસ્થ કે જે હમેશાં એક જુદી ટેબલપર બેસતો હતો તેણે મને ગંભીર દબદબાથી એક ઇસારત કરી પોતા પાસે તેડયો, અને બેસાડયો.

"તમારી ચાલથી હું ખરેખર ખુશ છું," તેણે દાઢ ઘણી દુ:ખ આપતી હોય તેવી ઢપે બોખે સાદે કહયું. "તમે પેલા લુચ્છાઓને મચક આપતા નથી, તેટલો તમોને પોતાને ખચીત ફાયદો કરો છો. હું એ ચોરોને બરોબર ઓલખું છું. સધર ઉઠાવગીર અને લુચ્છાના પીર છે. એઓથી ખચીત ખુબ તપાસમાં રેહેજો."

"એ સલાહ માટે સાહેબનો ઉપકાર થયો," મેં કહ્યું "મને એઓની ચાલ વિષે એમને જોતાં સાથેજ શક પડયો હતો, અને તે સાહેબનાં કેહેવાથી ખરો પડે છે."

"માઇસોરમાં સારાં માણસો કરતાં લુચ્છાઓ વધારે હોવા જોઈએ એમ હું તો ધારૂં છું," પેલા ગ્રહસ્થે કહ્યું. "મારૂં નામ રૂસ્તમજી રાંણજી છે, અને જોકે હું ત્યાં આવ્યો છું તે ફક્ત તનદરોસ્તીના સુધારાને માટે, પણ એક વરસ છ મહીના અહીંજ કાઢવાનો મારો એરાદો છે. તે હું કાઢી શકશ કે નહી તે હું કાંઇ કેહી શકતો નથી, કેમકે ત્યાં આવ્યા પછેના ટુંક અરસામા માઇસોરી ઠગોને હાથે મેં એક સજડ ઉલથાપ તો ખાધી. ગયા મંગલવારે હું હયાંનાં બજારમાં ગયો ત્યારે મારાં ગજવાંમાં રૂ ૭૦૦)ની નોટનો અવેજ હતો, અને ઘરમાં આવી તે ઉંચો કરવા ગજવાંમાં હાથ નાખ્યો, તો આખું એમનું એમ ગજવુંજ પસાર! કોઇ મુંજીએ આખું ગજવું ને ગજવુંજ કાપી લીધેલું!"

"ખચીત અજબ જેવું," મેં કહ્યું. "તમોને જરાબી માલમ નહિ પડે એવી રીતે ગજવું કાત્રી લેવાને તે કેટલો બાહોસ ચોર હોવો જોઇએ!"

"હવે તેથી હું તો ચોંકયો," પેલા મી૦ રૂસ્તમજીએ કહ્યું, "અને તેથી ઠડાવ કીધો છે જે પંદર સતર હજારનો હાલ મારા પાસે ટુંક અવેજ છે તે કાલ ને કાલ હયાંની બેંકમાં ભરી દેવો. જોઈશે તેમ ઉપાડયા જઈશું. મારી આંખ ઘણી નબલી થઇ ગઈ છે, અને તેથી તબીબોએ મને હયાંની હવાની ભલામણ કીધી છે. તમોબી કાંઈ સેલગાહે ઉતરી પડયા હશો?"

"નહીં સાહેબ," મેં ખુલાસો કીધો. "હું તો કાંઈ ધંધા અથવા વેપારની ખોળમાં આ તરફ આવ્યો છું. પણ ત્યારે શું સાહેબ કહોછો તેટલાં બધાં હયાંનાં લોક લુચ્ચાં છે?"

"લુચ્ચાંનાં પીર!" મી૦ રૂસ્તમજીએ ગંભીર રોબથી હસીને કહ્યું. "તમોબી કાંઇ અવેજ ધરાવો છો કે કેમ?"

"હા સાહેબ," મેં હસીને કહ્યું. "કેમ કેમ કરીને મેલવેલા હજાર છએકની પુંજી હાલ મારા પાસે છે ખરી, અને તમારાં કેહેવાથી હું બી તેનાજ વીચારમાં છું. હું તો ધારૂં છું કે ત્યારે હું કાલેજ હયાંથી કોઈ બીજાં શેહેરમાં ઉપડી જાઉં."

"ભુલ કરશો," મી૦ રૂસ્તમજીએ ખાત્રી આવે તેવી ઢપે કહ્યું, "પછી તો જેમ તમારી નેક નજરમાં આવે તેમ ખરૂં. વેપાર ધંધાને સારૂ મારસોર કરતા સારૂં મથક તમોને કયાં મલવાનું છે? અને ત્યારે જુને ખાતર કપડાં મુકી દેશો તો કેમ ચાલશે? મારા ભાઇ, તમો બી મારી કાંની કાંય નહીં કરતા? કાલે ચાલો મારી સાથે, ને ખપ જોગા પચીસ પચાસ પાસે રાખીને બાકીના ભરી દેવો સરકારી બેંકમાં, કે ખટપટ ઓછી?"

"ત્યારે તો જરૂર કરીને સાહેબ મને સાથે કાલે લેતા જશો?" મેં આ ભલા ગ્રહસ્થની સઘલી નેક સલાહો પર ઉતાવલેથી અમલ કરવાને માંગી લીધું.

"ખુશી સાથે," મી૦ રૂસતમજીએ કહ્યું. "તેમાં મને શું તકલીફ છે? હું તમારેજ ખાતર થોડોજ ફેરો ખાવાનો છું. હું મારૂં કામ કરવા તો જવાનોજ છું તેમાં સાથે તમો તમારૂં બી કરી નાંખજો."

મેં હયાં મી૦ રૂસ્તમજી રાણજીનો ઘણો ઉપકાર માન્યો, અને બીજે દીવસે સવારે અગ્યાર વાગતે ત્યાંની બેંકમાં નાણાં ભરવા જવાને નકી કીધું. વાંચનાર જાણે છે કે કોરજી શેઠે મને પાંચ હજાર આપ્યા હતા તે અને માહરી આગલની એકઠી કરેલી રકમો મલીને મારા પાસ રૂ ૬૨૧૭) હાલ મોજુદ હતા. તેમાંથી તુરત વેલા ફક્ત ૨૧૭ રૂપ્યા કહાડી લઇ બાકીના ૬૦૦૦ મેં અનામત બેંકમાં મુકી આવવાનો ઠડાવ કીધો.

બીજે દને સવારે એ સઘલો અવેજ લઈને હું મી૦ રાણજીના ઓરડામાં ગયો ત્યારે તે તુરતનો તઈઆર થઈ રહેલો હતો, અને

વલી આજે તેની દાઢ વધારે દરદ કરતી હોય તેમ તેણે ગાલ ઉપર ફરતો પાટો બી બાંધી લીધો હતો.

"આખી રાત દાઢનાં નાપાક દુ:ખે જરા આંખ લાગવા દીધી નથી," મી૦ રાણુજીએ કહ્યું. "પણ કેમ, તમો તઇઆર છો? અવેજ વીસરીયા તો નથી?"

"નહીંરે સાહેબ, વીસરૂં કેમ?" મેં હસીને કહ્યું.

"ત્યારે તો ઠીક છે," રૂસ્તમજીએ કહ્યું. "આ મારા સોલ હજાર બી નમોજ રાખો. બે હાથે નાણાં ભરાય તે કરતાં એકજ હાથે બે ખાતાંમાં ભરાશે તો આપણા બેહુનો વખત અને જંજાલ બચશે."

આ વાત બરોબર હતી માટે મી૦ રાંણુજીએ વીટાલીને બાંધી લીધેલું રૂ. ૧૬૦૦૦ નું જે અનાંમત બંડલ મને આપ્યું તે ઉખેડીને જોયા વગર મેં ગજવાંમાં મેલ્લું. તેણે મારી ઉપર મુકેલા એવા વીસ્વાસથી હું ખચીત ઘણોજ ખુસી થયો. મેં તેજ વખતે જોયું કે તેણે પોતાના રૂપીઆ મને રાખવા આપ્યા તેને બદલે મારા રૂપીઆ પોતે રાખવા માંગતે તો તેને વાસ્તે જોકે મને ઘણું માન બેસી ગયું હતું તોપણ સોહલુ દમણ્યાને હાથે એક વાર સજડ છકર ખાધી હતી માટે મારો સઘલો જીવજીવણગારો હું તેને એકદમ વીસ્વાસથી સપુરદ કરતે નહીં. અને ત્યારે કેટલું ખોટું થતે? મારાં એમ કરવાથી એવાં સારાં માણસને કેટલું અપમાન થતે અને વગર અગતે કેટલો બધો બગાડ થતે? ત્યારે હયાં હું એક ધડો સીખ્યો કે જ્યારે બધાંજ માણસોપર વીસ્વાસ મુકવો ભય ભરેલું છે, ત્યારે વલી બધાંજ માણસોપર બેવીસ્વાસ લાવવો એબી મુરખાઇ ભરેલું છે!

અમો સાથે ઉતર્યા. મી. રૂસ્તમજી રાંણુજી યજદાંની યાદ સાથે તેના ઓરડામાંથી બાહાર પડયો. તેણે દાદરનું પેહેલું પગથ્યું ઉતરતાં પરવરદેગારનું પાક નામ જુબાંનપર લીધું, અને હેઠે ઓટલાપર ઉતર્યા પછી તે આફતાબને પગે પડયો, અને પછી મારા સાથ ચાલુ મુકયું.

બેંક લગાર લાંબે હતી, અને જ્યારે અમો તેની લગોલગ પોંહોંચ્યા ત્યારે તેણે મને પુછયું કે બેંકમાં નાણાં ભરવાની મને આવડ છે યા નહીં.

"ખચ્ચીત નહીં," મેં જવાબમાં કહ્યું.

"ત્યારે તપાસીને કામ કરજો," મી૦ રૂસ્તમજીએ હસીને કહ્યું, "નહીં તો કોઈ ભાઇસોરી લુચ્છાને હાથે થાપ ખાઇ જઇ તમો પોતે રડીને સાથે મને બી ના રડાવી આવતા યાર."

"ત્યારે તો તમો સાહેબજ લેવો," મેં ગભરાઇને કહ્યું. "તમો કહો છો તે બી બરાબર છે, અને મારી ઓછી આવડ વચે હું કામ કરવા જાઉં તે કરતાં તમારી પુરતી સમજથી તમો પોતે તે કામ કરો તો વધારે સારૂં—" અને મેં તેનો પોતાનો અને મારો સઘલો અવેજ તેના હાથમાં મુકયો.

"તમો હયાંજ ઉભા રેહજો," તેણે કહ્યું, અને તે પોતે બેંકમાં ગયો. તે પછી મેં જોયું કે ત્યાં અંદર જે બે ત્રણ કલા-રકો આગલથી બેઠેલા હતા તેઓ સાથે તેણે કાંઇ વાત કરી, અને તે પાછો મારા ભણી આવ્યો.

"નાંણાં ભરવાનો ઓરડો હયાંથી બદલ્યો દેખું," તેણે કહ્યું. "આ અંદરના ઓરડામાં મને જવું પડશે. હું હમણાં પાછો આવ્યો"—અને તે પાસેના ઓરડામાં બારણું ઉંગાડીને ગયો. તે પાસેના ઓરડાનું તેણે બારણું ઉંગાડયું ત્યારે મેં જોયું કે તે ઓર-ડામાં ખરેખાત વધારે કલારકો હારે કટાર કામે લાગેલા હતા, અને તે ખાતું આ ખાતાં કરતાં વધારે મોટું હતું, એટલે હું ધીરજથી ખોટી થયો.

પાંચ મીનીટ વહી ગઇ, પણ રૂસ્તમજી રાંણુજી પાછો ફર્યો નહીં, અને મને કાંઇક બેચેની પેદા થવા લાગી, પણ તે બેચેનીને મેં બીજીજ પલે હસી કાઢી. મેં જોયું જે બેંકમાં નાંણાં ભરવાં તે કાંઇ ખાવાનું કામ નથી, અને તેથી હું બીજી પાંચ મીનીટ ખોટી થયો, પણ હજી રૂસ્તમજી રાંણુજી મલે નહીં! એક બીજી પાંચ મીનીટ—પા કલાક—રૂસ્તમજી રાંણુજી મલે નહી! હવે મારી સઘલી ધીરજ ઉઠી જવા લાગી. આવો ભલો માણસ એક ભયંકાર કાવત્રું કરે એ વાત જોકે મારાં માન્યામાં તો નહીંજ આવી તોબી કાવત્રું થવા વીશે હવે મને કાંઇ શક રહયોજ નહીં.

કાવત્રાંના ખ્યાલેજ હું ધાસતીથી ધુજવા પડયો. જો ખરેખર કાવત્રું થયું હશે તો આવાં અજાણ્યાં શેહેરમાં હું કેવો બીલકુલ રવડી મરશ તે વિચારેજ વલી હું હેબત ખાઇ ગયો. સોહલુ દમણુયાએ

કરેલાં છેલ્લાં કાવત્રાં પછે મારીપર કેવા સખત ભુખમરાની હાયવેલા ગુજરી હતી તેની યાદ થવે મારા હોસકોસ ઉડી ગયા. પણ સબર! સોહલું દમણ્યાની યાદ થતાંજ વિજલીના ફટકાની મીસાલે મને અચમુચ ભાંણ આવી ગયું! આ રૂસ્તમજી રાંણજીજ તે લુચ્છો સોહલુ દમણ્યો કાંય નહીં હોય? હા આબાદ! તેટલોજ ઉંચો તેજ દેખાવનો તેજ ઠગાઈઓનો તેજ આસામી! હવે—છેક આટલે અસુરે મને એ વીશે ખાતર જમા સાથે ભાણ આવ્યું. તે લુચ્છાએ પોતાનો ચેહેરો બને એટલો મારાથી છુપાવા મને જોતાંજ દાઢનાં દુ:ખને બાંહને મોંહોડે માંથે પાટા બાધ્યાં હતા, અને કંમરમાંથી વાંકો વલ્યો હતો. વલી સાદમાં પકડાઈ નહીં આવે તેથી દાઢનાં દુ:ખનું પણ બાંહણું તેને કાંમ આવેલું હતું, અને હવે એ સઘલાં વિષે પુરતી સમજ આવતાં બીજી વાર પણ તેજ માહા લુચ્છાને હાથે છકડ ખાવાની મારી હેમકાત—મારી મુરખાઇ—મારી નાદાનયત માટે માથું કુટતો તેની પુઠે પેલા ઓરડામાં હું તેની સોધમાં દોડયો!

---

## પ્રકરણ ૧૦૦ મું.

### નવી ખોહારી.

રૂસતમજી રાણજી ઉરફે સોહલુ દમણ્યાને હાથે હું બીજી મરતબે વેચાયો હતો એવી મારી દુ:ખભરેલી ખાત્રી થતાંજ તે જે ઓરડામાં ગયો હતો તે ઓરડામાં હું માહા ગભરાતથી દોડી ગયો. ત્યાં લોક તો ઘણું હતું. હારેકટાર જે કલારકો કાંમે લાગેલા હતા તે દરેકની સામે થોડાં થોડાં આસામીઓ પોતાનાં નાણાં સંબંધી કાંઇને કાંઇ કામકાજ માટે ઉભેલાં હતાં ખરાં, પણ તે સઘલાં વચ્ચે મારી અતી આતુર ચસમોએ લુચ્છા સોહલુ દમણ્યાને મુતલગ જોયો નહીં.

હું ગભરાયલો અકરાયલો જરા આગલ ચાલ્યો, ને પછી તે ઓરડાને નાકે મેં એક બીજું બારણું જોયું, જ્યાંથી બાહેર બીજા રસ્તા ઉપર પડાતું હતું. હવે મારી ખાત્રી થઇ કે કશાબી શક વગર એક ગંજાવર રકમ—મારૂં સર્વેસ્વ—હું બીજી વાર હારી બેઠો હતો. આ બીજી છક્કર હતી, અને પેહેલી છક્કર પછીના મારા દુ:ખભરેલા અનુભવથી આ વખતે વધારે હેબત ખાઇ હું વધારે ધ્રુજવા પડયો.

આ મારો પ્રગટ ગભરાત ત્યાં બારણાં આગલ ઉભેલા એક પોહરેગીરે જોયો, અને તેણે મને તેનો સબબ પુછયો. મેં તે તેને ટુંકમાં સમજાવ્યો, એટલે તેણે બીજા પોહરેગીરને બોલાવી મારા ઉપર ધ્યાંન આપવા ફરમાવ્યું. આ બીજો પોહરેગીર મારી હકીકત સાંભલી લઇ તુરત મને પોતા સાથે તે ફુસાદે મકાંનના માલ ઉપર લઇ ગયો.

આ માલ ઉપરના એક મોટા ઓરડામાં ત્રણ ટેબલો ગોઠવેલી હતી. બાજુએની બે તેબલો ઉપર બે જવાંન યુરોપીઅનો કામમાં મશગુલ હતા, ને વચ્ચે વચની મોટી ટેબલ ઉપર એક બુજોર્ગ યુરોપ્યન લખતો હતો. તેનો દેખાવજ માયાલુ અને મીલનસાર હતો. તેણે અમોને જોતાંજ પેન મુકી દીધી, અને આંખમાંથી સુનાનો ચસમો કાઢી તુરત વેલા બાજુ મેલતાં અમો શું માંગતા હતા તે પુછ્યું. પેલા પોહરેગીરે તેના જવાબમા હું બેંકમાં લુટાયો હતો તે ટુંકમાં કહ્યું, અને પછી મને પુછવામાં આવતાં મેં ઇંગ્રેજીમાં સઘલી અગત જોગ વીગતો આપી.

તે ઇંગ્રેજ ગ્રહસ્થ—કે જે કોઇજ નહીં પણ તે બેંકનો મેનેજર હતો તેણે તાબરતોબ પોતાના કલારકોમાંથી એકને એક સિપાઇ સાથે હું જે હાટેલમાં દમણ્યા સાથે ઉતરેલો હતો ત્યાં દોડાવ્યો, ને મને ઘણીક ધીરજ આપી પોતા પાસ બેસાડયો. તેણે કહ્યું કે તે લુચ્ચો હાટેલમાં પાછો ગયો હોય અથવા ગયો હોય તો હજી ત્યાં બેસી રહયો હોય એ બનવાજોગ તો ન હતું, પણ એક ચાન્સ લેવા ખાતર તજવીજ કીધામાં કાંઈ ગયું નહીં. એ ઉપરાંત તેણે પોલીસમાં ખબર આપવાની ઉતાવલ કરી, અને તે લુચ્છાની ખોલમાં જેટલું કરવું ઘટતું હતું તે સઘલું કીધું.

એ અરસામાં કોઈ પારસી ગ્રહસ્થ મજકુર મેનેજરની મુલાકાતે આવ્યો. તે કોઇ વગદાર આસામી જણાતો હતો, અને મેનેજરનો મીત્ર થતો હોય એમ લાગ્યું, કેમકે પેલા એક કલારકે તેને ઘણાં માનથી સલાંમ કરી એટલુંજ નહીં, પણ મેનેજરેબી તેને ઉઠીને શેકહેંડ કરી માનથી ખુરશી આપી.

તેના આગલ તે મેનેજરે મારી કેફીઅત કહી, અને તેને પણ ઘણી દયા લાગી. “ખુદા ચાહાશે તો હજી બી તે ઠગારા લુચ્છાનો

પટો લાગશે, કેમકે તેણે તમો સાથ કરેલાં કાવત્રાંને ઘણો વખત નહીં થયો હોય?" તેણે મારા ભણી ફરીને કહ્યું.

"ખુદા કરે ને પતો લાગે સાહેબ," મેં ઘણાં દુઃખની લાગણીથી અરધું રડી દઈ દીલોજાંનથી દુવા ચાહી, "કેમકે જો તેમ નહીં થયું તો વલી મારૂં શું થશે તે સમજ પડતું નથી,"—અને આગલ હું કેવી રીતે એજ લુચ્ચાને હાથ માર ખાઈ ગયો હતો તે કેફીઅત મેં હયાં તે બે ગ્રહસ્થો આગલ તેનાં થયલાં પરીણામ સમેત બ્યાન કરી.

"ગભરા ના," તે પારસી ગ્રહસ્થે ઘણો સધ્યારો આવે તેમ કહ્યું. "એકાદ બે દીવસ પોલીસ તે લુચ્ચાની જુસ્તેજો કરે તેટલાં થોભજે, અને પછી જો તુંને કોઇનો આશરો નહીં હોય તો મને મલજે. મારે ત્યાં એકાદ નોકરની જગ્યા હું તુંને આપવાની ગોઠવણ કરશ." અને તેણે મને પોતાનો કારડ આપ્યો.

કેવાં હેસાંનથી—તોપણ નવી રવેસે પાછો એક હલકો નોકર થવાના ખ્યાલનાં કેવાં અસહ્ય દુઃખ વચ્ચે—તે કારડ મેં લીધો તે કેહેવાની જરૂર નથી. એજ વખતે ત્યાં એક કાનસ્ટેબલ આવ્યો, અને તેણે મારી કેફીઅતને લગતી જુબાંની અને હું રેહેતો હતો તે ઠેકાંણું વગેરે લખી લીધું, જે પછી હું તે બેંકના મેનેજર વગેરેનો ઉપકાર માંની બાહેર નિકલ્યો.

હાટેલમાં હું પાછો ફરયો ત્યારે ત્યાં બેંકનો કલારક મેનેજરની ફરમાસ મુજબ પુછપરછ કરવા આવી ગયલો હોવાથી મારી હકીકતની ખબર પડી ગયલી હતી, અને સૌ કોઈ મારી દયા ખાતું હતું. મારે કેહેવું પડશે નહીં કે તે લુચ્ચો ત્યાં પાછો ફરયો હતોજ નહીં, પણ તેની એક જુની ખખ ત્રંક ત્યાં રહી ગઈ હતી તે ઉઘાડી જોતાં તેમાંથી મેલાં ફાતાં કપડાં અને થોડાંક કાગલ્યાં પરથી જે નામ મલ્યું તેબી જાંણીને હવે વાંચનાર અચરત થશે નહીં—તે નામ રૂસતમજી રાંણજી નહીં પણ સોરાબજી દમણ્યાનું હતું.

પોલીસ પોતાની જુસતેજોમાં ફતેહમંદ થશે એવી ઉમેદમાં મેં બીજા બે ચાર રોજ તે હાટેલમાં કાઢી નાંખ્યા. પણ તે લુચ્ચાનો કશો પતો મલ્યો નહીં હવે ત્યારે મેં ગંભીરપણે ખ્યાલ કીધો કે કોરજી શેઠપર એ વીગત લખી વાલી તેઓ પાસ બીજાં નાણાં મારે મંગાવવાં કે નહીં? અને હું એજ સેવટ ઉપર આવ્યો કે મને તેમ કરવાને

કશો હક નહીં હતો. તે ગ્રહસ્થે તો મને એક બાદશાહી રકમ આપી દુન્યાની દયા ઉપર ફેંકયો હતો, અને ત્યાર પછીથી બે વરસ સુધીમાં આ ખોહલી દુન્યામાં રવડી રખડી હોરમતથી અનુભવ મેલવવાનું તેઓનું મને ફરમાંન હતું, ત્યારે એક વાર એમ એટલો જલદી લુટાઇ જઈને તેઓ પાસ મદદ મંગાઉ તે મને શોભેજ કેમ ? તેઓ કદાચ મારી વાત માંને બી નહીં, ને માંને તો મારી પોંહોંચ અને સમજ-શકિત માટે ઘણું હલકું મત બાંધે. તે ઉપરાંત તેઓ વધારે મદદ આપવા ના પાડે તો વધારે ખોટું થાય, અને ત્યારે તે સઘલો જોખમ ખેડવા કરતાં તેઓની મદદ તો નહીંજ માંગવાના નક્કી ઠેરાવ ઉપર હું આવીને અટકયો.

અને ત્યારે હવે એકજ રસ્તો હતો, અને તે એ કે પેલા બેંકના મેનેજરના દોસ્ત (જેઓએ મને મેહેરબાંનીની રાહે પોતાનો કારડ આપ્યો હતો તેઓ)ને ઘેર નોકર રેહેવા જવું ! નોકર તરીકેની નોકરી કરવાને હું કશી રીતે શરમાતો હતો એમ મારાં વાંચનારાં-ઓએ માંનવું નહીં. નોકરી લગભગ સૌએ કરવી પડે છે, અને ગમે એવા દરજ્જાની પ્રમાણીક નોકરીમાં લેશ પણ એબ નથી હોતી એ મેં અવલથી બાંધેલું મત આજે કાંઈ ફેરવાઇ ગયું ન હતું, પણ કોરજી શેઠે મને મોટી રકમ આપવાથી વેપારની અથવા સ્વ-તંત્ર સાહેબ શોખની જીંદગી ગુજારવાની મને જે ભારે ઉતકંઠા પેદા થઈ હતી તેમાં મને મલેલી આ નાસીપાસી ખરેખર જખમી કરનારી હતી.

મને મલેલા કારડ ઉપર ખાન બાહાદુર શેઠ જમશેદજી દોરા-બજી કરીને નામ હતું, અને તેનાં મકાંનની ઈધાંણી હતી. આ ઇધાંણીબંધ હું તે શેઠયાને મલીને તેની નોકરીને લગતો બંદોબસ્ત કરવા નીકલી પડયો.

તેનું મકાંન માઇસોરના મોટા મેહેલો માંહેલો એક મેહેલ હતો. તે સૌથી ખુશનુમા જગ્યાએ આવેલો હતો, અને તે રોણક અને રચણામાં તેના માલેકની મોટી દોલતનો બાહાર મારતો હતો.

મેં જઇને મને આપવામાં આવેલો કારડ એક નોકરને બતાવ્યો, અને તે મને પોતા પછવાડે એક કુસાદે દાદર ઉપરથી થઇને માલ ઉપર લઇ ગયો. ત્યાંથી એક ચાલમાં થઇને અમો એક અગાસી ઉપર પડયા, જે અગાસીને નાંકે એક બીજા ઓરડા આગલ મને

ઉભો રાખીને નોકર અંદર ગયો, અને થોડે વારે પાછો આવી મને અંદર જવા કહ્યું.

હું ગયો. ત્યાં પેલો પારસી ગ્રહસ્થ એક શોભાયમાન રાકીંગ ચેર ઉપર પેપર વાંચતો પડેલો હતો. તેના ઓરડાનું સઘલું ફરનીચર ઉંચું અને ઘણી મોંઘી કીમતનું એટલે અતી ઘણું શોભાયમાન હતું. તેના ઓરડામાં જમીન ઉપર કીંમતી ગલીચા પાંથરેલા હતા, અને સઘલો એક શેઠયાનો રોબ અને દબદબો હતો.

તે ગ્રહસ્થે મને મમતાથી હસીને આવકાર દીધો. "હું તુંને વીસરી ગયો નહીં હતો, છોકરા," તેઓએ કહ્યું. "હું જાંણુતોજ હતો કે તું આવશે, કેમકે મને ગઈ કાલેજ બેંકના મેનેજર સાહેબે કહ્યું કે પેલો લુચ્છો હજી ધારાની ચુંગાલમાં સપડાયો નથી."

"ખરી વાત છે સાહેબ," મેં કહ્યું, "મારાં કમનસીબે તદન ખરી વાત છે."

"જો મુંબઈમાં કે બીજે કોઇ ગામ તારાં સગાં વ્હાલાં કોઇ હોય તો મને કેહે કે હું તુંને ખુશી સાથે પૈસા આપી ત્યાં મોકલી આપશ," તે શેઠયાએ કહ્યું.

"તમારૂં અતી ઘણું હેસાંન થાય છે સાહેબ," મેં કહ્યું, "પણ એવાં મારાં સગાં કોઇ નથી."

"પણ જ્યારે તારાં કોઇ સગાં વ્હાલાં નથી ને તું કહેછ કે તું હતો તો એક સાધારણ નોકર, ત્યારે હું એમ પુછું કે તારા હાથમાં એવી મોટી રકમ આવી ક્યાંથી?" તે ગ્રહસ્થે ખુરસી ઉપર ધીમી હીંચ ખાતાં ખાતાં પુછ્યું.

"હું તમો મેહેરબાંનને બધી વીગતો આપી નથી શકતો તેથી મને માફ કરશો, મુરબીજી," મેં કહ્યું, "પણ હું આટલું તો સાહેબને કેહેવશ કે હેદરાબાદમાં મોટી દોલતવાલા એક શેઠયાને ચોક્કસ રવેસે હું ઉપયોગી થઇ પડયો એટલે તેણે એ ગંજાવર રકમ આપી મને સ્વતંત્ર બનાવા માંગ્યો હતો, અને હવે તે દોલત લુટાઇ જવે બીજી મરતબે તેની દયા માંગવાને મને હક અથવા હીંમત નથી."

"હું તારે વાસ્તે કાંઇ બી કરવાને રાજી છું," જમશેદજી શેઠે કહ્યું, "પણ શું કરવું તે સમજ પડતું નથી. મારે ત્યાંના ઘણા નોકરોમાં તું એક વધે તેથી મને કાંઇ નુકશાંન જવાનું નથી, પણ

તું સ્વતંત્ર થનાર હતો એટલે હવે પાછો નોકર બને કે નહીં એ વાત તો—"

"મારા શેઠ, મને તેની કશી શરમ નથી," મેં હેસાંનથી કહ્યું. "તમારે ત્યાં મને ગમે એ કામ સોંપજો ને તે હું ખુશી સાથે બજાવશ. મને ફક્ત પ્રમાણીકપણે મારૂં પુરૂં કરવાનીજ ચીંતા છે."

"જો એમજ છે ત્યારે તો સારૂં," જમશેદજી શેઠે કહ્યું. "મને મારી ખાશ ખીદમતમાં નોકર રાખવાની કંઈ જરૂર તો નહીં હતી, પણ તુંને હું મારીજ ખાશ ખીદમતમાં રાખવાનો વીચાર રાખું છું. મારી ચીઠી પત્રીઓના ફેરાઆંટી વગેરે નજીવું કામ તુંને કરવું પડશે, ને તે ઉપરાંત તારી ફુરસદના વખતનો તારે ગમે એવો ઉપયોગ કરવાને તને હક છે."

હયાં પગાર વગેરેનું મનમાનતી રીતે નક્કી કરવામાં આવ્યું, અને હું હજારો ઉપકારો માંની બીજી સહવારે આવવાનું નક્કી કરી ત્યાંથી નીકલી ગયો.

મારાં આ નવાં સંકટમાં કટોકટ વખતે સહાય થવા આ નવો દોસ્ત મને નહીં ધારેલી રવેસે મલી ગયો હતો તે ઉપર તે સાહેબની મેં શુગરગુજારી કીધી. ગરજની વખતે દોસ્ત તેજ ખરો દોસ્ત, અને એવો એક દોસ્ત તે આ ખાનબાહાદુર શેઠયાને મને ખુદાએ મેલવી આપવાની બારીક વખતે નવાજેશ કરી હતી!

---

## પ્રકરણ ૧૦૧ મું.

### મારી અગ્યારમી નોકરી.

માણસ ધારે છે એક ને ખુદા બજાવે છે બીજું. "ધાઓ ધાઓ અને કરમમાં હોય તેજ ખાઓ" એ સાધારણ થઇ પડેલી કેહેવત મારા બાબમાં અક્ષરે અક્ષર લાગુ પડતી થઇ પડી હતી. હું નોકરના ઉતરતા દરજ્જાની ઉપરથી સ્વતંત્રતાની પાયરી ઉપર ચઢવા કરતો હતો, પણ હજીતો તે પાયરી ઉપર પગ ઠેડવી મુસ્તકીમ બનું તે આગમચ મારાં કરમે મને પાછો તેજ અવલ પંકતીની પગઠી ઉપર ગબડાવી દીધો હતો!

પણ વલી મારા જેવી ઉધરતી જવાંન વયે નાઉમેદ કે નાહીંમત થવું એ નામુનાસેબ હતું, અને તેથી સુખ અને સ્વતંત્ર-

તાની સર્વે ઉમેદો ભવીશપર રાખી ખાનબાહાદુર શેઠ જમશેદજીની નોકરી મેલવવા ખાતર હું પોતાને ભાગ્યશાલી સમજતો હતો.

બીજી સહવારે મારા હોટલવાલાનું બીલ પગાર કરી હું મારી નોકરીપર ગયો, જ્યાં મારા બીજા નવા ભાઇબંધ નોકરોથી મને ઘણો સારો આવકાર મલ્યો.

શેઠને ત્યાં ઘણાં જુદી જુદી જાતનાં નોકરનફરો અને આયા દાયા હતાં. આસ્તે આસ્તે મારી જાણમાં આવ્યું તે મુજબ શેઠને શેઠાંણી સાથે કોઇ રીતે સારૂં ન હતું. તેઓ એ એકજ મકાંનમાં તોબી તદન જુદાં રેહેતાં હતાં. એ મકાંન ઘણું મોટું હોવાથી ગોયા બે હોય તેવી કીસમનું હતું, અને વચ્ચે એક ફરતો મોટો ચોક (બાગ) લીધેલો હોવાથી એક ભાગ બીજાથી તમામ છુટો પડતો હતો. એ રીતે એક ભાગમાં જ્યારે શેઠનો સઘલો રેહેવાસ હતો, ત્યારે તેવાજ એક બીજા ભાગમાં શેઠાંણીનો વસવાસ હતો. જેમ શેઠના નોકર નફર તેમજ શેઠાંણીના હતા. જેમ શેઠની જુદી ગાડી ઘોડા તેમજ શેઠાંણીના જુદા ગાડી ઘોડા હતા. ટુંકમાં મેં ઘણી દલગીરી વચ્ચે જાંણ્યું કે આ ધણી ધણીઆંણી વચ્ચે કાંઇ ચોકસ કારણોથી ઘણું-નો અણબનાવ ચાલતો આવેલો હતો, ને તેથી જોકે એકજ મકાંનમાં તોબી તેઓ પારકાં હોય તેમ જુદાં અને એકમેકથી છુટાં રેહેતાં હતાં. તેઓને કેટલાંક છોકરાં હતાં, જેમાં વડામાં વડા છોકરાની ઉંમર ૨૨ ને સૌથી નાના છોકરાની ઉંમર ૪ વરસની હતી.

શેઠાંણી તાતા સ્વભાવની, ઘણા દમામવાલી, સાધારણ ખુબ-સુરતીની, વરસ ૩૦ થી ૩૫ ની એક જવાંન બાંનુ હતી. તેણીનું નામ બચુબાઈ હતું, અને તે તેણીના ધણીના જેવીજ આંગે ભરેલી અને એઠી બાંધણીની મજબુત અબલા હતી. નોકરનફર સાથે તે હંમેશ દમમાંજ રેહેતી, કેમકે તેને એવડા પૈસાનો રોબ હતો. એક તો તે પોતાના ધણીના પૈસા પાંમી હતી, ને તે ઉપરાંત બીજું તો પોતાના ધનવાન બાપની બેશુમાર દોલત તે રીતમાં લેતી આવી હતી.

મારૂં કામ બીલકુલ નજીવી કીસમનું હતું. મોટાંને ઘેર વગર અગતે જેમ બને એમ વધારે માણસો રાખવાનો ચાલ હોય છે, કેમકે માણસોનાં પ્રમાણમાં તે શેઠયાને ઘેરના પૈસાનો જોનારને ખ્યાલ થાય છે, અને તેજ મુજબ ખાનબાહાદુર શેઠ જમસેદજીને ત્યાંબી હતું, એટલે ઘણું કરીને માણસો પરવારતાં ને પરવારતાં

રેહેતાં હતાં. એમ થવાથી કરીને મને મારો અભ્યાસ હજી આગલ વધારવાને ઘણી તક મલી, અને શેઠને ત્યાંની વાંચવાજોગ ચોપડીઓ લઈ વાંચવાની મેં શેઠ પાસ રજા માંગી લીધી, જે તેઓએ ઘણી ખુશીથી આપી.

એ રીતે મને એ નવી નોકરીમાં રહયાને બે માસ નીકલી ગયા પછી એક દીવસે મને શેઠે પોતા પાસે તેડાવ્યો, અને હું મારી પુરસદના વખતે ફરી હરીને એ શેહેરના રસ્તાઓથી વાકેફ થઈ ચુકયો હતો કે નહીં તે પુછ્યું. મેં હા પાડી, કેમકે મારા સરેસ્તા પ્રમાણે ફરીને મેં તે શેહેરના ઘણાક જાણવા જોગ રસ્તાઓ જોઇ લીધેલા હતા. એટલા માટે મારા પાસથી એ જવાબ મલતાં શેઠે એક કાગલ કાઢયો, ને મને એક ચોક્કસ મોહલ્લામાં આપી આવવા કહયું. મને આ મોહલ્લો તદન અજાણ્યો હતો, પણ તેની આસોપાસેના રસ્તાઓની શેઠે મને ઇધાંણી આપી, એટલે તે શોધી કાઢવાને મને મુશકેલ પડશે નહીં એમ મને લાગ્યું, અને તેથી મેં તે ચીઠી માંગી લીધી. એ પછી હું જ્યારે તે લઇને બાહેર જતો હતો ત્યારે શેઠે મને પાછો તેડી તે ચીઠી કોઇ નહીં જોય માટે ગજવાંમાં મેલવા કહયું, અને તે ચીઠી વીશે કોઇબી આગલ કશી વાત નહીં કરવાને તાકીદ કરી.

મને આપેલી ઈધાંણીવાલા રસ્તા ઉપર હું પોંહોંચ્યો ત્યારે પેલા મોહલ્લા અને તે ચીઠી જેનાપર હતી તેનું નામ વાંચી લેવા મેં તે ગજવામાંથી કાઢી, ને જોયું તો તે ચીઠી હું ધારતો હતો તેમ કોઈ મરદપર નહીં પણ એક ઓરતપર હતી, અને તે ઉપર

ખાનગી:—"બાઈ પીરોજબાઈ ધનજીભાઈ મેહેતા જોગ."

એમ સરનામું કરેલું હતું.

આ જોઇ મને કાંઇક ઠીક લાગ્યું નહીં. શેઠે એક ત્રાહીત અબલા ઉપર ચીઠી મોકલી હતી, અને વલી તે છુપી મોકલાવી હતી, એટલુંજ નહીં પણ તે વીશે કોઇ આગલ કશી વાત વટીક નહીં કરવાની મને તાકીદ કરી હતી તે સઘલું એકઠું મેલતાં મને લાગ્યું કે શેઠની આ ચીઠીને લગતી વરતણુક હેઠલ કાંઇક અમર્યાદશીલ હોવું જોઇએ. એમ થવાથી મને આ ચીઠીનું કામ સોંપવામાં આવ્યું તે કાંઇ પસંદ તો આવ્યું નહીં, પણ હવે તો તે બજાવ્યા વના છુટક ન હતો, એટલે તે કામ હું બજા લાવવા ચાલ્યો.

મને તે કોઇ પીરોજબાઇ રેહેતી હતી તે મકાંન જોઇ કાઢતાં ઝાઝી મુશકેલી પડી નહીં. તે એક સાદા દેખાવનું બેઠી બાંધણીનું ઘર હતું. મને આગલા ખણમાં એક બુઢી સ્ત્રી મલી તેને મેં પીરોજબાઇ વીશે પુછયું, ને તે મને પછવાડેના ઓરડામાં લઇ ગઇ. ત્યાં એક જવાન સ્ત્રી હતી જે અસલ હોવી જોઇએ તો અતી ઘણી ખુબસુરત, પણ જંજાલ હાડમારી કે ફ્કર ચિંતાથી તેણીનું મોં લગાર સોહરાઈ ગયું હતું, ને આંખમાં ખાડા પડેલા હોવાથી તે માંદી હોય તેવું જણાતું હતું. એજ પીરોજબાઇ હતી. મેં જઇને તેણીને તે ચીઠી આપી, અને તેણીએ તે વાંચી મને ઘણી મમતાથી બેસવા કહ્યું, કે જે અરસામાં તેણી તે ચીઠીનો જવાબ લખવા બેઠી.

પણ હજીતો તેણીએ તે જવાબ લખવો સરૂ કીધો નહીં તેટલાંજ "પીરોજબાઇ ઘેરમાં છે કે?" એવી પુછપરછ કરતો એક અવાજ અમારે કાંને આવ્યો, ને મેં તે આબાદ મારી શેઠાંણીના અવાજ તરીકે ઓલખ્યો! પીરોજબાઇએ પોતે પણ તેજ રવેસે તે સાદ ઓલખેલો હોવો જોઇએ, કેમકે તેણીએ ચોંકીને પેલી પોતા ઉપર આવેલી ચીઠી તેમજ શરૂ કરેલી ચીઠી ટેબલનાં ખાંણાંમાં હડસેલી દીધી, અને તુરત મને ઉતાવલા ગભરાતમાં એક પાસેના ઓરડામાં જતો રેહેવાની અરજ કરી, કે જેના જવાબમાં હજી તો હું કાંઇ બી કેહેવા જાંઉ તેટલાં પોતે મને અંદર નરમ આંચકો મારી મોકલી દઇ બારણું ઢાંકી દીધું!

આ વલી કાંઇ નવું કૌતક હતું! હજીતો મને અંદર મોકલી પીરોજબાઇએ તે બારણું પાછું ખેંચી બંધ નહીં કીધું, તેટલાંમાં તો મારી શેઠાંણી ઓરડામાં આવી તે તેણીના ચાલવાના સનસારાપરથી મેં જાંણ્યું. મારી પોતાની હાલત ઘણી ગભરાત ભરેલી હતી. પીરોજબાઇના ગભરાતપરથીજ મેં જોયું કે મારા શેઠની વરતણુંકમાં મેં કાંઈક અમરીયાદશીલ હોવાની જે શંકા અને અનુમાન કીધું હતું તે ખરૂંજ હોવું જોઇએ, અને મારી શેઠાંણી હયાં આવી તે તેણીને પોતાના ભરથારની એ ચાલની ખબર પડી હશે તેથીજ આવી હશે, પણ તેવામાં તેણી જો કોઇ એતેફાકે મને આ સુવાના ઓરડામાં સંતાયલો જોશે તો તે મારે વીશે શું ધારશે?

પણ એ મારા વીચારોને દરમ્યાંન પાસેના ઓરડામાં પંચાત શરૂ થઈ ચુકી હતી, અને પેહેલાં જે આસ્તે આસ્તે વાત થતી

હતી તે હવે મોટે મોટે થવા લાગી હતી. મને કાંઈ સઘલું સંભલાતું નહીં હતું, પણ જેટલું સંભલાયું તેટલું મને મારા અનુમાનમાં સાચ્ચો ઠેડાવવા બસ હતું.

"તમારે લીધે હું છતા ધણીએ ધણી વગરની જેવી થઇને બેઠીછું તે હું તે કાહાંવેર ખમ્યા કરશ ?" મારી શેઠાંણી તપી આવી બોલતી હતી.

"પણ જી હું તમોને આટલું સમજાઉંચ કે તમો ધારોચ તેવું કશું નથી, ને તો બી તમો મારૂં માનતાં નથી !" પીરોજબાઈએ કલવાઇને ઠપકો દીધો. "મને ગરીબ જાંણીને તમો વારેવારે આવીને એટલી દબરાવતાં હોવ તો તમારી મરજી."

હયાં મારી શેઠાંણીએ જવાબમાં કાંઇ કહ્યું, પણ શું કહ્યું તે મને સંભલાયું નહીં. એ પછી થોડો વખતસુધી સઘલી વાત ધીમે ધીમે અવાજે થઈ.

"ઠીક છે, હું વીચાર કરશ," હવે પીરોજબાઇ બોલતી હતી, "મારાં કરમમાં વગર કારણે એટલું સાંભરવાનું હોશે તે સાંભરયું. લે જાઓ, બલા લેતું, એબી મારે કબુલ છે. તમે જાંહાં તાંહથી રાજી રેહો એટલે બસ. હું મારી બેહેનપર નસારી લખશ, ને તેવું હોશે તો ત્યાં જઇ મરશ. એમ હારમાર નહીં થવાની હોતે તો ધણી શું કામ એટલા જલદી મુકીને મરી જતે ?"—અને હયાં પીરોજબાઇનો રડવાનો સાહાદ આવતો હતો.

એ પછી કેટલીક ધીમે સાહદે વાતચીત થવા પછી મારી શેઠાંણી ત્યાંથી ઉઠી ગઇ. તે જતાં જતાં એક સો વખત પીરોજબાઈને પોતાનું વચન પાલવા તાકીદ કરી ગઈ, અને મેં જોયું કે તે આવી ત્યારે જેવી ગુસ્સાભેર આવી હતી તેથી ઉલટી રીતે ગઇ ત્યારે તાઢી મીઠી પડીને ગઇ હતી.

થોડે વારે પીરોજબાઈએ મારા ઓરડાનું બારણું ઉંઘાડયું, અને પંછી પાછી પેલી ચીઠી પુરી કરવા બેઠી. તે ચીઠી પુરી કરતાં તેણીને થોડો વાર લાગ્યો. તે લખી રેહેવા પછી તેણીએ એનવેલપમાં બીડી, પણ તે ઉપર સરનામું કીધું નહીં. એ ચીઠી જમશેદજી શેઠને હાથોહાથ આપવાની તેણીએ મને તાકીદ કરી, અને હું તે લઇને બાહેર નીકલતો હતો ત્યારે તેણે મને પાછો તેડયો.

"બાઇ મને માંગી લેતાં તો શરમ લાગેછે પણ હું એટલું માંગી લઉંછ," તેણીએ ઓશકાતાં ઓશકાતાં કહ્યું, "કે તમારાં શેઠાંણી અહીં આવી ગયાં તે અને અમારા વચ્ચે જે રકજીક થયલી તમારાં સાંભલવામાં આવી હોય તે મેહેરબાંની કરી બાહેર પાડતા ના. એ રકજીક ઉપરથી તમોને મારા વીશે કાંઇ સારૂં મત તો નહીં બેઠું હશે, પણ તમે તે સાંભલીછ ત્યારે તો મારે મારા બચાવમાં તમોને કેહેવું જોઇએ કે હું તદન નીરદોશ છું, પછી તમારે ગમે તે વિચાર કરજો."

"બાઇ," મેં તેણીની દયા ખાઇ કહ્યું, "મેં તમારી વાત કાંઇ જીવ જેવી રીતે સાંભલીજ નથી એટલે તે વીશે તમે બેફીકર રેહો, ને બીજાંઓની ખાનગી વાત હું બાહેર કરતો ફરૂં એવો મારો હલકો ખવાસ છેજ નહીં એ વીશે ખાત્રી રાખો."

"જમશેદજી શેઠ પોતાનાં કાગલમાં મને તમારા વીશે સારૂંજ લખેચ, એટલે તમો કેહોછ તે હું બધું માનુંચ," પીરોજબાઇએ કહ્યું, "પણ બીજી બી એક વાત મારે તમારા પાસ માંગી લેવી છે, અને તે એ કે અહીં તમારાં બાઇ આવી ગીયાં એ વાત તમારા શેઠને પોતાને બી જણાવતા ના. ધણી ધણીઆંણી વચ્ચે બગાડ તો બરેલો છેજ, ને તેમાં એથી નહીં તો નાહેક વધારો થશે.

એ વાત બી મેં માન્ય કરી, અને પછી હું ત્યાંથી બાહેર પડયો.

આખે રસ્તે હું અચરત થતો ચાલ્યો. આ કોઇ પીરોજબાઇ અને મારા શેઠ વચ્ચે કશું બી દોષ ભરેલું હતું કે નહીં, તે હું ચોક્કસ નક્કી કરી શકયો નહીં, પણ એક એવી દેખાવે રાંક અને ભલી અબલાની પાક હોરમતને ખાતર મેં દુવા ચાહી કે મેં પ્રથમ કરેલાં અનુમાનમાં તેણે મને આપેલી ખાત્રી મુજબ હું ખોટો હોઉં.

હું ઘેર પોંહોંચ્યો ત્યારે હજી મારા શેઠ મારી વાટ જોઇ બેસી રહેલા હતા. મેં તેમને પેલી ચીઠીનો જવાબ આપ્યો, ને તેવણે હસીને લીધો. એ પછી હું બાહેર જતો હતો ત્યારે ફરી એક વાર એ ચીઠીને લગતી કેફીઅત સદંતર છાંની રાખવા તેઓએ મને યાદ આપી, અને પછીજ મને બાહેર જવા દીધો.

---

# પ્રકરણ ૧૦૨ મું.

## અમીનાની વારતા.

બીજે દીવસે સાંહજે નવરાસ હતી એટલે હું અમારા બાગમાં લટાર મારવા નિકલ્યો. ત્યાં ફરતાં ફરતાં બાગના એક લગાર વધારે એકાંત ભાગમાં મારાં બાઇની આયા અમીના એક હાથની લખેલી ચોપડી વાંચતી બેઠેલી હતી. એ આયા સાથે મને ઘણું સારૂં થઇ ગયું હતું, કેમકે તે ખુરશેદની નવાઝના જેવીજ હસમુખી, નીરદોશ, અને બહુ બોલી હતી. તે વરસ ૩૦ થી ૩૫ ની એક જવાંન ઓરત હતી, અને જાતે મુસલમીન છતાં પારસી કુટુંબોમાં એટલી બધી પલોટાઇ ગઇ હતી, કે સાફ પારસી ગુજરાતીમાં વાત કરી શકવા ઉપરાંત ગુજરાતી સારી રીતે લખતાં વાંચતાં પણ શીખી ગઇ હતી.

શેઠાંણીની એક બીજી પારસી દાયા બી હતી, જેણીનું નામ મેહેરી હતું. એ મેહેરીને તેમજ તેણીના વર દોલાને શેઠાંણીએ પોતાની ખીદમતમા રાખી પોતાનાં ખાશ વિશ્વાસુ બનાવ્યાં હતાં, કેમકે મેં ઉપર કહ્યું તેમ શેઠના તેમજ શેઠાંણીના જુદા જુદા નોકર નફરો હતાં. એ મેહેરી અને દોલો અમીનાના ખવાસથી ઉલટી રીતે ફુકરાજીખોરાં અને પતરાજીખોરાં હતાં, કારણ કે શેઠાંણીના ખાશ વિશ્વાસમાં તેઓ એકલાંજ હોવાથી તેમનો ઇતરાત બેસુમાર હતો, તેથી તેઓ જેમ મારા સાથે તેમજ મારાં બીજાં ભાઈબંધ નોકર નફરો સાથે નમાયાં હતાં.

પેલી ચોપડી વાંચવામાં અમીના એટલી મશગુલ થઇ હતી, અને તે જે વાંચતી હતી તે તેણીના ચેહેરાના રંગ ઉપરથીજ એવા મોટા રસથી વાંચતી જણાતી હતી કે તેણે હું તેની પછવાડે જઇ ઉભો ત્યાર પછી કેટલીક પલ સુધી તો મને મુતલગ જોયો બી નહીં, અને જોયો ત્યારે ચોંકીને તે ચોપડી છુપાવી દેવા જતી હતી, પણ પછી મને ઓલખતાં ખરખર હસી પડી.

"તું મરેરે કાવલા!" તેણીએ કહ્યું, "મને બીહીધરાવીને મારી નાંખી!"

"પણ કાંય, એટલી બધી બીહીધી કાંય અમીના?" મેં અજબ થઈ પુછયું.

"અરે આજે શેઠાંણીની ટેબલપર આએ એક વારતાની ચોપરી પરેલી ઉતી તે જરા મેં વાંચી, ને તે એટલી સરસ લાગી કે અહીં આવી તે પુરી કરવા બેઠી," અમીનાએ ખુલાસો કીધો, "તેટલાં તું આયો તે જાંણે હું શું એક ચોરીનું વાંચી લેતી હોઉં તેમ હું ચોંકી."

"દેવાંનીજ તો," મેં હસીને કહ્યું. "એક વારતાજ છે ત્યારે તે વાંચવામાં એટલું બીહીવાનું શું?"

"હા, પણ પણ વારતા કાંઇ છાપેલી નથી ની, હાથની લખેલી છે," પ્રમાણીક અમીનાએ પોતાનો વિચાર આપ્યો; "ને તે મેં શેઠાંણીની રજા વગર લીધીચ એટલે ખુદરતી બીહીક લાગ્યા વગર રેહેજ નહીં. પણ તું લે એ ને વાંચ કાવલા, વાંચવા લાયક છે. એક લુચ્ચાની લુચ્ચાઈનું મજેનું બ્યાંન છે. શેઠાંણી છોકરાંઓને સાથે લઇ ગીયાંછ, પણ પેહેલાં તે લોકોને મોકલી દેવાનાં છે તે આવતાં હોશે, ને તેઓના ઓરડામાં હજી તો બધું અખેતર પરેલું છે એટલે હું વરીચપકો જઈ આઉં તેટલાંમાં તું વાંચી લે, કે પછી એ ચોપરી હું તેની જગ્યાપર બાઇ આવે તેની આગમચ મુકી દેઉં."

મેં તે ચોપડી વાંચવાને અડચણ કશી જોઈ નહીં—અમીનાના ગભરાત ઉપરજ મને તો હસવું આવ્યું; વલી હાલ હું નવરો હતો ને અમીના તે વારતાની ઘણી તારીફ કરતી હતી એટલે મેં તે અમીનાના હાથમાંથી લીધી, ને તે જઈને પાછી આવી તે અરસામાં તો વાંચીને પુરી બી કીવી.

તે વારતા ટુંક હતી પણ ખરેખર વાંચવા જોગ હતી. તેમાં એક હરડતા લુચ્ચાની ઠગાઇનું ટુંક બ્યાંન હતું, અને તે ખચ્ચીત અચરત કરનારૂં હતું. વધારે ધ્યાંન ખેંચનારૂં તો એ હતું કે એ ઠગારો—તે વારતાનો નાયક—એક પારસીજ હતો. વારતામાં નામ નિશાંણ કાંઈ આપેલાં હતાં નહીં, પણ છેલ્લે નોટ કરેલી હતી કે એ વારતા ખરી બનેલી છે.

આવી એક વારતાનો લખનાર કોણ હશે, ને તે શેઠાંણી પોતા પાસે શું કામ રાખતી હશે તે મને સમજ પડયું નહીં. મને તો લાગ્યું કે વારતા માત્ર કલપીત હશે ને તે લખીને કોઇએ છપાવા ધારી હશે, પણ કોઇ કારણેએ તે છપાવાની રહી ગઇ હશે ને તે શેઠાંણીને પસંદ આવવે પોતે પોતા પાસે રાખી હશે.

અમીનાને મેં તે ચોપડી વાંચીને પાછી આપી, અને તે તેનું થોડુંક વાંચવાનું બાકી રહી ગયું હતું તે પુરૂં કરી શેઠાંણીને આવવાનો વખત થયો હતો માટે તેની જગ્યાએ મુકી દેવા દોડી, અને હું મારે કામે ગયો.

એ પછી પાંચ સાત દીવસે હું શેઠના ઓરડાનું ફરનીચર ઝાટકતો હતો ને શેઠ બેસીને વાંચ્યા કરતા હતા. એટલામાં તેમને યાદ આવવાથી બોલ્યા, "પણ પછી કાવલા, પેલા લુચ્છાનો તો કાંઇજ પત્તો નહીં મલ્યો, નહી વારૂં ?"

"કાંઈ નહીં સાહેબ," મેં વલી તે વાત યાદ આવવે ખરાં દીલના બલાપાથી કહ્યું.

"કોઈ જબરો લુચ્છો હો !" શેઠે મારી સાથના સરેસ્તાના એખલાસ મુજબ ખડખડ હસીને કહ્યું. "એવી રીતે લોકોને નહવાડવાને વાસ્તે બુદ્ધિથી ઘણી ચપલ જોઇએ જો.

"હા, પણ મુરબી સાહેબ," મેં હસીને કહ્યું, "તે દીવસે એક વારતા મારાં વાંચવામાં આવી તેમાં એક પારસીની જે લુચ્છાઈ લખેલી છે તે તો વલી સોહલુ દમણ્યાને બી એક કોરે બેસાડે તેવી છે. તે પારસીની લુચ્છાઈ તો ઘણીજ પાહવરદી છે."

"ઓહો ! ત્યારે એવી તે શું વાત છે ?" શેઠે લાહાતપર આવી પેપર બાજુ મેલી દેતાં ખુશ મિજાજે કહ્યું. "ચાલ ચલાવ તે વાત, જોઉં વારૂં."—અને શેઠની ફરમાસને માન આપવા મને તે વાત ચલાવ્યા વના ચાલ્યું નહીં, એટલે હું જે ખુરસી પછવાડે ઉભો હતો તેની પીઠ ઉપર અદબથી હાથ ટેકાવી છાજતા અંદાજા સમેત મેં પેલી અમીનાએ મને વંચાવેલી વાત કેહેવા માંડી:—

"સાહેબ, કોઈ સેઠયાના દીકરાને વાસ્તે તે વારતામાં કહેલું છે કે તે એટલો ખરચાલ ઉડાઉ અને ખરાબ હતો કે પોતાના બાપ તરફથી મલતો ભારે લવાજમ ખરચી ખાવા ઉપરાંત બેશુમાર કરજ કરયો જતો, ને તે જુગારનો બી લખ ધરાવતો હોવાથી છેલ્લે તેનું કરજ ભયભરેલી હદ સુધી વધી ગયું, પણ એજ અરસામાં એક ધનવાંન ખાનદાંનમાં તેની શેહાદીની ગોઠવણ થયલી હોવાથી તેના બુજોર્ગ બાપે લાજના મારેલાએ તેની એ એબોઉપર ઢાંકપીછોડો કીધો અને મુંગે મોહડે તેના માંગનારાઓનું પટાવી આપ્યું. એમ કીધા આગમચ તે શેઠયાએ પોતાના એ છકેલ છોકરાને

ફરીને એવી અવલી રાહે જઇ કરજદાર નહીં થવાના કસમ દીધા ને કોલ લીધા, અને પછી તે શેહાદી થાય તે પેહેલાં જોઈતી શોભાથી પોતાનો મરતબો તે જાલવી રાખે ને ઓશીયાલો થઈ કરજદાર નહીં થઇ જાય તેટલા માટે બીજા ૧૦૦૦૦ ધણીક શીખાંમણો દઈ તે ભલા બાપે આંગપર આપ્યા.”

“ઓહો!” મારા શેઠે લગાર તાંણી તોડીને હસીને કહ્યું, “તેં તો જબરી વાત ખેંચી કાઢી દેખું, પણ વારૂં પછી?”

“પછી સાહેબ પરીણામ તો એ થયું કે પેલા લુચ્છાએ પેલા ૧૦૦૦૦ સપાટાની સાથે ખરચી ખાધા, ને તે ઉપરાંત આગલ કરતાં બેવડું વધારે કરજ વધારી મેલ્યું ત્યારેજ તેની આંખનો અંધાપો દુર થયો,” મેં મારી વારતા આગલ ચલાવી. “હવે તેની ખાત્રી થઇ કે તેનો બાપ આ બીજી વાર બેવડાં પ્રમાંણમાં તેણે આગલોજ વાંક કરવાથી તેને મદદ કરવાને બદલે હવે સાંમો ઉંધાડો પાડશે, ને કદાચ ઘરમાંથી બી હાંકી કાઢશે. વલી તેને ભય થયો કે જે સારાં સાસરાંની છોકરી તે પરણવાનો હતો ત્યાંબી એ તેના કુછંદોની જરાબી ખબર પડતાં સઘલું સાતરે સાત થઇ જવાનું, માટે આ આફ્તોમાંથી મોકલો થવા તેણે ઘણાક પછાડા મારયા.

અંતે જ્યારે ૪૦૦૦૦ નું દેવું આપી શકાય એવો કાંઇજ રસ્તો નહીં જોયો (કેમકે તેના પાસ ઘણા તો ફક્ત બે ત્રણ હજાર રૂપીઆ બનતા હતા) ત્યારે તે હવા ફેરબદલ કરવાને મસે એક રાત્રે બાહેર નિકલી પડયો, ને એક ઠેકાંણે ઠરીને બેસવાને બદલે ગામ ગામ રખડતો થયો. એ રખડને દરમ્યાંન તે દીલ્હી ગયો, ને ત્યાં તેણે એક નાશ પામેલા મેહેલનાં ખાલી ખંડીએર જોયાં. આ મેહેલ આગલ એક મોગલ ઉમરાવનો હતો, અને તે ઉમરાવનાં પડી ભાગવા પછી તે નાશ પામતો ચાલ્યો હતો. તે ઉમરાવ મોગલ શેહેનશાહતના ગુસ્સાનો ભોગ થઇ પડયો હતો, માટે તેણે તેને અને તેનાં આખાં કુટુંબને જડમેખથી ઉખેડી નાખ્યાં હતાં, ને આ મોટા મેહેલને તારાજ કીધો હતો. એ પછી તે ભાગુ તુટું ખાલી ખોખું બસો વરસ વેર પડી રહ્યું હતું, જ્યારબાદ સરકારની તીજોરીનું તલીયું આવી રેહવે તેણે એવી એવી મીલકતો પોતાને સ્વાધીન લઇ તે વેચી નાંખવાની ગોઠવણો કરી હતી તેમાં આ પડત મેહેલનું ખાલી ખોખું બી આવી ગયું હતું. આ વાતની ખબર થવે પેલો પારસી તે મેહેલ જો

મુસલમીનને હસ્તક હતો તેના પાસ ગયો ને તેની કીંમત પુછી, જેના જવાબમાં તેને બે હજાર રૂપીઆ જણાવામાં આવ્યા. "હું તુને તારા બે હજાર ઉપર ૫૦૦ રૂપીઆ ઇનામના આપું, પણ તે એવી શરતે કે એ મેહલ તેં મને બે હજારે નહીં પણ બેયાસી હજારે વેચ્યો એમ તું મને લખત કરી આપે," પેલા પારસીએ તે બુઢા મુસલમાનને સમજાવ્યું.

"વાહા આબાદ, એ સરસ ! બચ્ચા કાવલા તારી વારતા તો સોહલુ દમણ્યાની વારતાને પાણી પાય છે," મારો શેઠ જે ઘણુંજ ધ્યાનથી ને ચેહેરા ઉપરના તહરેવાર ફેરફારો વચ્ચે તે વાત સમજતો હતો તેણે ખુરસીમાં તરો થતાં કાંઇબી બોલવાની ઢપે કહ્યું, "પણ ચલાવ, ચલાવ, પછી."

"તે મુસલમાંન તો આવી અજાયબ જાતની દરખાસ્ત સાથે તે ભાગેલું મકાંન વેચતું લેવા આવનારનું અચરતીમાં કોહુંજ જોવા પડયો," મેં પાછુ ચલાવ્યું, "પણ તે પોતે અતી ઘણો લોભી હતો, અને સરકાર તરફથી તે બે હજારે વેચાણ કરીને તેમાંના ૫૦૦ ની રકમ તો ચાંપી જવાનોજ હતો એટલે તેમાં આ નવા ૫૦૦ ઉમેરાવાથી એક હજારની થેલી માટે તેની આંખ ખુશીથી ચમકી નીકલી; તોપણ તેને સમજ નહીં પડયું કે તે પારસી માંગતો હતો તેવું ખત કેમ થાય, અને તેથી તેણે એ પોતાની અડચણો તે પારસીને સમજાવી. 'સાહેબ,' તેણે કહ્યું, 'તમે માંગો છો એવી જાતનું ખત કરી આપવા મને અડચણ કશી નથી, કેમકે તેથી હું ધારાથી ઉલટું કશું કરતો નથી, પણ તમારે સમજવું જોઇએ કે જે સ્ટાંપ બે હજારનાં ખત માટે ચાલશે તેજ કાંઇ બેયાશી હજાર માટે ચાલવાનો નથી, ને તેથી તે માટે તો તેવી મોટી કીંમતનો સ્ટેંપ જોઈશે.' 'તેનો શું મુજાકો છે?' તે જવાંન શેઠયો કે જે કોઈબી રીતે આવું ખોટું ખત કરાવવાની ઠગાઇપર દીલજ લગાડી બેઠો હતો તેણે સઘલી જાતની અડચણો ભાંજી પાડતાં કહ્યું. 'ખોટાં ખતપર ખરો સ્ટાંપ મારવામાં કોણના બાપની મના છે?' 'પણ ત્યારે સાક્ષીની સાખનું શું કરીશું?' તે મુસલમાને પુછયું. 'સોએકની રકમ આપી કોઈને ઉભો કરી દઇશું,' તે પારસીએ સમજાવ્યું.

"સારાંશ કે, અંતે તે ઠગાઇ ભરેલું લખત તૈયાર થયું, ને એ હજારની તે મીલકત બેયાસી હજારે લીધી હોય એવું સઘલું લખાંણ થયું, ને તે ઉપર સાક્ષીની સાખ વટીક લેવાઇ!

"વારૂ વારૂ, પછી?" મારા શેઠે હવે કાંઈક વધારે ગંભીરપણે પોતાનાં 'પછી' જારી રાખ્યાં.

"તે ખોટું ખત લઇ પેલો લુચ્છો મુંબઇ આવ્યો, ને તે ખત કોઇ ભોલાને પેહેડાવી તેના પાસ રૂપીઆ ચાલીસથી પચાસ હજાર તે ઉપર ઉભા કરાવાની તેણે યુક્તિ રચવા માંડી. તે એક બુઢા વ્યાજ ખાઉ યાહુદીને ઓલખતો હતો વાસ્તે તેનો શિકાર કરવાનો તેણે કસદ કીધો, અને તે યાહુદીની પાસે જઇ તે ખત ઉપર રૂપીઆ ૫૦૦૦૦ની માંગણી કરી. તે યાહુદીએ તે ખત ચીપી ચીપીને વાંચ્યું ને તપાસ્યું, ને અંતે જ્યારે સર્વ પ્રકારે તેની ખાત્રી થઈ કે તે ખત ખરૂં હતું, (અને એવા એક માંનવંત શેઠયાનો સાહેબજાદો એવી છેકજ ભયંકાર કીસમની ઠગાઇ ચલાવે એ ખ્યાલ તેને એક ઘડીભર પણ થયો નહીં) એટલે તેણે જામીનગીરી તરીકે તે ખત પોતાનાં નામપર કરાવી પેલા ઠગારાને રૂપીઆ પચાસ હજારની રકમ ખુશી સાથે કાઢી આપી, જે લઇ તે નીચ બેશરમ લુચ્છો—"

પણ હયાં હું ગભરાઇને અચકી ગયો, કેમકે મારો શેઠ જીવ ફ્રરી આવ્યો હોય તેમ જે ખુરશી ઉપર તરો બેઠેલો હતો તેપર ઢગ દઇ પાછો પડયો. હું આગલ દોડી ગયો, પણ તે કાંઇક ગભરાયલો હોય તેમ બોલ્યો, "કાંઇ નહીં, કાંઇ નહીં, ચલાવ તારી વાત કાવલા ને પુરી કરી નાખ તે જલદી."

આ ઉપરથી મેં વાત પુરી કરી નાંખવા ઉતાવલ કરી. "પેલો લુચ્છો તે ૫૦૦૦૦ની રકમ લઈ આવ્યો, ને પોતાના માંગનારાઓનું અદા કરી નાખવા ઉપરાંત પેલા બાપે આપેલા ૧૦૦૦૦ ખરચીજ નહીં ખાધા હોય તેમ સામા સીલક રાખી શકયો. એ પછી પેલી શેહાદીનો દીવસ આવ્યો, ને ધામધુમથી પેલાના બાબમાં કશું બન્યુંજ નહીં હોય તેમ નેકા થયા, પણ એ નેકાથી તેનો પોતાનો કશો સુકરવાર થયો નહીં, કેમકે તેની પરણેતર જે બેસુમાર રીતની દોલત લઇ આવી તે તેના સમજુ બાપે બંને માટી બૈયરોનાં બેગાં નામે 'અધરી સધરી' ને વાસ્તે બેંકમાં ચઢાવી હતી, ને તેમાંથી એક પઇ બી તે પોતાની પરણેતરની સહી વગર ઉપાડી શકતો

હતો નહીં. આથી તે હંમેશ ચિંતાતુર રેહેતો, અને તેની મોહરદાર તેને દહાડે દહાડે એ ગભરાયલી અને ઉસ્કેરાયલી હાલતનું કારણ પુછતી, પણ તે સુખ દુ:ખના ભાગ્યાને એ ભયંકાર કાવત્રું કેહેવાની તેની જબાંજ નહીં ઉપડી શકતી. કયાંથી ઉપડે?

અંતે એક દીવસ પેલો યાહુદી તેને ઘેરમાં મલવા આવ્યો, ને ખબર કરી કે બીજેજ દીવસે તે કાંઈ કામ માટે દીલ્હી જતો હતો, માટે જો તેના મેહેલના રખેવાલ ઉપર તેણે કશું કેહેવાડવું હોય તો બેલાસક કેહેવાડવું. આ સાંભલતાંજ પેલા લુચ્છાના ગુરા ગગડી ગયા. તેણે જોયું કે હવે તેનું પાપ તમામ પકડાઇ આવવાનું, ને તે બેહોરમત થઇ જેલમાં જવાનો, અને તેથી પેલાને જવાબ શું દેવો તે વીશે તે એકાદ બે પલ ભારે ગભરાતમાં પડયો—પણ તમો સાહેબને હવે પેહેલાં જેવો મારી વારતામાં રસ મલતો જણાતો નથી," મેં મારા શેઠને માંથુ નાંખી દઇ આંખ વીચીને પડી રહી સુસ્ત હાલતે વાત સાંભલતો જોઇ કહ્યું.

"નહીં, નહીં, હું સાંભલુંછ," મારા શેઠે કહ્યું. "તું ચલાવ, વાત ઠીક છે, પુરી કર"—અને મને રાજી કરવા તે તાંણી તોડીને હસ્તો હોય તેમ વલી હસવા બી લાગ્યો, પણ તેની એ સઘલી હીલચાલોમાં કાંઇક ગભરાત સમાયલો હોય એમ મને ખચ્ચીત લાગ્યું; એ છતાં તે વખતે મેં તે ઉપર જરાબી ધ્યાંન આપ્યું નહીં, અને મારી વારતાનો બાકીનો ભાગ હવે હું ઉતાવલે પુરો કરી નાખવા મંડયો.

---

## પ્રકરણ ૧૦૩ મું.

### અમીનાની વારતાનું સાંધણ પુરૂં.

"તે યાહુદીએ જ્યારે તેનાં મકાંનમાં આવીને બીજીજ સહવારે પોતાનાં કાંઇ ખાંનગી કામ સારૂ દીલ્હી ઉપડી જવાનો ઠેડાવ જાહેર કીધો ત્યારે તે લુચ્છા ઠગારાને જે ગભરાત પેદા થયો તેનું બ્યાંન કરી શકાશે નહીં. તોપણ એ ગભરાત તેનાં મોં ઉપરથી પકડાઇ આવે નહીં તેની તેણે સમયસુચકતાથી જોઇતી સંભાલ લીધી, અને તેથી પેલો ભોલો યાહુદી બાતેનનો ભરમ કશો સમજ્યો નહીં. એ જોઇ તેણે તેને કહ્યું, "ખચ્ચીત તમો કાલે ઉપડી જવા સારૂ આજે મને મલવા આવ્યા તે ઘણોજ અજાબ જેવો સંજોગ છે,

કેમકે આવતી કાલે તો હું તમારા પાસ લીધેલા રૂ. ૫૦૦૦૦ અદા કરી નાખવા તમારેજ ત્યાં આવનાર હતો."

"તેની શું ફીકર છે, મારા સાહેબ?" તે યાહુદીએ ભલાઇ બતાવી; "તમોને મેં પૈસા આપ્યા છે તે મારી તીજોરીમાં છે એમજ હું સમજુ છું, વાસ્તે કાંઇ ચિંતા નહીં, હું દીલ્હી ફેરો મારી આવું ને પછી તમે મને પૈસા ભરી તમારા મેહેલનું ખત લઇ જજો. તેટલાં દીલ્હીમાં તમારા મેહેલના—"

"નહીં નહીં, તમે મને સમજ્યા નહીં," તે લુચ્છો કે જે કોઇ બી રીતે તે યાહુદીનું બીજે દીવસે દીલ્હી ઉપડી જવાનું ભાંગી પાડવાજ માંગતો હતો તેણે કહ્યું. "મારે તમોને સોંપેલાં ખતનું કાલને કાલ કામ છે. બાવાજી તે ખત જોવા માંગે છે, અને તેથી તે મેં ગીરવી મુકયું છે એમ કેહેવાની મારી છાતી ચાલતી નથી."

"પણ ત્યારે તમો સાહેબ આજેજ મારાં નાણાં અદા કરી તે ખત સ્વાધીન લેવો તો મેહેરબાંની," પેલા યાહુદીએ કહ્યું.

"તેમ નથી બનતું," તે પારસીએ માંગી લીધું. "એ મોટી રકમ કાલે મારા હાથમાં આવશે ને કાલેજ હું તે તમોને ખચ્ચીત કરીને ભરી દેવશ, તેટલાં એક દીવસ મારે ખાતર તમારૂં જવાનું ઢીલમાં નાંખો."

"જોકે મારૂં કામ તો ઘણી અગતની તાકીદનું છે," પેલા યાહુદીએ હવે નાચારીથી પોતાનો ઠડાવ ફેરવતાં કહ્યું, "તોપણ એક દીવસને ખાતર તમો જેવા શેઠયાનો સુખન મારાથી પાછો ફેરવાતો નથી, વાસ્તે ચાલો હું પરમદીને જવશ ને કાલે તમારે જરૂર તમારૂં કરજ મને અદા કરી તે ખત સ્વાધીન લઇ લેવું"—અને હયાં તે યાહુદી રજા ચાહી જતો રહયો.

તેનાં જવા પછીથી પેલો ઠગારો હવે ખરેખર ગભરાત અને ધાસ્તીથી ધ્રુજવા પડયો. તેણે ખોટા સ્ટેંપો મારી ખોટી સહી સાખ સાથનું તમામ ખોટું ખત તૈયાર કીધું હતું એટલુંજ નહીં, પણ તે ખોટાં ખત ઉપર ઠગાઇ કરીને બ્યાજે ૫૦૦૦૦ની ગંજાવર રકમનાં નાણાં કઢાવ્યાં હતાં, ને ધારામાં એવા વાંકની સજા કાંઇ નાની સુની હોતી નથી તેનો તેને ભયભીત ખ્યાલ થયો. એટલા માટે તેણે જોયું કે જે એક દીવસ તે યાહુદીને વધુ ખોટી કીધો હતો તેજ દીવસે તેણે તેનાં નાણાં કોઇ બી રીતે ભરી દેવાં જોઇએ,

કે જે પછી તે જો કદી દીલ્હી જઈ તેની ઠગાઇ પકડી પણ પાડે, તોબી તેના હાથમાં પુરવારીનો કશો દસ્તાવેજ હોય નહીં તો તે કશું કરી શકે નહીં.

પણ નાણાં લાવવાં ક્યાંથી? જેના પાસ પુરા પાંચ હજાર નહીં તે એક થોડા કલાકમાં પચાસ હજાર તે કેમ ઉભા કરી શકે? તેણે એકજ રસ્તો જોયો, અને તે એ કે તેના બાપની ખફગીની ધાસ્તી કરવા વના તેના પગપાસ પડી ખરી હકીકત ખુલાસેવાર તેના આગલ બયાંન કરવી, અને એક વાર ફરીને છેલ્લી વાર આ માહાભારત સંકટમાં તેની દાદ ચાહવી. તેનો બાપ એક વચની આસામી હતો, ને છેલ્લી વાર તેને મદદ કરતી વખતે તેણે ફરીને તેને એવા વાંક માટે મદદ નહીં કરવા ઠડાવથી કહ્યું હતું, એટલે આ વખત તે પોતાના હરાંમખોર બેટાની એ ખોટી ચાલ માફ કરશે એ વાત તે માનતો તો હતો નહીં, પણ જ્યારે સઘલા ઉપાય ઘટયા હતા ત્યારે આ એક ઉપાય જે સુજતો હતો તે અમલમાં આણવા ઠડાવથી તે તૈયાર થયો.

તે આ રવેસે ગભરાતમાં હતો તેટલાં તેની પરણેતર ઓરડામાં આવી, અને તેનો આ ગભરાત (કે જે હવે તે છુપાવી શકતો ન હતો તે) જોઇ તેણીએ વલી ફરીને ઓજરખાહીથી તેનો સબબ માંગ્યો, પણ હજી પોતાનાં પાપની કાંહાંણી તે અબલાને કેહેવાની તે હીચકારાની હામ ચાલી નહીં, અને તેથી તેણે તેને ઉડાવી પોતાના બાપ પાસ જવા ચાહ્યું.

એજ વખતે એક નોકરે આવી ખબર આપી કે મોટા શેઠ એકાએક પોતાના ઓરડામાં ચાલતાં લપેરો ખાઇ પડી ગયા હતા, અને લકવો છાટીએ ચઢી ગયો જેથી જબાં ખેંચાઇ ગઇ છે. આ સુખની વધાઇ અથવા તો દુ:ખની આધાઇ હતી. સુખની વધાઇ એટલા વાસ્તે કે જો દોસાજી આજેજ તાકો ઘડી કરી દીએ તો પછી પેલો ઠગારો પોતાના બાપની મીલકત ને કુલ દોલતનો એકલા વારેસ તરીકે કબજો લીએ, ને કાલને કાલ પેલા યાહુદીનાં નાણાં અદા કરી જોખમમાંથી નીકલી જાય, પણ દુ:ખની આધાહી એટલા માટે કે જો તે દોસો એકદમ ઢપી નહીં જતાં રીબ્યા કરે તો તેના પાસથી મદદ માંગી લેવાની જે આશાએ થોડી પલ આગમચ તેની છાતીમાં જનમ લીધો હતો તે તમામ ભંગ થઇ જાય!

તે પોતાના ઓરડામાં ખાત્રી કરવા દોડયો, ને તબીબોની મ-સલત લેતાં ફાટ ફાટ થતી છાતીએ તેણે સાંભલ્યું કે દોસા નથી વેહેલા મરવાના કે માંચરો ખાલી કરવાના! ડાકટરોએ કહ્યું કે લ-ખવાનો ફટકો પેહેલો હતો તોબી ઘણો જોરાવર હતો વાસ્તે એમાંથી ઉઠે તો નહીંજ, તોપણ બોલવા અને સાંભલવાની શકતી નાશ પામી ગઇ હતી એટલે તેબી પાછી મેલવે નહીં, અને એવી ને એવી હાલતમાં દશ પાંચ દીવસ કાઢી નાંખશે.

હવે ત્યારે ઉપાય શો? તે પોતાના બાપની માવજત માટે ઢોંગભરી કાલજીથી જોઇતી ગોઠવણો કરી જરાવાર ત્યાં રહી કાંઇક અગતનાં કામને બાંહણે પોતાના ઓરડામાં ગયો. ત્યાં તેણે ફરી ઘોર કીધો. નખ્ખોદનો દેવ તેના ચેહેરાસમ દોલા કાઢતો ઉભો હતો. હવે તેને પોતાના બે ત્રણ શકતા દોસ્તો સાંભરી આવ્યા, એટલે તેઓથી મદદ ચાહવા તે દોડયો, તો એક ઘેરમાં નહીં હતો, બીજો માંદો હતો, ત્રીજો ગરીબ થઇ ગયો હતો ઇત્યાદી, અને તે હાડમાર થયલો ખીજવાયલો—નાશીપાશીથી જખમાયલો ઘરમાં પાછો ફરયો.

તે ઘરમાં આવ્યા પછી બીજા એક કલાકમાં વલી તે પોતાના બાપના ઓરડામાં દોડયો, ને એજ વખતે પેલો યાહુદી તેને પુછતો પાછો તેના ઓરડામાં આવ્યો. આ વેલા તેની પરણેતર તેને મલી ગઇ, ને તે તેના બાપની વધતી બેમારી માટે રોકાયલો હતો માટે જે હોય તે તેને કહી જવા તેણીએ તે યાહુદીને ફરમાસ કરી. એમ કરવાની તે યાહુદીએ કશી અડચણ જોઈ નહીં, કેમકે તે સમજ્યો કે ખત ગીરવી મુકયું તે વાત કોઇ નહીં તો તે નાહના શેઠયાની એ મોહરદાર તો જાંણુતી હોવીજ જોઇએ, ને તેથી તેણે તેને કહ્યું કે "તમારા ભરથાર પરવાર પાંમે ને મારી સલાંમ સાથ કેહેજો કે હું તમોને મારૂં અતરેથી દીલ્હી જવાનું એક દીવસ મુતલવી રાખવાનું કહી ગયો હતો, પણ હું તેમ કરી શકતો નથી એટલે મેં તમારા દીલ્હીના મેહેલનું ખત મારા દીકરાને આપ્યું છે, ને કાલે તમે રૂ. ૫૦૦૦૦ ભરીને તમારૂં ગીરવી મુકેલું ખત બેલા-સક છોડવી લઇ જજો."

તે ઠગારાની પરણેતરને તે ગીરવી મુકેલાં ખતની વાત તદ્દન નવી અને નવાઈ જેવી હતી, તોબી પેલો યાહુદી બોલાઇમાં જે ખુલાસેવાર બોલ્યો હતો તેથી તે પોતે ઠાવકી અને પક્કી હતી

માટે ઉપર ટપકેથી સમજી ગઇ હતી, અને તેણે તે યાહુદીને એ માટે જાંણે તે સઘલુંજ જાંણીને સમજતી હોય તેમ ઘટતો જવાબ આપી વિદાય કીધો.

"પણ સાહેબ તમારે જાંણવું જોઈએ," મેં મારા શેઠને અહીં સમજાવીને કહ્યું, "કે તે અબલા કાંઇ ખરો ભરમ પાંમી ગઈ નહીં હતી. તે તો એમ સમજી હતી કે તેણીના ધણીની કાંઇ મોટી મીલકત દીલ્હીમાં ખરેખર છે; ને તે તેણે ગીરવી મુકેલી હોવાથી તે આજવેર કહેવાને શરમાયા અને ગભરાયા કરતો હતો. એમ સમજીને જ્યારે તેણીનો ખાવંદ ઓરડામાં પાછો ફરયો ત્યારે તેણે હસતે ચેહરે પેલા યાહુદીની વાત તેને કહી. તેનો ખાવંદ આથી અતી ઘણો ચીરડાઈ ગયો. તે સમજ્યો કે તેની પરણેતર તેની સઘલી ઠગાઇ પામી ગઈ હતી, ને તેથી તેણે જે ગુસ્સો અને ગભરાત બતાવ્યો તેણે સઘલો ભરમ ફોડી દીધો, ને હવે પેહેલીજ વાર તેની બાયડીએ જાણ્યું કે તે એક એવા મોટા ઠગારાને પોતાનો ભરથાર બનાવી બેઠી હતી!

હવે તેથી ગુસ્સે થવાનો અને ખરેખરો ધીક્કાર બતાવવાનો તેનો વારો આવ્યો. તેણીએ તે લુચ્છા ઉપર તેની એ નીચ વરતણુક માટે 'ઝાડ તોડી પાડયાં,' અને તેથી સમો બહુજ બારીક આવેલો જોઈ પેલા ભરથારે તેને સઘલી હકીકત બારીક વીગતે અવલથી આખેરવેર કહી પટાવીને તેના પાસ માંફી ચાહી લીધી.

આથી સેવટ સમાધાંનીમાં આવ્યું. બીજેજ દીને પોતાની ઓહરદારના પૈસામાંથી તે લુચ્છાએ પેલા યાહુદીનું કરજ અદા કરી ખત છોડવી લીધું, ને ભયંકાર ઠગાઈનો તે એક દસ્તાવેજ બાલીને ખાખ કરી તેનાં પાપનો તે એકજ પુરાવો દુર કરી દીધો, એટલે તેના જીવને ટાઢક વલી. વળી તેજ દીને તેનો શેઠયો બાપ મરણ પાંમ્યો, ને તે પોતે તેની બેશુમાર દોલત માલ મીલકત અને શેઠાઈનો જેવી ને તેવી હોરમતમાં ધણી થયો. પાછલથી પેલા યાહુદીએ તેની ઠગાઈ પકડી પાડી કે નહીં તે પેલી વારતામાં લખેલું નથી, પણ જો પકડી પાડી હશે તો વધારે નાણાંથી તેને ચુપ કરી નાંખ્યો હશે એમાં કશો સંદેહ નથી."

ત્યાં મારી વારતા પુરી થઈ, પણ એ આખી વારતા મારા શેઠે કાંઇક અસાધારણ ધીરજથી સાંભલી હતી એવું હું દરેક ડગલે

જોતો હતો. તે લુચ્ચા તરફનો મારો ધીક્કાર હું જે કરડા બોલોમાં બોલતો હતો તેવા બોલે બોલ તે ઉછલતો હતો, અને તે વારતા તેની સઘલી બારીકાઈ વચ્ચે જ્યારે હું પુરી કરી રહયો ત્યારે તે ઢબ દઈને ખુરશીને અઢેલી પડયો, ને પોતાની આંખે હાથ ઘાંકી દીધા. આથી વલી પાછો હું ઘણો ગુંચવાડામાં પડયો, અને એ શું બનાવ હતો તે વીશે ખ્યાલ કરતો હું ગભરાતમાં ઉભો!

---

## પ્રકરણ ૧૦૪ મું.

### ખાનબાહાદુર શેઠ જમશેદજી દોરાબજી.

મારા શેઠે ધીમે ધીમે આંખ ઉપરથી હાથ કાઢયા અને મને પુછયું-કે જ્યારે તેનો ચેહેરો તમામ ફીક્કો ફચ મારી ગયો હતો, અને તેનો અવાજ વટીક ફેરવાઇને ધારો તેમજ ખોખરો થઈ ગયો હતો—"કાવલા," તેણે કહ્યું, "તું શું ખરૂંજ કહેછ કે એ વારતા એક હાથની લખેલી ચોપડીમાં તેં વાંચી? તુંને તે કોઇએ કહી નથી? તેણીએ તુંને તે કહી નથી?"

તેણીએ! કોણે? મારો શેઠ એ શું બોલતો હતો? તે એટલો ગભરાયલો કેમ હતો?

અને તોબી હવે પારવનાની અચરતી અને મારા પોતાના બેશુમાર ગભરાત વચ્ચે એક ઝપાટે ખરી વાત મારાં ધ્યાનમાં આવી ગઈ. એ શું બનવાજોગ હતું-એ શું માનવા જોગ હતું કે જેના આગલ મારા ધીક્કાર સમેત, ગાલબેલ સમેત મેં એક લુચ્ચા ઠગારાની વાત કહી તે કોઇજ નહીં પણ તે સાંભલનાર પોતે—મારો શેઠજ હતો!

"વિચાર શું કરેછ, ગધા?" હવે મારો શેઠ પોતાની સઘલી ધીરજ ખોઇ દઇ બોલ્યો, "તું શું આંધલો હતો-તેં શું જોયું નહીં કે તેં જે આ વાત મારા આગલ કીધી તે મેં કાંઇ કાંઇ જેહમતે સાંભલી? તુંને દેખાયું નહીં કે તે તારી ગાલ ગલોચ મને તીરની પેઠે ઉડીને વાગતી હતી, અને તોબી તેં જાંણી લીધેલી વારતા કેટલી હદ સુધી ને કેવાં સેવટ સાથે જાંણી હતી તે સાંભલવા હું જેમ તેમ તુંને આગલ વધવા દેયા કરતો હતો?"

"માંફ કરો, મેહેરબાંન માંફ કરો," મેં ખરી ઓરજખાહીથી-તેનો અતી ઉસ્કેરાયલો હાલ જોઇ ઘણુંજ ગભરાતથી કહ્યું.

"મને સ્વપ્નેબી ખ્યાલ ન હતો કે મારી વાતથી હું તમો સાહેબને શરમાવતો કે જખમાવતો હતો. હું તમો સાહેબનાં ઘણાં હેસાંનમાં છું વાસ્તે—"

"જો એમ છે તો હું તુંને માફ કરૂં છું," મારા શેઠે હવે વલી જલદી નરમ પડી જતાં કહ્યું, "પણ કેહે મને ખરેખરૂં, એ વારતા તેં કેમ જાણી? મારી એ ઠગાઇની કમનસીબ વારતા મારી અને મારી બઇરી વના ત્રીજું કોઇ જાણતું નથી–તે યાહુદીને વડીક આજ વેર ખબર નથી પડી કે તેના સાથ હું ઠગાઈ રમ્યો હતો, તો એ વાત તારાં જાણવામાં કેમ આવી તે મારે જાણવુંજ જોઇશે."

"મુરબી સાહેબ મને અમીનાએ એ વારતા જે ચોપડીમાં લખેલી હતી તે નીરદોશપણે વાંચવા આપી," મેં ખુલાશો કીધો, "અને તે વના વધારે હું કશું જાંણતો નથી."

"અને તે દસકત કોણના હતા—મરદના કે ઓરતના?" મારા શેઠે આગલ પુછયું.

"તે ઓરતના દસ્કત જેવા લાગતા હતા, સાહેબ," મેં કહ્યું.

"તે આ દસ્કતને મલતા હતા?" મારા શેઠે મને એક બીજા કાગલ ઉપરના દસ્કત બતાવી પુછયું.

"બરાબર એજ," મેં ખાત્રી આપી.

"વારૂં, ત્યારે અમીનાને એ વાત ઉપરથી કાંઇ વેહેમ જાય છે કે નહીં?" મારા શેઠે પુછયું.

"કશોબી નહીં, મારા શેઠ," મેં ખાત્રી આવે તેમ કહ્યું.

"કાવલા," મારા શેઠે હવે અસરકારક અવાજે કહ્યું, "હું મારાં કમનસીબપર અફસોસ કરૂં છું કે નહીં ધારેલા સંજોગે—એક કમસમજ ઓરતની હેમકાતને લીધે મારી મુરખાઇ–મારાં પાપની એ એકજ છાંની વાત બાહેર પડી. એથી મને એવું દુઃખ થાય છે કે આએજ ઘડીએ હું મારો જાંન કાઢી નાંખું. તેં એ વાત કાઢી તેની આગમચ જ્યારે પેલા લુચ્છા સોહલુ દમણ્યાની વાત નિકલી ત્યારે મેં અંદરથી તમામ ધડકતી છાતીએ તારી સાથે તેના પર ફીટકાર વરસાવ્યો હતો, અને ત્યારે મને ખબર નહીં હતી કે મારાં પોતાનાં પાપ માટે એક બીજા કલાકમાં મારે તારા આગલ શરમાવાનું થશે. પણ હવે તું સોગંદ લે. તું ઘણો સમજુ છોકરો

છે એટલે તારામાં મને પુરો ઈતબાર છે, તોબી તું ખરાં દીલથી –મનસની ગવસની અને કુનસની–ખરેખરા સોગંદ લે કે મારી એ વાત તું કદી બી બાહેર પાડશે નહીં. છોકરા, હું ખાત્રીથી માંનુછું કે તું એટલો હલકો નથી કે મારા જેવા એક શેઠયાની હોરમત તારા હાથમાં છે તેનો તું કદી બી નીચ લાભ લેશે, ને તોબી તું ખા કસમ."

"મારા શેઠ," મેં તેવીજ ગંભીરતાથી કહ્યું, "એવા કસમની જરાબી જરૂર નથી. હું ખાશ કરીને તમારાં હેસાંનમાં છું તેમ નહીંબી હતે તોપણ એવી કીસમની હલકાઈને હું કદીબી લાયક થતે નહીં, અને તેમ છતાં જો સોગંદની જરૂર હોય તો તે સોગંદ ઉપર તમો સાહેબની એ વાત સદા છાની રાખવાનો હું કોલ આપું છું."

"મેહેરબાંની—ઘણીજ મેહેરબાંની," મારો શેઠ હવે તદન નરમ પડી જઇ બોલ્યો,—કે જ્યારે તે શરમાતો એટલો બધો હતો કે મારા ચેહેરાસમ જોવાની પણ તે હીંમત કરતો ન હતો—"તારા વચનમાં મને વિશ્વાસ છે, અને હવે જા તું તારે ઠેકાંણે."

હું બાહેર નિકલ્યો. જે ભયભીત શોધ આ છેલ્લા કલાકના અરસામાં મેં કરી હતી તે ઉપર ઘણો ગંભીર ઘોર કરતો હું બાહેર નિકલ્યો. મારા શેઠની દગાઇભરેલી ચાલ માટે મને હવે જેટલો ધીક્કાર તેથી વધારે દયા ઉપજતી હતી. તે ખરાં દીલથી પસ્તાતો જણાતો હતો, અને તેને મારા આગલ જે શરમાવાનું થયું હતું તેજ કાંઈ નાની સુની સજા ગણાવી જોઇએ નહીં એમ મને લાગ્યું.

પણ મને જે વાતે વધારે અચરત કીધો તે મારી શેઠાંણીએ પોતાના ભરથારની એ હીણપસ્તીની વાત એક વારતારૂપે એક ચોપડીમાં લખી રાખી હતી તે હતી. તેણે એ મુરખાઇ કાંય કીધી હશે તે મને સમજાયું નહીં, પણ કોઇબી રીતે કોઇબી કારણથી તેણે બતાવેલો એ અવિચાર મને પસંદ નહીં આવ્યો.

એ પછી બીજે દીવસે હું મારાં કાંઈક કામે ઘરમાંથી બાહેર ગયો હતો ત્યાંથી પાછો ફરવા કરતો હતો, અને હું જ્યાં હતો ત્યાંથી અમારો બંગલો થોડેક દુર હતો તેટલાં એક આયા મારી બાજુએથી મારાભણી આવી. તેને મેં તરત ઓલખી કે તેને મેં પેલી પીરોજબાઈનાં ઘરમા જોઈ હતી. તેણે મારી લગોલગ આવી મારા

હાથમાં એક ચીઠી મુકી, અને તે મારા શેઠને હાથોહાથ આપવાની મને કાંને લાગીને અરજ કરી. આ સઘલું એટલું જલદી થઇ ગયું કે તે ચીઠી પાછી આપી દેવાનો મારો ઘણો વિચાર છતાં તરત ને તરત તેમ કરવાને મને કાંઇ સુજયું નહીં, અને તેનો લાભ લઇને તે દદા ત્યાંથી ચાલતી થઇ અને પાસેની ગલીમાંથી મારી નજર આગલથી દુર થઈ ગઇ.

આ ચીઠી બેશક પેલી પીરોજબાઇની હતી, અને જોકે તેણે મને પોતાની નીરદોશ ચાલમાટે ઘણીક ખાત્રીઓ આપી હતી, તોબી હું મારા શેઠ ને તેના વચ્ચે ચીઠીપત્રી લાવ લઇજા કરવાને તદન નારાજ હતો, માટે આ ચીઠી તુરત ને તુરત મેં પાછી આપી દીધી નહીં તેથી હું ઘણો દીલગીર થયો. એમ છતાં હવે તે જઇને મારા શેઠને આપી દીધા વના છુટક ન હતો, એટલે મેં ઠેહાવ કીધો કે હવે ફરીથી કદી બી મારે એ કીસમનું કામ કરવું નહીં, ને કામ સોંપવામાં આવે તો તે કરવાને સાફ ના પાડવી.

એ પછી તે ચીઠી ગજવામાં મેલી હું આગલ જવા કરતો હતો તેટલામાં મેં મારી પછવાડે દોલાને જોયો. તેની નજર મારાપર હતી, પણ જ્યારે મારી નજર તેનાપર ગઇ ત્યારે જાંણે તેણે મને જોયોજ નહીં હોય તેમ તુરત ચસમ ફેરવી નાંખી.

દોલાને વાચનાર પીછાંણે છે. તે મારી શેઠાંણીની વિશ્વાસુ દાયા મેહેરીનો ભરથાર થતો હતો, ને તે પોતેબી મારી શેઠાંણીનો વિશ્વાસુ હતો, વાસ્તે તેની હમણાની હાલચાલથી મને વેહેમ પડયો કે તે મારા હીલચાલ ઉપર છુપો જાસુસ હતો. મેં અનુમાન કીધું કે કોઇબી રવેસે મારી શેઠાંણીને ખબર પડેલી હોવી જોઇએ કે હું મારા શેઠના ખાશ વિશ્વાસમાં છું. અને તેથી દોલાને તેણીએ મારી હીલચાલ ખાશ કરીને તપાસવા મારા ઉપર જાસુસ ઠેહાવ્યો હોશે!

દોલાએ મને પેલી આયા પાસથી ચીઠી લેતાં જોયો હતો એમાં તો કશો શકજ ન હતો ને તેથી હું વધારે દલગીર એમ થયો કે જો દોલો ખરેખર મારા ઉપર જાસુસપણુંજ ચલાવનો હશે, તો તે એ તમાસો જોઈને જઈને મારી બાઈને કેહેવાનો, ને તેથી બગાડ બધી તરફ વધવાનો !

હું ઘેરમાં પાછો ફરયો, ને પછી મારા શેઠના ઓરડામાં જઇ મેં પેલી ચીઠી આપી, તથા તે મારા હાથમાં કેમ આવવા પાંમી

હતી તે કહ્યું. મારા શેઠે તે તુરત ઉખેડી, અને તે વાંચે તેટલાં ત્યાં ઘોભવા મને ફરમાસ કરી. તે ટુંક હતી. તે તેણે કપાલ ઉપર કાંઈક દુ:ખની લાગણીઓ સમેત વાંચી, અને પછી તુરત ઉઠી જવાબ લખ્યો, અને તે ચીઠી એક કવરમાં મુકી તેજ કવરમાં પોતાની પાકેટમાંથી કેટલીક નોટો ખેંચી કાઢી તે પણ મુકી, અને પછી સીલ કીધું. ત્યારબાદ તે ચીઠી તેણે મને આગલ બોલાવી આપવા કરી. અને તે પીરોજબાઈને ઘેર આપી આવવા અને સઘલી વાત આગલ માફક ખાંનગી રાખવા તાકીદ કરી.

"હું માફ માંગું છું, શેઠ સાહેબ," મેં એ ઉપરથી ચીઠી લીધા વના કહ્યું, "પણ એવી જાતના છુપા પેગાંમો લાવવા લઇ જવાનું હું બજાવી શકતો નથી."

"એટલે?" મારા શેઠે ઘણાજ ગુસ્સાથી આજે પેહેલીજ વાર નેણ ઉપર ચઢાવી દઈ કહ્યું. "તું શું કેહેવા માંગે છે?"— અને હવે જરા વધારે નરમ પડતાં કહ્યું, "પોરયા જો તું એમ સમજતો હોય કે મારી એક છાંની વાત તારા હાથમાં છે તેનો નજીસ લાભ તું તારી મરજી માફક લઈ શકશે, ને મારો નોકર છતાં તું અહીં મારો શેઠ થઈ રહી શકશે તો તારી સખત ભુલ છે."

"તમો મને ઘણોજ ગેરઇંનસાફ કરો છો, સાહેબ," મેં ઘણી દલગીરીથી તોબી નમનતાઇથી કહ્યું. "તમોએ મારાપર કરેલાં હેસાંનમાં હુ નિમકહરાંમ થવા કે દડવા માંગતો નથી, તોબી જે કામ કરવાને મારૂં દીલ નહીં ચાલે તે હું કરી શકવાનો નથી."

આ સાંભલી મારા શેઠે કપાલપર આંગલી ટેકાવી ઘણો વિચાર કીધો, અને પછી પાછું ચલાવ્યું, "કાવલા," તેઓએ કહ્યું, "હું તારો વાંક કાઢી શકતો નથી. બધી દુન્યા મારી અને પીરોજબાઇ વચ્ચેનો એખલાસ જે ભુલભરેલા હેતુથી જુએ છે તેમજ તુંબી કરે છે એ ખુદરતી છે, પણ હું તુંને ખરાં દીલથી ખાત્રી આપું છું કે અમારા એ એખલાસમાં પાપ ભરેલું કશું નથી. તું મારો એ હોકમ હવે પછી નહીં બજા લાવવાનો હોશે તો હું તુંને તે માટે ફરજ પાડશ નહીં, પણ આ એક ચીઠી તો તને જઇને આપીજ આવવી પડશે. તે બચારી ખાટલા પર પડેલી છે, ને તેના પાસ ખાવાની ખાખ નથી તેવા અરસામાં આ મદદ નહીં જશે તો ઘણો બગાડ થશે. વલી હું પોતે જઇ શકતો નથી કેમકે મારી હી-

લચાલો પર મારી નાપાક પરણેતરે છુપા જાસુસો ઠડાવેલા છે"—
અને એ છેલ્લુ બોલતાં મારો શેઠ પુશકલ ઉસ્કેરાઇ આવ્યો હતો.

હવે મારાથી ના પાડી શકાયું નહીં. જેટલું એ મારા શેઠને ખાતર તેટલુંજ તે માંદી (અને કદાપી બીલકુલ બેગુનાહ) અબલાને ખાતર એક છેલ્લી વાર મારા શેઠનું આ ખાનગી કીસમનું કામ બજા લાવવાને ના પાડવાની ગેરસલુકાઇ હું બતાવી શક્યો નહી. અને તેથી તે ચીઠી લઈને હું તે વખતે ઘરમાંથી બાહેર નિકલ્યો.

દરવાજા ઉપર દોલો ઉભેલો હતો. તે શું મારેજ વાસ્તે ખોટી હતો? તે ફુકરાજીખોર હતો એટલે તેને હું ધિકારતો હતો, અને તેથી તેને જરાબી વટારયા વના હું આગલ આગલ ચાલ્યો. તે પછવાડે આવતો હતો કે નહી તે હું જાંણતો ન હતો, ને હું તેનાથી બીહું છું એમ પકડાઇ નહીં આવવા કાજે હું પાછું ફરી જોવા હીંમત નહીં કરતો હતો. એ રીતે તેને ઉડાવા હું ઘણો આડ અવલે રસ્તે લંબાણ કાવા લઈ ચાલ્યા કીધો, ને એમ ઘણુંક ચાલી મેં પાછું ફરી બારી આંખે જોયું તો ખરેખર દોલો કશાંમાં હોય નહીં તેમ બેદરકાર રૂપે મારી પુઠે પુઠે અજાણો થઈ આવતો હતો!

---

## પ્રકરણ १०५ મું.

### દોલો.

મારી શેઠાંણીના વિશ્વાસુ દોલાની આ હીચકારી હીલચાલો ઉપરથી મારી ખાત્રી થઈ કે તે મારા ઉપર છુપું જાસુસપણું ચલાવતો હતો, અને તેથી તેના તરફ મને જે ગુસ્સો અને ધીક્કાર પેદા થયો તેના મારેલાએ મેં ઠડાવ કીધો કે કોઇબી રવેસે મારે તેને થાપ આપી તેની નજર ચોરાવી શેઠનું કામ બજા લાવવું. એટલા વાસ્તે હું એક વલાંણ લઇ દોલાની નજરેથી દુર થઇ ગયો, અને પછી એક ભાડુતી સીગરાંમ તે તરફ ઉભેલી હતી તેમાં ભરાઇ હાંકનારને એકદમ હાંકવા મેં ફરમાવ્યું. એ ઉપરથી મને તેણે ક્યાં હાંકવું તે પુછયું, અને ત્યારે મેં પેલી પીરોજબાઇ જ્યાં રેહેતી હતી તે મોહલ્લાનું નામ મને નહી માલમ હોવાના સબબે પેલું કાગલ કાઢી જોયું, અને ગાડાની બાહેર દોકું કાઢી કાગલ હજી હાથમાંજ રાખી તે હું ગાડીવાંનને કેહેવા ગયો. એ વખતે પવન

બહુ જોરાવર ફુંકતો હતો, એટલે અકસ્માત મારા હાથમાંનું કાગલ ઉડી ગયું, અને મેદાંન તરફ ઉડી ચાલવા લાગ્યું. આ તમાસો જોઈ હું હજી તો કુદી પડું તે આગમચ હાંકનાર કુદી પડયો ને તે કાગલ લેવા દોડયો, કે જ્યારે મેં તેને ભોલાઇમાં હાંક મારીને તાકીદ કરી કે, "તપાસજો રે, અંદર બધી નોટો છે."

"ફકર નહીં સાહેબ, ફકર નહીં," તે ગાડીવાને કહ્યું, અને બીજી પલે તે કાગલ લાવી અનામત મારા હાથમાં મેલ્યું, જે પછી તે કોચબોકસપર ચઢી બેઠો અને ગાડી ઉપડી ગઇ.

તે કાગલ ધુલ અને કાદવથી લગાર ખરાબ થઈ ગયું હતું, માટે ગાડી પાછી ચાલુ થવા પછી થોડોક વાર સુધી તે કાગલ મેં સાફ કીધું, અને પછી તે ઉંચું કીધા બાદ મને દોલો યાદ આવ્યો. હું પોતાને ચોકકસ કહી નહીં શકયો કે દોલાને મેં હાથતાલી આપી હતી કે નહીં, કેમકે મેં ગાડીની પછવાડેની બારીમાંથી જોયું કે તે ચાલતો આવતો જણાતો નહીંજ હતો, પણ કદાચ પછવાડે જે ભાડુતી શીગરામ દોડતી આવતી તેમાં તે હોય બી! એથી મેં તે ગાડીવાંનને આગ્ના કરી કે તેણે ગાડી આડી અવલી રાહે હાંકવી, અને પછવાડે જે શીગરાંમ આવતી હતી તેને ઉડાવવી.

તે ગાડીવાંને જવાબમાં હસીને નમનતાઇથી દોકું ધુણાવ્યું, અને ગાડી તલ્હેરવાર વલાંણમાં દોડવા લાગી. એ રીતે પાએક કલાક દોડવા પછી તે એક પીઠાં આગ ઉભી રહી—ગાડીવાંને તે પીઠામાં આગલથી બેઠેલા એક શખ્શને કાંઈ પોતાની ભાશામાં કહ્યું, અને તે ગાડીના બોકસ ઉપર કુદકો મારી ચઢી બેઠો કે ગાડી પાછી દોડવા લાગી.

હવે કાંઇ પછવાડે કોઇ શીગરાંમ હતી નહીં તોબી ગાડીવાલો નાધલી ગલી ગુંચીઓમાં કાંય ભરાયા કરતો હતો તે મને સમજ પડયું નહીં, પણ મેં અટકલ કરી કે અમો આડેઅવલે રસ્તે નિકલી આવેલા હોવાથી પીરોજબાઇવાલાં મોહલ્લામાં જવાની એ સઘલી ટુંકી વલાંણ હશે. એ વિચારોમાં હું હજી મશગુલ હતો તેટલાં અચબુચ ગાડી ઉભી રહી ગઇ—ગાડીવાન એક બાજુએ ને પેલો તેનો દોસ્ત બીજી બાજુએથી કુદીને પોતપોતાની સાઇદવાલાં બારણાં આગલ આવ્યા—બારણાં એકજ પલમાં સાથે ઉગાડી નાંખ્યાં ને એકે મારાં ગજવાં પર હાથ નાંખ્યો કે જ્યારે બીજાએ મને ગલચીમાંથી પકડયો!

હવે મને પેલા લુચ્છા ગાડીવાંનની ભ્રષ્ટ બુદ્ધિનો તુરત ખ્યાલ આવી ગયો, અને પેલી ચીઠીમાં બીડેલી જે નોટોની વાત મારી ગફલતથી તેના કાંનપર આવી ગઇ હતી અને જેનો તે નીચ લાભ લેવા માંગતો હતો તે તેના હાથમાં નહીં જવા દેવાને મારાથી બને તે કરવાનો મેં હીંમતથી તેજ પલે કસદ કીધો. એથી કરીને જેવો તે લુચ્છાએ મારાં ગજવાં પર હાથ નાંખ્યો કે તરતજ મે તેનાં નાંક ઉપર એક એવી જોસથી મુક્કી મારી કે તેની નસ્કોરી ફુટી ગઇ અને તે ગભરાતમાં ગબરડી ખાઇ નીચે પડયો ને પાસેની દેવાલ સાથે માંથું કુટી ગયું. હવે મારો હમનબરદ એકજ હતો જે પોતાના હમસરીકને થયલી સજાથી ઘણો ગભરાઈને દબાઇ ગયો હતો, તોપણ હજી મને જલોની પેઠે તાંણુ ખેંચ કરતો બાજી રહયો હતો. એથી કરીને હું ગાડીમાં ઉભો થયો ને પુર બલથી તેને વલગીને બાહેર નખાવી દીધું, એટલે તે ચતો પાત ભોંયપર પટકાયો અને હું તેની ઉપર તુટી પડયો!

હવ મેં આ કુસ્તીના અખાડામાં વધારે વાર સામેલ રેહેવામાં શાંણપત જોઇ નહીં. મે જોયું કે હું એક હતો અને તે જબરદસ્ત લુચ્છા બે હતા, તેથી જેવો પેલાને લઇને હું નીચે પટકાયો કે તુરતજ તેનાં આંગપરથી ઉઠી હું કમાંનમાંથી છુટેલા તીરની ઝડપથી ત્યાંથી નાઠો, ને છેક વસ્તીવાલા ભાગોમાં જઇ પોંહોંચ્યો નહીં ત્યાં વેર હું દમ ખાવા કે પાછું ફરી જોવા બી થોભ્યો નહીં.

વસ્તીવાલા ભાગોમાં આવતાં મને ત્રણ ચાર સિપાઈઓ મલ્યા ને મારૂં ઘણું મન થયું કે પેલા લુચ્છાઓની હકીકત કહી દઇ હજી બી તે રસ્તે પાછો દોડી જઇ તેમને પકડાઉં, પણ તેજ પલે મને ખ્યાલ થયો કે જો હું એ વાતને પ્રગટ કરીશ તો તે વરતમાન પત્રોથી કદાચ મારી શેઠાંણી જાણશે, ને જે વાત મારો શેઠ તેનાથી ખાશ કરીને છુપાવા માંગે છે તેની તેને માહીતગારી પડી જશે ને વલી હું વગરૂ ફોકટનો તેણીની વધુ ઈતરાજીમાં આવશ, એટલે મારી એ ટુંક હાડમારીની વાત ઉપર ઢાંકપીછોડો કરી દેવાનાજ ખ્યાલ ને હેડાવથી હું ખાંમોશ રહયો.

હવે હું પુછતો પુછતો પીરોજબાઇવાલા મોહોલામાં પોંહોંચ્યો, ને ત્યાં બાહેરજ મને પેલી આયા મલી તેને પેલો કાગલ આપી જવાબ લીધા વના હું પાછો બાહેર પાછો પડયો; પણ હું ઓટલાપરથી

ઉતરતો હતો ત્યારે હું જોઇને અતી ઘણો ખીજવાયો કે ઓટલાની સામે અદબ વાલીને કશાંમાં હોયજ નહીં તેમ દોલો બેપરવાહ થઇને ઉભેલો હતો !

હું જ્યારે મારા શેઠનાં મકાંનમાં પાછો ફરયો ત્યારે મને બહુજ વાર લાગેલો હોવાથી તે ઘણો ફકરમંદ થઇ મારી વાટ જોતો બેસી રહયો હતો. મેં તેને જઇને સઘલી હકીકત કહી. કેવી રીતે દોલો મારી પુઠે આવ્યો હતો અને તેને વટાવા જતાં હું પોતે કેવા જોખમમાં આવી પડયો હતો તે વગેરે સઘલું મેં તેને કહ્યું, અને છેલ્લે જણાવ્યું, કે એ સઘલી ભાંજગડ કરવા છતાંબી દોલોજ અંતે ફાવ્યો હતો, કેમકે તણે મને પીરોજબાઇનાં ઘરમાંથી પાછો ઉતરી આવતી વખતે બરાબર જોયો હતો.

"એ બધાં તે રાંડ નાપાખનાં કારસ્તાંન છે," મારો શેઠ ઘણોજ ખીજવાઇને મારી હાજરીની પણ દરકાર કરવા વના મનસે બબડયો. "રાંડનો ટોટો પીશી નાંખે તો પાપ નહીં લાગે એવી જાલમ ને બુરી છે, એંનું નખ્ખોદ જાય !"

તે હમણાં એટલો ઉસ્કેરાઇ આવ્યો હતો કે તેનો એવો ઉસ્કેરાયલો હાલ જોઇ હું ખરેખાત હેરત રહયો.

"એ દદા તુંને બોલાવીને બધી વીગત પુછશે, કાવલા," હવે તેણે મારા ભણી ફરીને કહ્યું, "અને ત્યારે તું શું કેહેશે ?"

"હું જુઠું તો નથીજ બોલવાનો સાહેબ," મેં કહ્યું, "પણ તોબી તમો શેઠ શેઠાંણીનો મતફેર વધે એવું હું કશું મારા હોઠ બાહેર આવવા દેઇશ નહીં."

"તું ખરેખર ઘણો સમજુ અને શેઆંણો છોકરો છે," મારા શેઠે મારા જવાબથી વલી ખુશ થઈને કહ્યું, અને મને વિદાય કીધો.

મારા શેઠની અટકલ ખરી હતી. તેજ સાંહજે મને મારી શેઠાંણીએ પોતાની હજુરમાં બોલાવી મગાવ્યો.

---

## પ્રકરણ ૧૦૬ મું.

### શેઠાંણી અને હું પોતે.

હું જ્યારે તેણીનાં ફરમાંનને માન આપી તેણીની આગલ ગયો ત્યારે તેણી પોતાનાં આરાસ્તે કરેલાં દીવાંનખાંનામાં એકલી ન હતી. તે જ્યારે એક શોભાયમાન રાકીંગ ચેર ઉપર હીંચ ખાતી બેઠી હતી ત્યારે તેનો પીતા ગોદરેજજી તેની સામે એક સોફા ઉપર બેઠેલો હતો.

તેને શું ખામખા બોલાવામાં આવ્યો હતો ? શું વાત કાંઇ વધારે ગંભીરરૂપ ધારણ કરવાની છે ?

મારી શેઠાંનીનો બાપ ગોદરજજી એક કદાવર દબદબા ભરેલા દેખાવનો બુઝોર્ગ પારસી હતો. તે બી એક શેઠયોજ હતો. તે અવારનવાર પોતાની દીકરી આગલ આવતો હતો, પણ તે દીકરીનાં સઘલાં સંકટનાં મુલ તરીકે પોતાના જમાઈને લેખી તે તેના ઉપર કપ્રા હતો અને તેથી તેને મલતો હતો નહીં. આજે બી કદાચ તેમજ તે પોતાની બેટીને મલવા આવ્યો હોય અથવા તેની બેટીએ કાંઇક જુસ્તેજો કરવા ખામખા તેને બોલાવી મંગાવ્યો હોય.

"પોરયા," મારાં તેમની હજુરમાં જઈ ઉભો રહેવા પછી ગોદરેજજીએ ગંભીર દબદબાથી કહ્યું, "તુંને ખબર છે અથવા તું અટકલ કરી શકે છે કે તુંને શું કામ અત્રે બોલાવામાં આવ્યો છે?"

"હું તમો સાહેબનું ફરમાંન સાભલવા તાબેદાર ઉભો છું," મેં સવાલનો પાધરો જવાબ ઉડાવી આડકતરી રીતે કહ્યું.

"તું મારો સવાલ ઉડાવે છે," તે દોસાજીએ દબદબાથી દોલા કાઢી કહ્યું, "એ કાંઇ મારા સવાલનો જવાબ નથી."

"તમે ચપી જાઓ બાવાજી," બચુબાઈ શેઠાંણીએ ઉઠી જઇનો લાડથી પોતાના બાપનું મોં પકડી તેને ચુપ કરતાં કહ્યું, "એ છોકરાને મનેજ બધું પુછી લેવા દેઓ."

"જેમ તારી મરજી, મારા દીકરા," તે દોસાજીએ કહ્યું—અને પોતે જે થાય તે નીરાંતથી જોયા કરવા ઉંચેથી અઢેલીને બેઠો.

"કાવલા," મારી શેઠાંણીએ કહ્યું, "તું ડાહયો હોશે તો મને બધી ખરેખરીજ વાત કેહેશે. આજે તું બપોરે કેઠે તારા શેઠનું ખાંનગી કાગલ આપી આવ્યો વારૂ ?"

મેં ડોકું નમાવી હા પાડી—પણ કશો જવાબ દીધો નહીં.

"તું નીમકહલાલીથી તારા શેઠની ખાંનગી વાતો બાહેર નહીં પાડે એ એક વફાદાર નોકર તરીકે તુંને ઘણું શોભા ભરેલું છે," તે પટાંમણું બાઇએ પોતાની પટામણી જારી રાખી, "પણ જયારે હું તે ધણીની ધણીઆંણી પોતે તે ખાંનગી વાત જાંણવા માંગું છું ત્યારે તો તે તારે કેહી દેવાની ફરજ છે, સમજયો બા ભ્યારે હવે જોઉં મને કેહની વારૂં કે તે ચીઠીમાં શું હતું ?"

"હું તેનો જવાબ નથી આપી શકતો બાઇ સાહેબ," મેં કહ્યું. "જો હું તમારી ખાશ ખીદમતમાં હતે ને મને જેમ તમો પુછો છો તેમ તમારી કોઇ ખાંનગી વાત શેઠ પુછતે તો તેબી હું કદી કેહતે નહીં."

"પણ મારા ધણીથી છુપી રાખવા જોગ કશી ચાલ હું કબી ચલાવતીજ નથી," મારી શેઠાંણીએ હવે મીજાજ ખોહી દઇ કહ્યું. "જો મુઓ મારી આગલ ડાહયો થવા નીકરી પરયોછ તે! બસ હું પુછુંછ ને મને જવાબ દેવોજ પડશે કે આજે તે નાતરે ગઈ પીરોજને તું કાંઇ રૂપ્યા પૈસાનો દામ દઈ આયો કે નહીં?"

"હું દલગીર છું બાઇ સાહેબ કે મારા જવાબોથી હું તમોને નાહક ગુસ્સે કરૂં છું," મેં બન્યું એટલી બધી નમનતાઈ બતાવી કહ્યું, "પણ તમારા એવા સવાલોના જવાબ હું આપી શકતો નથી."

"હટ મુવા ચોર," મારી શેઠાંણીએ ફતેહ મેલવી હોય તે રૂપે હવે વધારે ઉસ્કેરાઈ આવી કહ્યું, "જોયું કેની બાવાજી, મુવાઓનાં હારમાં ઓશીઆલું છે તે છાતી ઠોકીને ના બી નથી કેહેવાતી. એ મરેરે—એ મરેરે પીરોજબાઈની થતી! તે રાંડ કાંહાં મારી પેલે ભવની દુશમન થઇને મારા ધણીનાં ધાનમાં જનમે જનમની આરે પરી! એ મરે દોજખમાં ગઇ, એવી એવી ભામ તો કોણ જાંણે તેનાં દાચાંમાં કેટલી ભરાઈ હોશે. મારાં બચ્ચાં નાગાં ભુખાં નથી તો શું થયું, પણ એટલા પૈસા મારાં બચ્ચાંનાં મખમાંથી ઓછાજ થયા કેની, ને તેવું તે હું પેટપર પાટો બાંધીને કાંહાંસુધી જોયા કરૂં! નહીં બસ બવાજી હું તમોને સાફ કહુંછ કે મને અહીંથી લઇ જાઓ. હવે મારાથી નથી ખમાતું. આગ લાગે એવા નામના ધણીનાં ઘેરબારપર ને પૈસા ટકાપર"—અને મારી પણ શરમ કરવા વના ગાલ ગલોચના રસકસથી ભરેલું આ સુફ્યાંણું ભાશાંણ કરી મારી શેઠાંણીએ કાંગલી બની રડી દીધું.

"દીકરી જરા ધીરજ પકડ," ગોદરેજજીએ પોતાની બેટીનું માંથું પેટમાં દાબી કહ્યું. "ચાલની તારી ખુશીજ છે તો હમણાં ને હમણાં તુંને અતરેથી લઇ જાઉં."

એજ વખતે મેહેરી દોડતી દોડતી ઓરડામાં આવી, અને પોતાની શેઠાંણીને ઉલટમાં ખબર આપી કે જાંહાંગીરજી શેઠ આવ્યા હતા.

"જાંહાંગીર, મારો હીરો દીકરો જાંહાંગીર," મારી શેઠાંણીએ પોતાના દીકરાનાં નહીં વકી રાખેલાં અચબુચ આવી પુગવાની

ખબર સાંભળતાં હરખમાં આવી જઈ કહ્યું, " ઓ ભલે આયોરે મરૂં—માય મરે કાંઇ કેહી કેહેવાડીને બી કેમ નહીં આયો ?"—અને તે દીકરાને બાહેર લેવા જવા દોડતી હતી, પણ કાંઈ યાદ આવ્યું હોય તેમ થોભી. " નહીં નહીં બાવાજી હું નથી આવવાની. મારાં બચ્ચાંઓને જી તે મારાં બચ્ચાંઓને ખાતર હું તો અહીંજ રેહેવશ."

" જેમ તારી મરજી દીકરી," ગોદરેજજીએ વલી પોતાની દીકરીની મરજી તરફ મુકાંન ફેરવ્યું, અને પછી તેની બેટીનાં તે ઓરડામાંથી જતી રેહેવા પછી તેણે મને કહ્યું, " કાલું કર રે તું તારૂં, ને ખબરદાર હમણાં જે કાંઇ જોયું ને સાંભલ્યું હોય તેની બાહેર વાત કીધીછ તો મારી નાંખશ, ને વલી જો હવે પછી મારી દીકરીનું ધાન ભાગે તેવી કાંઇ બીજી ચીઠી પત્રીઓ લઇ જતો પકડાયો તો હવે તો મરશે કુત્રાંને મોહતે."

તે ગેરઇનસાફી દોસાની આ વગર દમ ને વગર અર્થની ધમકીઓ માટે કશોબી જવાબ આપવા વના હું પીઠ ફેરવી ત્યાંથી બીજા ઓરડામાં ગુપચુપ ચાલતો થયો, ને એ નાપસંદ તમાસાનો તુરત વેલા ત્યાંજ છેડો આવ્યો.

હું ખચ્ચીત કરીને આ નોકરી મુકી જતે, કેમકે આ ધણી-ધણીઆંણીની મારામારી અને પંચાતમાં નાહક હું હાડમાર ને બદનામ થતો હતો, પણ વાંચનાર જાણે છે કે હું એ મારા શેઠના ઘણાં હેસાંનમાં હતો વાસ્તે તુરત વેલા હજી ત્યાં રહયા વના ચાલ્યું નહીં.

હવે ઉપલી વાત બની તેજ દીવસે હું એક ચોક્કસ રસ્તેથી જતો હતો જ્યારે એક સીગરાંમનો ઘોડો ઘણી મસ્તી કરતો હતો, અને અંદર એક પારસી અબલા બેઠી હતી તે મદદની ચીસો પાડતી હતી. આ વખતે ત્યાં થોડુંક લોક જમાવ થયું હતું પણ તે બાનુને જોઈતી મદદ કોઇ કરી શકતું ન હતું. તે ઘોડો તેન હાંકનારના કબજામાં ન રેહેતો હતો ને અછાડ પછાડમાં શીગરામ ઉંધી વાલી મેલે એવો દેખાવ હતો. એ વખતે મેં એક મારી પાસે ઉભેલી મુસલમાનને ઘોડાવાલાને હાથ લાગવા અને ઘોડાને મોં આગલથી પકડવા ભલાંમણ કરી, ને તે જનાવરને એ રીતે જરાક થમ કરવામાં આવ્યું તેટલાં જઇને બાંરણું ઉઘાડી મેં તે બાનુને અલવલ નહીં આવે તેમ સીફતથી બાહેર ઉતારી પાડી.

તે જવાંન બાનુ પુશકલ બીહીધેલી હતી. મુલ વાતમાં તો કાંઇ દમ નહીં હતો. અગર જો આસેપાસે એકઠા થયલા બે પાંચ હાચકારા

આસામીઓ ઘોડાને પકડીને શાંત કરવા કોશેશ કરતે તો તેમાં મુશકેલ કશું હતું નહીં, પણ તેમ નહીં થવાથી અંદર તે અબલા ઘણી ગભરાયા કીધી હતી, ને તેથી તેણીનું હોસાન ઉડી ગયું હતું.

અને તોબી તે હોસાંન જોનારની આંખને છક કરી મેલે તે કીસમનું હતું. તે અબલા ફક્ત સતરથી અઢાર વરસની વયની—જવાંન કોમલ નાજુક પતલી અને સીધી અતી ચેહેરે નમુન છોકરી હતી. તેણીની એ ખાશ ખુબસુરતીમાં ઉમેરો કરનાર વલી એ હતું કે તેણી અતી ઘણી સાદી હતી, અને એ સાદાઇ સાથની સુંદરતામાં શોભતી તે સુંદરીનું તેજસ્વી મોં પુનમના ચાંદ પેરે પ્રકાશ મારતું હતું.

તેણીનું મનહરણ બદન જોતાંજ જોનારની આંખ ઠરી જાય એમ હતું. તેણીને ગાડીમાંથી નીચે ઉતારી જોઈતી ધીરજ આપવાને મને ઘણી ખુશી ઉપજી, અને પછી તેણીને તેને ઘેરવેર પોંહોચતી કરવાની મેં રજા માંગી જે તેણીએ ઘણી ખુશીથી આપી.

તેણીનું ઘર કાંઇ હવે દુર ન હતું. તે એક સુઘડ તોબી ઘણા ગરીબ દેખાવતું મકાંન હતું, જે બતાવાને બસ હતું કે તે એક ગરીબ માબાપતું ફરજંદ હતું. તેણીનાં કેહેવા પ્રમાણે તે એક પારસી સુથારની દીકરી હતી, અને તેણીનું નામ આઇમાય હતું. તેણીને હું તેને ઘેર મુકવા ગયો તે લાયકી માટે તેણીએ પોતાના શીરીન હલકે મારૂં હજારો હજાર હેસાંન માંન્યું, અને તેણીનાં ટુંક સંકટ વખતે તેને યારીનો હાથ આપી આસાંનીથી બાહેર ઉતારી તેથી તે મને પોતાનો બેરાદર ગણવા લાગી. એ પછી અરસપરસની એ નવી પીછાંણની અચણુચ થયલી દોસ્તી સાથે અમો છુટાં પડયાં.

વલી બીજા પાંચ સાત રોજ વહી ગયા, ને એ વાત મારાં મનમાંથી તમામ નીકલી ગઇ. ત્યાર પછીની એક સાંહજે હું એક બાગમાં ફરતો હતો, ત્યારે તે બાગના એક સૌથી એકાંત ભાગમાં મેં એક પારસી જવાંનને એક અતી ખુબસુરત અબલા સાથે સેહેલ કરતો જોયો, ને નવી અચરતી વચ્ચે મેં તેને કોઈજ નહીં પણ મારા શેઠના મુંબઇથી થોડુંકના આવેલા વડા લાયકીવાલા બેટા જાહાંગીરજી અને પેલી અબલાને ગુલબદન આઈમાય તરીકે ઓલખી કાઢયાં!

---

## પ્રકરણ ૧૦૭ મું.

### મારો નાનો શેઠ.

આ વલી એક નવો ભેદ હતો. કલકતાવાલા મોટા શેઠની નોકરીમાં મેં તેની બેટી પરીન અને ખુરશેદજી માસ્તર વચ્ચેનો પાક પણ છુપો એખલાસ જે કીસમે અજાણે પકડી પાડયો હતો, તેમજ એક નહીં ધારેલા સંજોગે આ મારા નવા શેઠના બેટા જાંહાંગીર અને પેલી આઇમાય વચ્ચેના પ્યારની પણ મને અજાંણ-પણે માહીતગારી મલી ગઈ !

જાંહાંગીર મારા શેઠનો વડો બેટો હતો. તે તુરતનોજ પોતાનાં માત પીતા પાસે આવેલો હતો. મારી વારતાનાં છેલ્લાં પ્રકરણમાં લખવા મુજબ જયારે મારી શેઠાંણી અને તેનો બુઢો બાપ ગોદરેજજી મારા શેઠની ચીઠી પત્રીઓ લાવ લઈ જા કરવા સારૂ મને જોલાબ આપતાં હતાં, તેજ વખતે તે આવી પુગ્યો હતો.

તે મુંબઇથી આવ્યો. મુંબઈમાં ધારાનો અભ્યાસ કરવા તે પોતાના એક બાપના દોસ્તને ત્યાં પગાર આપી રહેલો હતો. તે બી. એ. માં પાસ થયલો હતો, અને હવે સોલીસીટરનું કામ શીખતો હતો. તે મગજનો ચાલાક, સ્વભાવનો રાંક, નમાનો, અને લાયકીવાલો હતો, અને મુંબઇથી તે અવારનવાર મોટાં 'વેકેશનો' પર મા-બાપને મલવા આવતો તેમજ આ વખતે બી આવ્યો હતો. મારૂં એ નોકરીમાં રેહેવા પછી તે આ પેહેલોજ આવ્યો હતો, અને તોબી તે આવ્યા પછી તેને લગતું મેં જે જોયું અને જાંણ્યું તે મારૂં તેને વીશે સારૂં મત જીતી શકયું હતું.

પણ જેમ હમેશ એવા પ્યાર નિર્વીઘ્ન હોતા નથી, તેમજ આ જાંહાંગીર અને આઇમાયનો પ્યાર પણ માબાપના કોપથી બાકાત ન હતો. આઈમાય એક ગરીબ સુથારની બેટી હતી, ને એક ગરીબ ઘુરમાં રેહેતી હતી, જોકે એ સઘલી ગરીબાઈ છતાં તેણી ઘરસં-સારી અને બીજી જોઇતી અગતની કેલવણી સારી રવેસે મેલવી ચુકેલી હતી. હવે તે ગરીબાઈને ખાતર જાંહાંગીરની તુમાખદાર માતા આઇમાયને વહુ તરીકે પોતાનાં મકાંનમાં આશરો અને આ-વકાર આપવા ઠડાવથી ના પાડતી હતી, કે જે ઠેડાવ વલી તેણીનો પીતા ગોદરેજજી ઘણોજ પસંદ કરતો હતો.

બીજા હાથપર મારો શેઠ પોતાના દીકરાના આ પ્યારને જેમ ગેરકાયદે ઉતેજન નહીં આપતો હતો, તેમજ તે પ્યારની કોઇબી પકારે બંધી બી કરતો ન હતો. તે પોતાની પરણેતર સાથ નીરંતર તકરાર કરતો કે બચ્ચાં ઉમરે પુગવા પછી પોતપોતાના સદાના સાથી પોતે પસંદ કરી લે તેમાં વાંધાભરેલું કશું નથી, ને ફકત પૈસાના સવાલને માટે બચ્ચાંનાં સુખને આડે આવવું નામુનાસેબ છે. એમ થવાથી એ ધણી ધણીઆંણી વચ્ચે જે મતફેર ચાલતો હતો તેમાં આ બાબદ પણ એક વધારો થઇ પડતી હતી, પણ તે ઝીકકર જ્યારે જાંહાંગીર ઘેર આવતો ત્યારેજ સજીવણ થતી, અને વલી પોતાના અભ્યાસને ખાતર 'વેકેશન' ખતમ થતાં જાંહાંગીર મુંબઇ પાછો જતો કે તે બંધ પડતી.

જાંહાંગીર પોતાનાં માત પીતાનાં એ મતફેરથી દુઃખી હતો. તે જાંણતો હતો કે તે માતપીતા વચ્ચે એ અને એટલોજ મતફેર નથી, પણ તેના બાપની ચાલ ઉપર શકની નજરથી જોવાના સબબે તેની માતા તેનાસે ઘણી ખરાબ રીતે ચાલતી હતી. જાંહાંગીર તેના બાપને નીરદોશ માનતો હતો, અને તેથી એ ધણી ધણીઆણીના રોજના ફેસાદ ખાતર છુપા બલાપાથી બલ્યા કરતો હતો, તે એટલે સુધી કે તેને દર 'વેકેશને' ઘરમાં આવવા પણ નહીં ગમતું હતું.

અને તોબી તે આવતો હતો તે ફકત તેની વાહાલી આઇમાયને ખાતર હતું. પોતાની માવતરની મના સામે તે હજી પુખ્ત નાફર-માંનીનું સર ઉઠાવી શકતો ન હતો, અને તેથી જોકે તે આઇમાયને તો આગલ પેઠેજ ચાહતો હતો, તોબી તે છુપો ચાહતો અને તેણીને છુપો મલતો હતો, અને એ સુખભરેલા મેલાપોનેસરજ તે પોતાની નામરજી છતાં હરખભરયાં દીલથી પોતાને ઘેર આવતો હતો.

મારે જણાવવું જોઇએ કે એ સઘલી વીગતો મેં જે વખતે આઇમાય ને જાંહાંગીરને સાથે જોયાં તેજ વખતે કાંઈ જાંણી લીધી નહીં, પણ એ બાબદની મને અચયુચ જાંણ થવા પછીથીજ મેં રેહેતે રેહેતે એ સઘલી વીગતો મેલવી.

જાંહાંગીર અને આઇમાય પોતાની વાતચીતમાં એટલાં મશ-ગુલ થઇ ગયલાં હતાં કે તેઓએ મને તુરત જોયો નહીં, પણ પછી જ્યારે અમો ત્રણેની નજર એક થઈ ત્યારે જાંહાંગીર કાંઈક ચોંકયો. મેં તેનો એ ગભરાત જોયોજ નહીં હોય તેમ મારા શેઠના વડા

બેટા તરીકે તેને માન અને સભ્યતાથી એક સલાંમ કરી. જાંહાંગીરે તે પાછી વાલી, અને આઈમાએ પણ મને ઓલખી ઘણાજ મીઠાસથી હસીને મને દોકું કીધું, એટલે તો હું આગલ ચાલ્યો.

મેં અનુમાન કર્યું કે હવે સઘલો ખુલાસો થશે. આઇમાય જાંણતી ન હતી કે હું તેના વાહાલાના પીતાનેજ ઘેર નોકર હતો—હું જાંણતો ન હતો કે મારા શેઠનો બેટા અને એ મારી પીછાંણવાલી આઇમાય વચ્ચે કશોબી સંબંધ હતો—અને જાંહાંગીરને ખબર નહીં હતી કે આઈમાય ને મારા વચ્ચે કશીબી પીછાંણ હતી, અને તેથી મારાં તે તરફથી ચાલી જવા પછી બંનેએ એકમેકને સવાલો પુછીને મારે વીશે ખુલાસાઓ મેલવી દીધા હશે એ અટકલ કરવાને મને મુશકેલ પડયું નહીં.

અને એની સાબેતી મેં બીજા એકજ કલાકમાં જોઇ લીધી. બાગમાં મેલાપ થવા પછીથી જ્યારે મારા જવાંન શેઠને હું ઘરમાં મલ્યો ત્યારે સરેસ્તા કરતાં આજે તે મારા સામે વધારે મમતાથી—દોસ્તીનાજ મીઠાસથી જોતો હતો, અને તેની તેજ ચસમોની એ વલાંણપરથીજ હું પાંમી ગયો કે જવાંન આઈમાયે મારી તારીફમાં તેને કેટલુંક કહેલું હોવુંજ જોઈએ, અને તેથી તેમજ તેની વાહાલી આઈમાયને મેં એક અકસ્માતમાંથી બચાવી લીધી હતી તેનાં હેસાંનમાં તે મારા તરપ નવી દીલસોજી લઈ ઘરમાં આવ્યો હતો.

એ રીતે બે ચાર દીવસ વહી ગયા, પણ ઉપર લખેલા બનાવ પછી હું હમેશ જોતો હતો કે જાંહાંગીર શેઠ મને કાંઇબી કેહેવા માંગતો હતો પણ તે કેહેવાને યાતો તેની છાતી ચાલતી નહીં, અથવા તો તેમ કરવાને તે અચકાતો કે શરમાતો હતો. અંતે એક દીવસ તક જોઇ તેણે મને એકાંતમાં પોતાના ઓરડામાં બોલાવ્યો, અને આઇમાયને મેં સમયસુચકતા અને હીંમતથી એક અકસ્માતમાંથી બચાવી હતી માટે મારી ઘણીક વખાંણ કરી. તેણે વલી કહ્યું કે આઈમાય મારી સલુકાઈ અને ચંચલાઈ વગેરે માટે બહુ તારીફ કરતી હતી. મેં તેઓનાં એ સારાં મત માટે ઘટતો ઉપકાર માંન્યો, અને ત્યાર પછી જાંહાંગીર શેઠે મને પોતાના એ છુપા પ્યારની સઘલી હકીકત અને વચ્ચે નડતી જેહેમતો જેમ મેં ઉપર આપી છે તેમ વીગતે એક બેરાદરને છાજતા વિશ્વાસથી મને કહી સંભલાવી, અને સેવટે આશા બતાવી કે જ્યારે તે મુંબઇ

જાય ત્યારે આઇમાયની હું સંભાલ રાખશ, અને ખબર અંતર લખશ. તેના જવાબમાં મેં એ ભલા જવાંનને દરેક પ્રકારની મદદ અને સેવા આપવાને ખરાં દીલની ખુશી બતાવી, અને તુરતવેલા એટલીજ વાતચીત કરી હું તે ઓરડામાંથી બાહેર નિકલ્યો.

જાંહાંગીર આઈમાયને રોજ મલતો ન હતો. તે મલતો હતો ત્યારે છુપો મલતો હતો, કેમકે તેની માતાની તેને તે વીશે અતી સખત મના હતી, અને વલી તેના પીતાએ બી તેને ફરમાસ કરી હતી કે જ્યાંસુધી આઈમાય સાથ તેનું નક્કી થાય નહીં ત્યાંસુધી તેણે તેને મલવું નહીં. એમ થવાથી તે આઈમાયને બનતાં સુધી મલવાનું મોકુફ રાખતો હતો, અને મને તેણી મલે છે કે નહીં તે અવારનવાર મને ઘણી આતુરતાથી પુછયા કરતો, અને તેનો જવાબ હું જ્યારે ના કેહેતો ત્યારે તે ઘણો નાસીપાસ અને દુઃખી જણાતો.

તે બાપડાને વધારે દલગીરી એ હતી કે તેના સંબંધમાં તેનાં માત પીતાની બોહસ અને મારામારી વધારે વધી પડી હતી. તેનું 'વેકેશન' પુરૂં થયું હતું, પણ આ વેલાએ એ સવાલનો ફડચો કરી નાંખવા વના તેને ત્યાંથી તેનો બાપ પાછો મોકલવા નહીં માંગતો હતો, કે જ્યારે તેની માતા તે 'સુથારડી'ને વાસ્તે તેના ભરથારનો એક પણ બોલ સાંખી નહીં શકતી હતી, અને જાંહાંગીર મુંબઇ પાછો જાય તે માટે તલબમાં પડી હતી.

અંતે એક દીવસે આઇમાય સાથ રસ્તામાં મારો મેલાપ થઈ ગયો. તે બચારી ઘણી માંદી ચાલ્યા કરતી હોય ને બેજાર થઇ ગઇ હોય તેવી ચેહેરા ઉપરથી લાગતી હતી—જોકે તેમ થતાં બી તે ચેહેરો તેની અસલ સુંદરતાની અવલ ખુબીમાં જરાબી ખોરવાયો ન હતો. તેણી મને જોઇને તુરત ઉભી રહી, અને ગમગીન અવાજે મને જાંહાંગીરની ખેરઆફીયત પુછી. તેણીએ મને બલાપાથી જણાવ્યું કે તેને લીધે મારા શેઠનાં ઘેરમાં મારાં શેઠ શેઠાંણી વચ્ચે જે રોજના ફેસાદ ચાલતા હતા તેની તેણીને પુરતી માહીતગારી હતી, અને તેથી તે અતી ઘણી દુઃખી હતી. "મારો જાંગુ ઘણી ભુલ કરે છે," તેણીએ ગમગીન પણ શીરીન સરોદે મને સમજાવ્યું. "તે અહીં વધારે વખત રેહેવાથી તેનાં માત પીતા વચ્ચેનો બગાડ વધારે બગડતો જાય છે, ને એ એકમેકની જીદ વચ્ચે કામ સરંજામ થવાનું નથી. એટવા વાસ્તે તમે મારા તરફથી માંગી

લેઇને એને મેહેરબાંની કરી કેહજે કે તું તારા બાપની રજા લઇ મુંબઇ હાલ તો પાછો સીધાર, ને હજી પછી જો આપણો મામલો કોઇ કારણથી ફેરવાશે તો તારાં માતાજી સમજશે, ને આપણે પરણીને સુખી થઇશું."

"હું તમો બાનુંનો બોલેબોલ મારા જાંહાંગીર શેઠને કહી દેવશ," મેં ઘણી નમનતાઇથી કહ્યું—કે જ્યારે તે જવાંન બાનુંની એ ઉંચી સમજ શકતી અને સબુરી પર હું મનમાં આફરીન કરતો હતો. તે પછી તેણી ફીકકા ચેહેરાથી મારા ભણી જોઇને હસી-અને પછી પોતાનાં સરેસ્તાનાં સભ્યતા ભરેલાં કદમે તે મારા આગલથી ચાલતી થઇ, કે હું મારે રસ્તે જવા પાછો ફરવા ગયો. એજ વખતે સામી હારપરથી અજાંણો થઇને મેં પેલા મારી બાઇના માનીતા દોલાને ચાલી જતો જોયો, અને હું ઘણોજ ગુસ્સે થયો. શું તે કમબખ્ત મારી પુઠેપુઠ ફરવાનોજ ધંધો લેઇ બેઠો હતો? તે ખામખા મને વાત કરતો જોવા ત્યાં ઉભો હશે કે બેતેફાક હમણાંજ તે ત્યાંથી જતો હશે? મને સમજ પડયું નહીં.

---

## પ્રકરણ ૧૦૮ મું.

### મારી શેઠાંણીનો જાસુસ.

હું જ્યારે ઘરમાં પાછો ફરયો ત્યારે મારી શેઠાંણીની દાસી મેહેરીએ મને ખબર આપી કે બાઈ મને બોલાવતાં હતાં. એ હુકમ સાંભલતાંજ મારી ખાત્રી થઇ કે દોલો હજી મારી પુઠે ભટકતો હોવોજ જોઈએ. તેને તેમ કરવાની મારી હલકા ખવાસની શેઠાંણીએ આગ્ના કરેલી હોશે અને તે ચુગલીખોરે હું આઇમાયને મલ્યો હતો તે વીશે આવીને સહરાગતના સહરૂકા સાથે પોતાની બાઈને હમણાં રીપોરટ પણ કરેલો હોવોજ જોઇએ, કે જેનાં પરીણામમાં તે વલી મને ખખરાવા અને થથરાવા પોતાની હજુરમાં બોલાવતી હોવી જોઇએ.

હું ગયો. તે એકલીજ હતી, અને પોતાના ઓરડામાં હીંદોરા ઉપર હીંચ ખાતી બેઠેલી હતી. મને જોઇને તેણે વધારે કરડો દેખાવ ધારણ કીધો. "કેમ," તેણીએ કહ્યું, "દુકતા હવે તું એ શું નવાં કાબરાં દોબરામાં ફરતો ફરેચ?"

"તમે શું કેહેવા માંગેચ બાઇ સાહેબ તે હું કશું જાંણુતો કે સમજતોજ નથી," મેં કહ્યું.

"સમજે કાંહાંથી, મુવો અંજાંણી અમા," મારી લાયકીવાલી શેઠાંણીએ પ્રગટ ધીક્કારથી અનકા કરી કહ્યું. "શેઠની પોતાની ચીઠી પત્રીઓ લઇ જઇ લઇ જઇને પરવારયો, ત્યારે હવે શેઠના દીકરાની તેવીજ ખીદમત કરવા પરયોચ."

"બાઇ સાહેબ," મેં હજી મારો સ્વભાવ મારા હાથમાં રાખી માનથીજ કહ્યું, "ચુગલીખોર દોલાનાં ખોટાં બોલવા પર તમો નાહક મારા સાથ કશા થાઓછો. હું તમોને કસમ પર કહું છું કે આઇમાયને હું આજેજ મલ્યો."

"ને આજેજ તે રાંડ દદાને ઓલખીબી હોશે, ને આજેજ તેનાસે પેહેલ વેહેલીજ વાતબી કરી હોશે, મુવો ચોર ?" મારી બાઇએ હજી અનકા અને ધીક્કારનો વરસાદ જારી રાખ્યો.

"આઇમાય સાથ મને આગલની પીછાંણ હતી," મેં કહ્યું, "પણ તમારા દીકરા સંબંધી વાત તો તે બાઇ સાથે મેં આજેજ કીધી."

"ને તે 'બાઇ સાહેબ' સાથે શું શું વાતો કીધી ?" મારી શેઠાંણીએ સવાલો કીધા.

"મને તે વાતચીત કેહેવાને જરાએ અડચણ નથી," મેં કહ્યું, "કેમકે હું જાણું છું કે તે બાનુએ જાંહાંગીર શેઠપર જે કાંઇ કેહેવાડયું છે તે તમો બાઇને પસંદ આવશે."—અને ત્યાં આઇમાએ જાંહાંગીરને મુંબઇ જતો રેહેવા સંબંધી જે કાંઇ કેહેવાડયું હતું તે સઘલું મેં તેણીને કહ્યું. તેણી એ વાત સાંભલી પેહેલાં ઘણી અચરત અને પછી દેખીતી રીતે ઘણી ખુશી થઇ. "ને એ બધું જાંહાંગીરને તું કેહેવાનો છે કે ?" મારી શેઠાંણીએ હવે અનકા છોડી દઇ તોરથી પુછયું.

"હા બાઇ સાહેબ," મેં કહ્યું.

"ત્યારે તો ઠીક છે જા," મારી બાઇએ હવે તદન નરમ પડી જઇ કહ્યું, "ને તારામાં તારી શેઠાંણીને વાસ્તે જરાબી લાયકી હોય તો એ બાબદપર તેં મારા સાથ કાંઇબી વાત કીધી છે એમ જાંહાંગીરને જાંણવા દેતો ના."

હું આ હોકમના જવાબમાં સેહેજ નમીને બાહેર નિકલ્યો, અને પછી જઇને જાંહાંગીર શેઠને મલ્યો.

જાંહાંગીર ભલી આઇમાયનો પેગાંમ સાંભલી તે ઉપર તુરત કોઈબી જોખમે અમલ કરવાને તૈયાર થયો. તેણે મારો ઘણો ઉપકાર માન્યો, આઇમાયના બિનસ્વારથી હેતુઓની ઘણીક તારીફ કરી, અને પછી પોતાના પીતાને સમજાવી આ ઘરનો ફસાદ મટાડવા તુરત વેલા મુંબઇ જેમ બને એમ જલદી પાછો નિકલી જવાનો ઠડાવ કરી તે મારાથી છુટો પડયો.

એ પછી બે ત્રણ કલાક પછી એક ઓરડામાં હું અને અમીના એકલાં પડયાં ત્યારે અમીનાએ વાત છેડી.

"અરે તું જાંણેછ કે કાવલા," અમીનાએ દબાયલે સાહદે કહ્યું, "વલી આજે શેઠ શેઠાંણી વચ્ચે એક કલાકની વાતપર ખુબ મારામારી થઇ."

"નહીં, મને કાંઇ ખબર નથી, શાંની વારૂં ?" મેં પુછયું.

"શેઠે આવીને શેઠાંણીને કહ્યું કે તું ખાઈ પીને મારા દીકરાને ઘેરમાંથી કાઢવાજ બેઠીચ," અમીનાએ ખુલાસો કીધો, "જેથી શેઠાંણી છછણી પડી, અને પછી વલી શેઠાંણીએ પેલી પીરોજબાઇની વાત કાઢી ને કહ્યું કે તું હજી તેનો પીછો મુકતો નથી, અને પછી અરસપરસની હોજાતોજી વચ્ચે એમબી કહ્યું કે તું મારૂં કાંઇજ પત કરતો નથી, પણ જો પેલાં તારાં કાવત્રાંની વાત હું લોકને કેહી દેવશ તો તું પાંણી કરતાં પાતલો થશે, ને આબરૂના વાવટે વાવટા ઉડશે."

"એટલું બધું ?" મેં ઘણી દલગીરીથી કહ્યું, "પણ ત્યારે શેઠે શું કહ્યું?"

"શેઠ તો ઘણાજ બીહીધા હોય તેમ એ ધમકી સાંભલતાંજ નરમ પડી ગયા," અમીનાએ અચરતીથી કહ્યું. "ખુદા જાંણે એવું તે શું શેઠનું કાવત્રું હોશે. તેવણે તરતજ બાઇને પટાવી લીધાં, એટલુંજ નહીં પણ વલી જાંહાંગીર શેઠને મુંબઇ જવા દેવાની રજાબી આપી દેવા કબુલ કીધું."

"પણ ત્યારે એ બધું તેં કેમ જાંણ્યું ?" મેં પુછયું.

"શેઠ શેઠાંણી એ પંચાત વખતે બાહેરના ઓરડામાં હતાં ને હું અંદરના ઓરડામાં હતી," અમીનાએ કહ્યું, "એટલે હું બાહેર નિકલી જઇ શકી નહીં."

ત્યાં અમો બીજી કેટલીક વાંચનારને વગર અગતની વાતો કરી છુટાં પડયાં.

બીજી સહવારે જાંહાંગીર મુંબઇ માટે ઉપડી ગયો. તે જતી વખતે આઇમાયની ખબર અંતર લખ્યા કરવા મને તાકીદ કરી ગયો, અને તે ગયો તેજ દીને બપોરે મારી શેઠાંણી પોતાના બાપને ગામ પોતાના વિશ્વાસુ નોકર નરશેને લઇને થોડા દીવસ હવા ફેર-બદલ કરવા ગઇ.

તેનાં ગયા પછી મારો શેઠ ઘણુંકરીને રોજ આખો દીવસ બાહેર રેહેતો, ને તે નહીં ગાડીમાં કે નહીં ઘોડાપર જતો તેથી મને અનુમાન થતું કે તે પેલી પીરોજબાઇને છુપો મલવા જતો હતો.

મારી શેઠાંણીને જવાને પંદરેક દીવસ થવા પછી એક સહ-વારે મારો શેઠ સકકારે ઉઠીને બાહેર ગયો, ને પછીથી મનેબી પર-વાર હતી એટલે હુંબી થોડેક વારે ફરવા નિકલ્યો. એ રીતે ફરતો ફરતો હું એક અજાંણ્યા ભાગ ઉપર આવ્યો, કે જ્યાં વલી એક ઘેરનાં બારણાં સામે દુરથી મેં એક માણસને ઉભેલો દીઠો, જે કોઇજ નહી પણ પેલો દોલો હતો. એ જોઇ હું ખચ્ચીત અચરત થયો. દોલો ત્યાં કેમ અને શા માટે? તે તો તેની બાઇની સાથે તેણીના બાપને ગામ ગયલો હતો, ત્યારે વલી ત્યાં કેમ ફુટી નિક-લ્યો? તે શું તેની બાઇ સાથે ગયોજ ન હતો, ને અહીંજ કેઠે પોતાના શેઠની હીલચાલપર નજર રાખવા ભરાઇ બેઠો હતો, કે આજેજ પોતાની એ નીચ નોકરી બજાવા અતરે પાછો ફરયો હતો?

તે જે ઘેરની સાંમે ઉભો હતો તે ઘેર મને અજાંણ્યું હતું, પણ મને અટકલ કરવાને મુશ્કેલ પડયું નહીં કે એ પીરોજબાઇ નુંજ ઘેર હોવું જોઇએ, અને તેણીએ પેલું જુનું ઘેર (કે જ્યાં હું મારા શેઠની ચીઠી પત્રીઓ લઇ જતો હતો તે) બદલેલું હોવું જોઇ-એ. એજ વખતે મેં તે ઘેરમાંથી મારા શેઠને ઉતરીને પાછલી બાજુએ જતાં દીઠો ને મારી પુરી ખાત્રી થઇ.

દોલાએબી મારા શેઠને જોયો, ને ત્યાર પછી તેની મારીપર નજર પડી. તે મને જોઇ ચોંકયો, પણ વલી મનનું સમાધાન કરી તે બોલ્યો, "ઓહો, કાવલા, કયાંથી નિકલી પડયો?"

"એ તો મારે તુંને પુછવાનું છે," મેં મિજાજથી કહ્યું. "તું અહીં કાંહાંથી? તું તો તારી શેઠાંણી સાથે ગયો હતોની! શરમ

છે તારાપર કે એવી ચુગલીખોર ચાલથી તું તારા શેઠ શેઠાંણી વચ્ચે કંકાસ વધારી આપે છે, ધીક્કાર છે!"

"એટલે તું કોણ એટલું મને બોલનાર, સેહેતાંન?" દોલાએ મીજાજ ખોહી દઇ મારા આંગપર ધસતાં કહ્યું.

"દુર રેહે, દુર રેહે," મેં તિરસ્કારથી કહ્યું ને તે હટી ગયો. "તારી ચાલચલણના આસામીઓ હદ બાહેર હીચકારા હોય નહીં ત્યાં વેર તેઓ એ રાંડયાંઓનો ધંધો કરે નહીં. તું મારીબી પુઠે પુઠ ભમતો ફરે છે તે મને ખબર છે."

"પણ હમણાં હું કાંઇ તારી પછવાડે આયો નથી," દોલાએ ધુખરાયલે સાહદે બચાવ કીધો.

"તેથી કાંઇ તારી હીણપસ્તીમાં ઘટાડો થતો નથી, પણ હવે તો યાદ રાખજે બચ્ચા, કે ફરીથી તું મારી પુઠે આવતો સપડાશે તે દહાડે તારાં હાડકાં ભાંજ્યા વના હું તુંને મુકી દેવશ નહીં,"— અને હું ચાલી જતો હતો.

"પણ વારૂં તું શેઠને કેહતો ના કે હું તુંને અહીં મલ્યો હતો," મને થોબાવીને દોલાએ હવે માંગી લીધું.

"ધુત," મેં તીરસ્કારથી કહ્યું, "તારા જેવા નીચ સાથે હું કોઇબી સરત કરનારજ નથી."

એજ વખતે એકજ સાથે અમોએ અમારા શેઠને અમારી ભણી આવતો દીઠો. તેણે અમોને દુરથી રકઝીકમાં જોયા હશે, તેથી તે ઉતાવલે કદમે આવતો હતો. દોલાની તેનાપર નજર પડતાંજ તે પોલ થવાની વાત કરતો હતો, પણ મેં તેજ પલે તેની તે હીલચાલ પાંમી જઇ તેને ગલચીમાંથી પકડી થોબાવ્યો.

"કેમરે, તું અહીં કેમ આયો?" મારા શેઠે આવતાંને વાર ડોલા કાઢી દોલાને પુછયું.

દોલાની છાતીજ બંધ થઇ ગઇ. તે ગભરાઇ એટલો ગયો કે તેનાથી કશો જવાબ દેવાયો નહીં.

"એ તુંને કાંહાં મલ્યો, કાવલા?" હવે મારા શેઠે મારા ભણી ફરીને પુછયું.

"અહીંજ સાહેબ," મેં કહ્યું. "પેલાં સાંબાં ઘેરપર નજર રાખી એ અહીંજ ઉભેલો હતો."

મારો એ જવાબ સાંભલી મારો શેઠ થોડુંક ગુંચવાયો. તેને તુરત શું બોલવું તે સુઝયું નહીં, પણ પછી તે એક ઠડાવ કરી બોલ્યો, "દોલા, તું તારી બાઇની ખીદમતમાં છે તોબી મારાં ઘેરમાં હું વડો છું ને તું મારોજ નોકર છે, વાસ્તે હું તુંને આએ ઘડીથી કાઢી મેલું છું. મારાં ઘેરમાં હવે જો તેં કદમ મેલ્યું તો તો તારી કમબખ્તી જાંણજે. ચાલ કાવલા,"—અને તે મને લઇને ચાલવા લાગ્યો.

દોલો કાંઇ બરબડયો, ને હું એટલું સાંભલી શકયો કે 'શેઠાંણી અને ગોદરેજજી શેઠ આગલ તારૂં કાંઈ ચાલવાનું નથી,'—અને અમો આગલ નીકલી ગયા.

"તમારા વચ્ચે કાંઇ ઘણી તકરાર થતી હતી?" મારા શેઠે જરા દુર જવા પછી પુછયું.

"હા સાહેબ," મેં કહ્યું. "મને એ લુચ્છાની ચાલ ઉપર ધીક્કાર ઉપજયો, એટલે મેં એને તે મારો ધીક્કાર મોંઢાં ઉપર કહી દીધો."

"તું ઘણો સમજુ છોકરો છે," મારા શેઠે કહયું, અને પછી તે એક રસ્તે ચાલી ગયો, કે હું દુંકે રસ્તે ઘેર પોંહોંચ્યો.

---

## પ્રકરણ ૧૦૯ મું.

### વધતો કંકાસ.

ત્રીજેજ દીને બપોરે મારી શેઠાંણી પાછી ફરી. તેની સાથે બીજાં નોકરનફરોનો રસાલો હતો, પણ દોલો નહીં હતો. તે આવી ત્યારે હું બારણાંમાંજ ઉભેલો હતો, ને મેં જોયું કે તેનો ચેહેરો ઘણોજ ફપડેલો ચટકેલો દેખાવ આપતો હતો. તે ગુસ્સામાં ને ગુસ્સામાં ગાડીમાંથી ઉતરી, ને ગુસ્સામાં ને ગુસ્સામાં ઉપર ચાલી ગઈ.

થોડી વારે મેહેરી (દોલાની પરણેતર) મને પુછવા આવી કે "શેઠ કયાં ગયા ને કયારે પાછા આવવાના છે?" મેં તેને કહ્યું કે મને તે વીશે કાંઇ ખબર હતીજ નહીં—અને મને ખરેખર ખબર હતીજ નહી—એટલે તે મારા પાસથી ચાલી ગઇ. તેનીબી ઢપ ઝેર ખાધેલી હતી. તેના ભરથારને મારા શેઠે બાહારોબાહેર પાંણીચું પકડાવી દીધું હતું તેનો તેનેબી જબરો ખબરાત લાગેલો જણાતો હતો.

મારો શેઠ આવ્યો ત્યારે શેઠાંણીએ તેને વાસ્તે પુછાવ્યું હતું તે મેં તેને કહ્યું, અને તેનું મેં ઉતરી ગયું. તોપણ તે કશુંબી બોલ્યા વના પાધરો પોતાની મોહરદારના ઓરડા ભણી ગયો, ને મેં જાંણ્યું કે હવે ત્યાં આજે મોટું વાદલ ફાટવાનું.

અને તેમજ થયું. અમીના તરફથી મને સઘલી હકીકત બીજા એ કલાકમાં મલી. તે અરધી રડતી મારા આગલ આવી. "અરે કાવસ," તેણે કહ્યું, "આજે તો સૌથી મોટો કજીઓ થયો. શેઠ ઓરડામાં આવ્યા ત્યારે હું અને મેહેરી બાઇના ઓરડામાં હતાં, અને અમો તેવણુને જોઇને બાહેર નીકલી જવા કરતાં હતાં, પણ બાઇએ અમોને બુમ પાડીને અટકાવ્યાં. તેણે કહ્યું કે 'હવે સેહેજ દહાડામાં જે વાત આખું ગામ જાંણશે તે નોકરોથી છુપાવવાની હવે જરૂર રહી નથી.' એ સાંભલીને શેઠ તો પાછા ત્યાંથી જતા રેહેતા હતા કે 'તારી શુદ્ધ ઠેકાંણે આવશે ત્યારે તારાસે વાત કરશ,' પણ શેઠાંણી એક ભાભરા ભુત પેઠે છેરાઇને બારણાં ભણી કુદી ગઇ, ને બારણું બંધ કરી કુંચી કાઢી લીધી. તે પછી તેણીએ શેઠ ઉપર ગાલો ને ધીક્કારના વરસાદ વરસાવ્યા, ને એટલું બોલી એટલું બોલી કે જેનું ઠેકાંણું નહી. શેઠ તો ઘણાજ ગભરાઇ ગયા, ને તેને ઘણી પટાવી, પણ જ્યારે બોલતાં બોલતાં તેનો દમ થાકી આયો ત્યારેજ તે તો મુગી રહી. તેણે શેઠને કહ્યું કે 'તું મને જરાકે જરાક બેવફા છે, ને પેલી પીરોજબાઈપર મરી ફીટે છે પણ હવે હું તારી ફજેતી કરશ તોજ હું બચુંબાઇ ખરી!' શેઠે તેને કહ્યું કે 'હું પીરોજબાઇને મલુંચ ખરો, પણ તું જેવું પાપ ભરેલું ધારેછ તેવું કાંઈબી છેજ નહીં, ને તું મારી હીલચાલ વાસ્તે જાસુસો ઠેડાવે એ જેટલું મને હીન-પસ્તીભરેલું છે તેટલું તુંને શરમભરેલું છે.' શેઠાંણી એથી વધતી છેરાઇ ને કહ્યું કે 'તેં દોલાને રજા આપી તો હું તારા કાવલાને અત્તર ઘડી રજા આપુંછું, ને તેને તું કાઢી નહીં મેલે તો તારાં ઘેરમાં આજથી હું કદમ નથી મેલવાની!' શેઠે તુંને કાઢી મુકવા સાફ ના કહ્યું, ને સાંબી તારી ઘણીક તારીફ કરી, પણ તે બધું સાંભલવા ના પાડીને શેઠાંણીએ શેઠને કાંઇ કાનમાં કહ્યું કે વલી તે ફીકકો પડી ગયો, ને કહ્યું કે 'કાલે કાવલાને હું રજા આપશ, ને હાલ તુરત તો મને અહીંથી જવા દે.' શેઠાંણીએ જ્યારે એ રીતે તેની વાત મંજુર રહી ત્યારેજ પેલાને જવા દીધો, ને તેનાં દીલપર કુંચી છુટી ફેંકી!"

એ પછી અમોએ બીજી વાતો અને બીજી તરકો એ કજીઆને લગતી કરી, ને અમો છુટાં પડયાં. છુટાં પડવા પછી મેં ઘણો વિચાર કીધો. મારા શેઠની હાલતપર મને જેટલી દયા તેટલો તેની ચાલપર મને ગુસ્સો અને ધીકકાર ઉપજતો હતો. તે એક રીતે નહીં પણ એકથી વધુ રવેસે પોતાની બૈરીને હાથ વેચાયલો હતો, ને તે હેમકનાં પાપ તેને પોતાની પરણેતરપર સરદારી ભોગવવામાં પછાત પાડતાં હતાં. તે તેની બૈરીનો વર નહીં પણ બૈરીનો ગુલાંમ સમાન હતો, ને તે બૈરી તેનાં પાપોની માહીતગારીથી તેનાપર દબાંણ—કહો કે જુલમની સરસાઇ ભોગવવાને—એક જાલેમ શત્રુનીજ જગ્યા રાખવાને શકતીવાન થતી હતી!

પણ હવે આવતી કાલે મારો શેઠ મને રજા આપે તે આગમચ આજેજ આ નાપસંદ નોકરી તજી જવાને મેં ડાહપણ જોયું, ને તેથી હું મારા શેઠના ઓરડામાં રજા માંગવા ગયો. તે બારણાં ભણી પીઠ કરી એક ટેબલ આગલ બેઠેલો હતો ને હું તેના ઓરડામાં દાખલ થયો ત્યારે તે એક નાની શીશોઇ માંહેલું કાંઇ બીજી તેવીજ નાની શીશીમાં નામતો હતો. એવામાં તેણે મારો સણસારો સાંભલ્યો, ને મને જોતાંજ ઝટ તે શીશીઓ ટેબલપર મુકી દઇ તેપર રૂમાલ ઢાંકી દીધો, ને લગાર ગુસ્સાની ઢપે પુછયું, "કેમ રે, શું માંગે છે?"

"કાંઇ નહીં સાહેબ," તેની એ ઢપથી અચરત થઈ મેં કહ્યું, "હું ફક્ત આ તમારી નોકરી આજેજ તજી જવા રજા લેવા આવ્યો છું."

"કાંય, તુંને અમીનાએ કે મેહેરીએ આજની પંચાતની વાત કહી દીધી શું?" તેણે પુછયું.

"નહીં સાહેબ," મેં અમીનાને બચાવી લેવા જુઠું કેહેવાની જરૂર જોઈ, "પણ હુંજ હવે આ નોકરી છોડી જવા માંગું છું."

"ત્યારે એક દીવસ થોબ," મારા શેઠે કહ્યું. "આવતી કાલે સહવારે હું અહીંથી મુસાફરીએ નીકલવા એરાદો રાખું છું. તારી બાઇ સાથનો મારો બેબનાવ તારાથી કાંઇ છુપો નથી, એટલે તુંને હું કેહેવાને આનાકાની કરતો નથી, કે હવે અમો સાથે રહી શકતાં નથી, ને તેથી કાલેજ હું મુસાફરીએ નીકલવા વીચાર રાખું છું. હું ગામેગામ ફરશ, ને તે નવી મઝાથી મારૂ એ દુઃખ વીસારશ

એમ કરતાં વરસ છ મહીના સેહજે નીકલી જશે, તેટલાં તારી બાઇ પોતાની ભુલ બી કદાચ જોઇ લેશે, ને લાગતાંવલગતાંઓ વચ્ચે પડી અમો વચ્ચે સલાહ ને સમાધાની કરાવશે, પછીજ ઘેરમાં પાછો ફરશ. એટલા વાસ્તે મારી મુસાફરીમાં હું સહવારે તુંને સાથે લઇ જવાનો વીચાર રાખું છું."

આ દરખાસ્ત મને ઘણીજ પસંદ આવી. એ મુસાફરીથી મને ઘણુંક ફરવાનું—ઘણુંક જોવાનું—ઘણુંક શીખવાનું થશે—વલી હમણાં એ નોકરી મુકી દેતાં મને જે રવડવાનું થાય તેનો બચાવ થશે, ને મારા શેઠ સાથ જવાથી અહીંની પંચાતનો મારે લગતો બી છેડો આવી જશે—એ સઘલા ખ્યાલોથી મેં હજી એજ શેઠની નોકરીમાં રેહેવાનું કબુલ કીધું.

"તું હમણાંથી એ વાત બાહેર ના પાડતો," મારા શેઠે તાકીદ કરી. "હું મારી બઇએરથી છુપો જવા માંગું છું કે વધતી પંચાત થતી અટકે. હું એક કાગલ લખી રાખશ તે જતી વખતે તું અમીના કે મેહેરીને આપજે કે પોતાની શેઠાંણીને આપે, ને તેટલાં તો આપણે અહીંથી લાંબે નીકલી જઇ શકશું."

એ સઘલી ગોઠવણ મંજુર કરી હું બાહેર નીકલ્યો, અને મારા ઓરડામાં જઇ મેં બીજે દીવસે મુસાફરીએ જવાની સઘલી તૈયારીઓ છુપી રીતે કરી રાખી.

તેજ રાત્રે હું રાંધણીમાંથી જમીને મારા ઓરડામાં જતો હતો ત્યારે એક ચાલના લગાર અંધારા ભાગમાં હું એક આસામીને અઠડી પડયો, જે તેમ થતાંજ પાસેના દાદરપર નાહઠો. હું સમજી નહીં શકયો કે તે કોણ હતો. શું કોઇ ચોર હશે ? ચોર તો નહીંજ હોય, કેમકે હજી તો કોઇ સુવા વગેસગે બી થયાં ન હતાં.

આ વાતની મેં ઝાઝી કનવાર કરી નહીં, ને તે આસામીની પુઠે હું ગયો નહીં, એટલે હું મારા ઓરડામાં જઈને સુઇ ગયો.

હું કેટલોક વાર એ રીતે ઉંઘાયો તે કહી શકતો નથી, પણ હું એકાએક ચોંકી ઉઠયો ને મારે કાંને મદદની ચીસો આવી ! તે ચીસો સાંભલતાંજ હું બીહીધેલો ધ્રુજેલો બીછાંણાંમાંથી ચમકી ઉઠયો. તે ચીસો આબાદ નાકેના ઓરડામાંથી—મારી શેઠાંણીના સુવાના ઓરડામાંથી આવતી સંભલાતી હતી. એ શું હતું ? મેં જોયું કે કાંઇબી ગભરાતભરેલું તે ઓરડામાં થતું હતું ખરૂં.

ગરબડ તુરત વધી પડી. ને હું મારૂં બારણું ઉઘાડી ઘણા ગભરાતમાં બાહેર ચાલમાં પડયો લગભગ સહવાર થવા આવી હતી, કેમકે બારીઓમાંથી આકાશ ઉપર શરૂં થતાં ઝઝકલાંનો ફીક્કો પ્રકાશ નજરે આવતો હતો. હું ચાલમાં નીકલ્યો કે મને અમીના ગભરાતમાં શેઠાંણીના ઓરડા ભણી દોડતી જતી મલી. "ઓ કાવસ," તેણીએ ઘણા ગભરાતથી કહ્યું. "શુ થયું હોશે ?"

અમો બને ઉતાવળમાં શેઠાંણીના ઓરડા ભણી ગયાં, ને ત્યાં તેટલાં બીજાં નોકર નફરોબી એકઠાં થઇ ગયાં. અમોએ તેણીનું બારણું ગબડાવી નાંખ્યું. પણ અંદરથી જવાબમાં ચીચ્યારીઓ રીવાય વધારે કશું આવતું ન હતું. અને આસ્તે આસ્તે તે ચીચ્યારીઓ ધીમી પડી છાતીના ઘરટલાનો ભયભીત સાદ આવતો હતો ! "હું ખાત્રીથી માંનુંછ કે કોઇ માહા મુજી આપણાં શેઠાંણીનું અંદર ખુન કરે છે," મેં ધાસ્તીથી ધ્રુજતાં કહ્યું.

બધાંઓને એમજ લાગ્યું, અને તેથી હવે બાહેર ગભરાત ઘણો વધી પડયો. શેઠાંણી પોતાના ઓરડામાં એકલીજ સુતી હતી, અને શેઠનો ઓરડો જે નાકે આવેલો હતો તેને બીજે નાકે તેણીનો ઓરડો હતો, એટલે શેઠને કોઈ જઈને ચેતાવે નહીં ત્યાંવેર તેને ખબર પડે નહીં એટલો તફાવત હતો.

પણ શેઠને ખબર આપવાનું પેહેલા ગભરાતમાં કોઈને સુજ્યું નહીં. સર્વ કોઇ એકજ કોશેશમાં દીલ લગાડી રહ્યું હતું, અને તે એજ કે શેઠાંણીના ઓરડામાં દાખલ થવું, કે જે કામ ઘણું મુશ્કેલ એટલા માટે થઇ પડયું હતું કે બારી બારણાં અંદરથી આતી ઘણાં ચપટ બંધ કરી લીધેલાં હતાં !

એ રીતે ભાંજગડમાં કેટલોક વખત વહી ગયો, પણ ઓરડામાં કઇ રંવેશે દાખલ થવું તે કોઇને સમજ પડયું નહીં. એવામા મને મારો શેઠ યાદ આવ્યો. અને આ ગભરાતની તેને જાંણ કરવા હું તેના ઓરડા ભણી દોડયો-બલકે ઉડયો.

તેનું બારણું પણ બંધ હતું. મેં તે એકદમ જોશથી ઠોકયું, અને મારો શેઠ બીહીધો હોય તેમ અંદર "ચોર ! ચોર !"ની બુમ મારવા લાગ્યો. હું ઘણો અચરત થયો, અને મેં ફરીથી હાંક મારી. "ઉઠો શેઠ ઉઠો," મેં પોકાર મર્યો, "શેઠાંણી કાંઇ આફતમાં છે."

"પણ તું કોણ છે ?" હજી મારા શેઠે અંદરથી પરપુછ જારી રાખી.

"હું કાવલો છેઉં સાહેબ," મેં શેઠની આ ધીલ ઉપર વલી અચરત થતાં કહ્યું.

"કાવલો ?" મારો શેઠ તદન અચરત થઇ બોલ્યો, "ખાને ખરાબ ત્યારે પેહેલેથી ખુલાસો કરની, હું જુદું જ સમજયો; ચાલ હું હમણાં બારણું ઉંઘાડું છુ."

બારણું ઉઘાડતાં વલી થોડીક મીનીટ લાગી. થોડીક મીનીટ! થોડાક જમાના સમાન તે થોડીક મીનીટ હતી. મારો શેઠ આવા માહા ગભરાતને સમે એવી શરમભરેલી ધીલ કાંય કરતો હતો?

બારણું ઉંઘડયું, અને હું મારા શેઠને લઈ શેઠાંણીના ઓરડા ભણી દોડયો. ત્યાં હજી બારણું ઉંઘાડવાનીજ ગરબડ ને ધાંધલ હતી—બારણું ભાંજવાની તૈયારી હતી.

"હેમકો, ગધાઓ," મારા શેઠે જતાંને વાર બુમ પાડી, "જો ખુંન થયું હોય તો ખુંની અંદર શાંનો ભરાઇ બેસે? અને અંદર નહીં હોય તો બારણાં બંધ રાખી તે બાહેર જવા કેમ પાંમે?"

"સાહેબ, તમો તપાસી જુઓ," એક નોકરે કહ્યું. "આ બારણું ચપટ બંધ છે."

"પણ બીજું બારણું તપાસ્યું?" મારા શેઠે કહ્યું, "તે કોઈ પછવાડે બાગમાં જે નાધલું બારણું ઉંઘડે છે તે રસ્તે તો નહીં નાહાઠો હોય?"

બેશક, બેશક! અમારા શેઠે અમારું ધ્યાંન તે બારણાંપર ખેંચ્યું નહીં ત્યાં વેર તે ઉપર અમારું ધ્યાંન મુતલગ ખેંચાયું નહીં. ધ્યાંન નહીં ખેંચાયું તેમાં તાજુબ થવાજોગ કાંઈજ નહીં હતું. આ એક નાધલું બારણું હતું, અને તે શેઠાંણીના ઓરડાના એક ખુંણામાં હતું. તે દાદરનું બારણું હતું, અને તે ઉંઘાડી ફકત એક નાહના ચકરાવદાર દાદરપરથી હેઠે બાગના પડત પાછલા ભાગપર જવાતું હતું. આ બારણું હમેશાં બંધ રેહેતું—તે એટલેસુધી કે એવું એક બારણું શેઠાંણીના ઓરડામાં હતું તેની મને તો ખબર વટીક ન હતી!

આ બારણાં તરફ હવે સૌ દોડયાં. તે બાજુ જવા હેઠે જવું પડતું હતું, જ્યાંથી બાગમાં થઈ પેલા ચકરાવદાર દાદરપરની બાજુએ અમો ગયાં. ખરેખર મારા શેઠની અટકલ ખરી હતી! તે બારણું ખુલ્લુંજ હતું!

અને હવે એક એકની ઉપર દબાંણ ચલાવી તે શું બનાવ બન્યો હતો તે જોવા દઘાયલાં વઘાયલાં અમો સંધાં ઉપર ગયાં, અને ત્યાં—અને ત્યાં પોતાના ઘોલીયાની પાસે ભોંય ઉપર જડેલી સાદરીમાં લોહીનાં મોટાં ખામણાં વચ્ચે અમારી કમનસીબ શેઠાંણીનું મુડદું પડેલું હતું. તેને બેશુમાર જખમો થયલા હતા, અને તેમાંથી લોહીની શેરો હજી ફુટતી જતી હતી !

## પ્રકરણ ૧૧૦ મું.

### ખરો ખુંની.

આ કમકમાટ ભરેલો દેખાવ જોતાં મારો શેઠ મોટે સાહદે રડી પડયો, ને અમોને પણ હદ વનાનું દુઃખ ઉપજ્યું. મારા શેઠને શેઠાંણી સાથ મતફેર હતો એ વાત ખરી, પણ તે બાપડી કોઈ કરપીણની આવી નાતરસ છુરીનો ભોગ થઇ પડી તે શું તે ભરથારને એક ગજબ નહીં માલમ પડે ?

ગરીબ બચારી શેઠાંણી ! તેનાં આંગપર પાથરાં કપડાંબી નહીં હતાં. તે બાપડીને ઉંઘમાંથી ફફડાવેલી નજરે આવતી હતી. તેનું માંથુંબાંનું નીકલીને દુર પડયું હતું ને બાલ છુટા થઈ લોહીની નદીમાં દુબી ગયા હતા. તેણીને ઘણા જખમો થયા હતા, અને એક ઠેકાંણે બદનમાં એક મોટી છુરીનું પાણું હાથામાંથી ભાગી ગયલું અનામત ખુટી બેઠું હતું. ઘોલીયાપર, આસપાસના સોફાપર, ટેબલક્લાથપર અને ભીંતોપર લોહીના છાંટા ને લોહીના હાથ નુછેલા હતા—ઓરડામાં ઘણુંક ભાંજફોડ ને વેરવીખેર હતું, જે સઘલું સારી રીતે બતાવતું હતું કે બચુંબાઇ શેઠાંણી પોતાના ખુંનીને કાંઇ જેમ તેમ માહાત નહીં થઇ હતી. તેણીએ પોતાનો જવાંન જીવ બચાવાને ભારે લડત કીઘેલી જણાતી હતી, પણ અંતે તે બચારી તે લેયાનતીનાં બલ આગલ આજેજ થઇ હવે મોહતની ઉંઘમાં ઉંઘતી હતી !

એમ છતાં ડાકટરોને તેડવા માણસો દોડયાં, અને પોલીસને ખબર આપવા પણ તેજ વખતે દોડ પોંહોંચી. તે થવા પછી શેઠાંણીનાં રવાંનને ઉંચકીને કોચપર સુવાડવા શેઠે હોકમ ફરમાવ્યો, અને જે નોકર નફરો તે ફરમાંન અમલ કરવા આગલ પડયા તેમાં પેલો કાઢી મુકેલો દોલોબી હતો !

વલી દોલો અહીં કેમ આવ્યો ! તેને તો કાઢી મુકેલો હતો ને તે ગઇ રાતવેર તો અહીં નહીં હતો, ત્યારે આ પાછલી રાત્રે કયાંથી અમારાં મકાંનમાં આવવા પાંમ્યો !

મારો શેઠ અમારે મોહડેથી અચરતીમાં નીકલી ગયલું દોલાનું નામ સાંભલતાંજ ઉછલીને ઉભો થયો, ને તેને ગલચીમાંથી પકડયો. "ચંડાલ," તેણે ધ્રુજતે સાહદે કહ્યું, "મારી ધણીઆંણીનું ત્યારે તેંજ ખુંન કીધું છે"

દોલો તમામ ફીકકો પડી ગયો, ને કશું બોલી શકયો નહીં. હવે એકેએકની ખાત્રી થઈ કે ખરો ખુંની એજ હોવો જોઈએ, અને જ્યારે નાહસવાનો લાગ નહીં ફાવ્યો ત્યારે અમો સંધાં સાથે ભેલાઇ ગયલો હોવો જોઇએ. એજ વખતે વલી મને યાદ આવ્યું કે ગઇ રાત્રે મને જોઇને બાગ માહેલા દાદરની કઢણુમાં એક જણ ભરાઇ ગયો હતો, અને મેં ખાત્રીથી માંન્યું કે તે એ લુચ્છોજ હોવો જોઇએ, અને તે ગઇ રાતથીજ અતરે દાખલ થઈ શેઠાંણીના ઓરડામાં ખુંની હેતુથી ભરાઇ રહેલો હોવો જોઇએ. મેં એ વાતની શેઠને અને સર્વને ખબર આપી ને દોલો વધારે ધ્રુજવા લાગ્યો. તે બોલવા માંગતો હતો પણ જાંણે તેની જબાંનજ ખેંચાઇ જતી હતી !

"એ ચંડાલને તપાસજો," મારા શેઠે ઉસ્કેરાયલે અવાજે કહ્યું. "પોલીસ આવે ત્યાંવેર એ ખુંનીપર ચોક્કસ નજર રાખજો" —ને તે પાછો પોતાની મોહરદારનાં અકાલ મોહોતપર માહેતમ કરવા પડયો, કે કેટલાક નોકરો દોલાને ધસડીને પાસેના નાહના ઓરડામાં કેદ કરવા લેઇ ગયા. તેમનાં જવા પછી મારો શેઠ પણ ઉતાવલે દોડયો ને રડતો રડતો પોતાના ઓરડામાં ગયો, ને બારણુ બંધ કીધું. મારો વીચાર થયો કે દીલાસાને વાસ્તે હું તેની પુઠે જાઉં, પણ પછી મેં ધાર્યું કે શાંત સમાધાંનીથી એકલો રડી તે પોતાનું દુઃખ ઓછું કરવા એકાંતમાં ગયો હતો, માટે મારે પુઠે જવું નામુનાસિબ હતું.

અને થોડા વખતમાં એક ડાકટર અને સતાવાલાઓ આવી લાગ્યા. ડાકટર ઈંગ્રેજ હતો, ને તે મારા શેઠનું વરસાંણુ ખાતો હતો. તેણે જઇને મારી શેઠાંણીને નામને ખાતર તપાસી, ને એક બે કલાકની મરી રહેલી જાહેર કરી.

હવે પોલીસના બે સીપાઇઓ દોલો જે ઓરડામાં કેદ પડયો હતો તે ઓરડાની બાહેર ચોકીપર બેઠા ને મારા જે ભાઇબંધ નોકરો તે ચોકી ઉપર હતા તેમને છુટા કીધા. તે પછી પોલીસ પોતાની ખાંનગી જુસ્તેજો ખુંનવાલા ઓરડામાં ચલાવે તે અરસામાં અમોને વગેસગે થઇ જવા હોકમ થયો, અને ઉતાવલે પાછલી રાત્રે ઉઠી આવેલાં હોવાથી પોશાક વગેરેની બાબદમાં અમો ઘણાં હાલહવાલ હતાં તે તૈયાર થવા ગયાં.

દોલો તકશીરવાર હતો એ વાતનો મને વેહેમ ન હતો. તેની હીમાયત કરીને શેઠાંણીએ પાછો તેને નોકરીમાં બોલાવ્યો નહીં તેનો તેણીની ઉપર તે બદમાસને ખાર આવેલો હોવો જોઇએ, ને તે ખારનું વેર તે હેમકે આવી રીતે વાલેલું હોવું જોઇએ. તે એ વેર લેવા રાતથી શેઠાંણીના બંગલામાં ભરાઇ રેહેવા આવ્યો હશે ને મને જોઈ તેજ ભરાઇ ગયો હતો એ મારા તરકો હતા. વલી મેં વીચાર્યું કે ખુંન કીધા બાદ તે આશાનીથી નાહસી જવાની ઉમેદમાં આવ્યો હશે, પણ શેઠાંણીએ તેના સામે થઈને ચીચ્યારીઓથી બધાં ઘરને જગાડી દીધું એટલે તેને તેમ કરવા તક કે અવકાશ નહીં થઇ હશે.

જમવાવાલા ઓરડામાં જુરી ભરવાની ગોઠવણ થઇ, ને જુરી સાક્ષીઓની જુબાંની છુટી છુટી તપાસવા લાગી, તેથી કરીને જુરીનું કામ ચાલ્યું ત્યારે શરૂઆતથી હું તે ઓરડામાં નહીં જઈ શકયો, પણ મારો શેઠ કમીશનરની પાસે ખુરસી લઇ બેસી રહયો.

જ્યારે મારી સાક્ષીનો વારો આવ્યો ત્યારે હું જુરીવાલા ઓરડામાં ગયો ને ત્યારે કમીશનરે મારા શેઠને ત્યાંથી બાહેર જવાને અરજ કરી. મારો શેઠ અચરત થયલો જણાયો, પણ ધારાની સામે નહી બોલાય એવું ધ્યાનમાં આવતાં ઉઠીને બાહેર ગયો. તેનાં બાહેર જવા પછી કમીશનરે એક અમલદારને ઇસારતથી પોતા આગલ બોલાવી કાંઇ કાંનમાં કહ્યું, અને પછી જુરીનું કામ આગલ ચલાવ્યું.

મને પુછવામાં આવ્યું કે હું ઈંગ્રેજી બોલી શકું છું કે નહીં, અને મેં હા પાડવાથી મારા સાથે ઈંગ્રેજીમાંજ સવાલ જવાબો થયા.

"તુંને તારા શેઠે ગઇ કાલે તેં નોકરી છોડી જવા માંગી ત્યારે જવાબમાં શું કહ્યું તે વીગતે બ્યાન કર," મને હોકમ થયો, અને મેં સઘલું વીગતે બ્યાન કીધું, કેમકે મેં જોયું કે પેહેલી મારા

શેઠની જુબાની લેવાઇ હશે ને તેણે પોતાનો એરાદો મારી સાથ થયલી વાતચીત સમેત કહી દીધો હશે તેથીજ એ સવાલ મને થતો હતો. એ પછી મને મેં રાત્રે અંધારાંમાં એક શખ્સને છુપાઇ જતાં જોયો હતો તે વીશે સવાલ થયો ને હું તેને જરાબી પીછાણી નહીં શકયો હતો તે મેં કહ્યું. ત્યાં મારે જણાવવાને શરમાવું જોઇયે નહીં કે કોરોનરે તે શખ્સની પુઠે દોડી મેં તેને પકડયો નહીં તે મારાં હીચકારાંપણાં (ખરૂં કહું તો બેદરકારી) માટે મને ઘણો ઠપકો દીધો.

મારી પછી દોલાની જુબાંની સારૂ તેને બે સીપાઇઓના પેહેરા હેઠલ દાખલ કરવામાં આવ્યો. તે અત્યારમાંજ અરધા મુવા જેવો થઇ ગયો હતો!

"તારી ઉપર ખુંનનો આરોપ છે," કારોનરે ગંભીર દબદબાથી તેને કહ્યું, "ને તે માટે કેટલીક શાહદતો મલે છે, તો તારે કાંઇ તારા બચાવમાં કેહેવું છે?"

"મુરબી સાહેબ," દોલાએ હાથ જોડીને કહ્યું, "હું તદન બેગુનાહ છુ. શેઠે મને કાઢી મુકયો હતો તેથી આ ઘેરમાં હું દીવસે હાજર થઇ નહીં શકતો હતો ને કોઇ કોઇ દહાડે રાત્રે હું મારી બઈએર મેહેરીને મલવા આવતો હતો તેમ ગઇ રાત્રેબી હું ભરાતો છુપાતો આવ્યો, તેટલાં કાવલો મને સામો થયો ને એ મારો દુશ્મન હતો વાસ્તે હું ભરાઇ ગયો. ત્યાર પછી તેજ રાત્રે સરેસ્તા પ્રમાણે હું જતો રહયો નહીં પણ પાછલી રાત્રે જતો રેહેવાના એરાદાથી ઘરમાંજ ભરાઇ રહયો. એ પછી પાછલી રાત્રે હું જવાની તૈયારીમાં હતો એટલાંમાં શેઠાંણીનાં ખુંનની ગરબડ સાંભલી હું મારો વાંક ને મને થયલી મના ભુલી ગયો, ને ગભરાતમાં બધા નોકરો સાથ કામકાજમાં ભેલાઇ ગયો એજ મારો બચાવ છે."

હું આ ખુલાસાથી દંગ થઇ ગયો! તે દેખીતી રીતે માનવાજોગ અને ખરો હતો, પણ ત્યારે જો એ ખુલાસો ખરો હોય તો ખરો ખુંની કોણ હતો?

વીચાર કરવાને વખત ન હતો. તેજ પલે પેલો ડાકટર દાખલ થયો, ને કમીશનરને એક કાગલમાં કાંઇ વીટાલેલું આપતાં કહ્યું, "સાહેબ આ કાગલમાં ખુંનીના બાલ છે. મરનારે પોતાના બચાવની જપાજપીમાં ખુંનીના બાલ હાથમાં પકડેલા હોવા જોઈએ, ને તેવી ટાઈટ વાલેલી મુઠીમાં તે રહી ગયા હતા. તે મેં લોહીથી સાફ અને જુદા કીધા છે એટલે હવે તે તમારી તપાસનાં કામમાં આવશે."

કમીશનરે ડાકટરનેજ તે બાલ દોલાનાં માથાના બાલ સાથે સરખાવા આપ્યા, અને તે તેણે જરાક સાથે મેલવી તરત કાઢી લીધા. "આ માણુસ ખુંની નથી," દાકટરે કહ્યું. "મેં પેહેલી નજરેજ એ બાલ એના નથી એમ ધાર્યું, ને મેલવી જોતાં બીલકુલ તેમજ ઠડે છે."

આ બેહદ અચરતીની વાત હતી; દોલો ખુંની નહીં તો ખરો ખુની કોણ?

એવામાં એક અમલદારે એક મોટી છુરીનું ભાગેલું પાણું ને છુટો હાથો રજુ કીધો. "સાહેબ," તેણે કહ્યું, "આએ પાણું મરનારનાં દીલમાં ભાગી જઈને ખુંટી બેઠેલું હતું, ને આ હાથો મને ખાનબહાદુર શેઠ જમશેદજીનાં એક અસ્રગાં ખાણુંમાંથી મલ્યો."

તે છુરી મેં તુરત ઓલખી. તે મારા શેઠનીજ હતી—તે ઉપર મારા શેઠનું નામ વટીક કોતરેલું હતું!

એવામાં એક બીજા અમલદારે આવીને બલેલાં કાગલની રાખ રજુ કીધી. તેબી મારા શેઠના ઓરડામાં મલી આવી હતી. તે શાંની હતી તે કોઇ નહીં સમજયું પણ હું તુરત સમજયો. તે પેલી અમીનાવાલી વારતા જે મારી શેઠાંણીએ લખી હતી, તેનાં કાગલ્યાની રાખ હોવીજ જોઈએ, ને તેમ હોય તો મેં માહા ગભરાત અને બેશુમાર ધાસ્તી ને કમકમાત વચ્ચે જોઈ લીધું કે મારી શેઠાંણીનો ખુંની કોઇજ નહીં પણ મારો શેઠ પોતે હતો!

વલી પાછી ખબર આવી કે એક અમલદારે લોહીથી ખરાબ થયલું પાંણી એમનુંએમ એક વાસણમાં મારા શેઠની મોરીમાં જોયું, ને લોહીથી લટરપટર એક તુવાલ ને થોડાંક કપડાં મારા શેઠના ધોલીઆની તલાઇ તલેથી મલ્યાં, જે કપડાં વટીક મારા શેઠનાં પોતાનાંજ હતાં!

અને હવે ત્યારે શક શો રહયો? દોલાને તુરત છોડી મેલવાનો હોકમ થયો, ને મારો શેઠ જે જુરી ભરવામાં આવેલા ઓરડોની પાસેનાજ એક ઓરડામાં જઇ બેઠો હતો તેને-તે કમનસીબ શેઠયાને પકડવા હવે સીપાઇઓ દોડ્યા!

---

## પ્રકરણ ૧૧૧ મું.

### બદકારીનો બદલો.

તે નામે મોટા પણ કાંમે અને કરમે ખોટા કમનસીબ શેઠયાનું નામ જ્યારે તેની પોતાની પરણેતરના ખરા ખુંની તરીકે અજવાલામાં આવ્યું ત્યારે ત્યાં નોકરોમાં અને લાગતા વલગતાંઓમાં જે ભારે ગભરાત પેદા થયો તેનું બ્યાંન કરી શકાશે નહીં. તેણે પોતાનો મહા જબુન અપરાધ એક નીરદોશ જાંન—દોલા ઉપર ઓલવી દેવાની સમયસુચકતા અને બેહાઇ કીધી હતી, પણ તેમાં તે કેટલી હદસુધી ફાવ્યો તે વાંચનારે જોઈ લીધું, કેમકે એક ઉપર એક તેનાં પાપના પુરાવા માટે સાહદતોપર સાહદતો એવી ઓરતવાર અને ખાત્રી પુરવક તેના સામે ઉભી રેહેતી ચાલી, કે જરાબી શક વના જુરી તેને ખુંની તરીકે ઓલખાવી ઉઠી, અને તેની ધરપકડને વાસ્તે સીપાઇઓ દોડયા.

જુરીવાલા ઓરડામાંથી કમીશનરે તેને બાહેર કાઢયો ત્યારેજ તેના હોસકોસ લેવાઇ ચુકેલા હતા, ને તે પોતાના ઓરડાવેર બી જઇ નહીં જઇ શકયો હતો, વાસ્તે બરાબર પાસેનાજ ઓરડામાં જઇને બેસી ગયો હતો. તે પછીના અરસામાં જ્યારે જુરીવાલા ઓરડામાં તેનાં પાપની જુસ્તેજો ચાલતી હતી, અને તેના પોતાના ઓરડામાં તે પાપની પુરવારીની સાહદતો એકઠી કરવામાં આવતી હતી ત્યારે તે પોતે કેવી અધીરાઇથી—કેટલી આગપેરે બલતી આતુરતાથી તે તપાસોનું સેવટ જાંણવાને ખુદા ખુદા કરતો બેઠો હશે તે સઘલું વરણવવા કરતાં વીચારવું સેહેલ છે.

તેનાં દીલનો દગદગો—તે દાઘેલ ડંખ તેને બેજાર બનાવતો હતો. તેની ધડકતી છાતી તેને ચોંકાવ ચોંકાવ કરતી હતી, અને આંખના અંધાપાએ જે જાલેમ પગલું તેણે પોતાની પરણેતરની પુઠથી મુકત થવા લીધું તે માટે તે પસ્તાતો અને મનમાં હાય વીલાપ કરતો બેઠો હતો—જ્યારે તે ઓરડાનું અરધું વાંકું કરેલું બારીણું ઉઘડયું, ને તેને પકડવા માટે સીપાઇઓ અંદર દાખલ થયા.

તેમને જોતાંજ તેનો દમ ઘુટાઈ ગયો. તેણે જેયું કે તેનું પાપ પરવરદેગાર ખમી શકયો નહીં, અને જોકે તે એક બીજાપર ઢાલવી દેવાને તેણે પુરતું અને બનતું કીધું, તોપણ આખરે તે પોતેજ ખરા ખુંની તરીકે ધારાની ચુંગાલમાં સપડાયો !

પણ એ ખ્યાલ તેનાથી ખમાયો નહીં, અને તેથી જ્યારે હજી તો સિપાઇઓ દોડીને તે જ્યાં બેઠો હતો ત્યાં જાય, તે આગમચ તેણે તેમને જોતાંજ ગજવાંમાંથી એક નાહની શીશેઇ કાઢી એક આંખના પલકારામાં ગલામાં ઓટી દીધી!

તે એક ઘણી જાલેમ જાતનું ઝેર હતું, અને તેણે તુરત નાશકારક અસર કરી દીધી હોત, પણ પેલા સીપાઇઓએ એ તમાસો જોતાંજ સોહોર કીધો, ને પેલો ઇંગ્રેજ તબીબ જે મારી શેઠાંણીને તપાસવા આવ્યો હતો તે હજી અમારા બંગલામાંજ હોવાથી તેને તેડી મંગાવ્યો. તેણે જરૂર જોગા ચાંપતા ઉપાયો જબરીથી તુરત લીધા, ને તેથી પરીણામ એ થયું કે તે ઝેર કશીબી અસર કરે તે આગમચ તો જબરીથી વામીટ કરાવી નાખવામાં આવ્યું. તે પછી તેને એક સોફા ઉપર નાંખવામાં આવ્યો, અને ડાકટરોનીજ સલ્લાહથી તેને કેદખાંને લઈ જવાનું રાત થતાંસુધી મોકુફ રાખવામાં આવ્યું.

તે સારૂંજ થયું. ખુંનની વાત સહવાર થતાં સારાં શેહેરમાં આગપેરે પંથરાઇ ગઇ હતી, અને તેથી હજારો લોકોનાં ટોલાંને અમારાં મકાંનનાં બારણાં બાહેર દબેલું રાખવાને સત્તાવાલાઓને જબરી મેહેનત પડતી હતી. તે ભીડ વલી મારા શેઠે આપઘાતની કરેલી કોશેશની વાત બાહેર જતાં બેવડી વધી હતી, અને તેવી ધમાલ અને જોસ વચ્ચેથી મારા શેઠને કેદી તરીકે લઇ જવાનું સત્તાવાલાઓએ દયાથી વાજબી જોયું નહી, ને તેણે કરેલી કોશેશના સબબે થયલાં વામીટ વગેરેથી તેની નબલી થઇ ગયલી હાલતમાં તુરત ને તુરત તેને ત્યાંથી લઇ જવાને તબીબોએ રજા પણ આપી નહીં.

મારા શેઠે આપઘાતથી જીવ કાઢી નાંખવા ઝેર પીધું હતું, અને એવી જરૂરની વખતને માટે તે આગમચથી ઝેર તૈયાર કરી તૈયાર રહયો હતો. ખુંનની આગમચની રાત્રે જ્યારે હું તેના ઓરડામાં નોકરીએથી રજા માંગવા ગયો હતો, ત્યારે તે કાંઇ બે નાહલી શીશીઓ માંહેલું પાણી એકરસ કરતો જણાયો, અને મને જોતાંજ ચોંકીને તેણે તે શીશેઓ ઉપર રૂમાલ ઢાંકી દીધો હતો તે વાંચનાર ભુલી ગયાં નહીં હોય. તેજ એ ઝેર હોવું જોઇએ, અને તે ગજવાંમાં સાથે લઈ તે ખુંની ફરતો હતો કે સંકટની વેલાએ તે તેનો છુટકારો કરે, પણ તેમાંબી તે કેવો નીષ્ફલ થયો તે આપણે જોઇ લીધું.

ત્યારબાદ મારી મરનાર શેઠાંણીનાં રવાંનને ઠેકાંણે પાડવાની રજા મલી, અને તે બચારીને તેના બાપે ઠેકાંણે પાડી. તેને પોતાની કમનસીબ બેટીનાં દુ:ખભરેલાં સેવટની ખબર મલતાંજ તે આવ્યો હતો, અને તેથી તે બાનુંનાં અકાલ મોહોતપર ખરાં દીલનું માહેતમ કરનાર તે એકલો એકજ ડોસો ત્યાં હાજર હતો.

એ પછી રાત્રે મોડેથી જ્યારે ઘરમાં તેમજ બાહેર સઘલું પાછું સમાધાન થયું હતું, અને જ્યારે મારો શેઠ જરાતરા હોસ્યાર થયો હતો ત્યારે એક ભાડુતી ખટારામાં બે સીપાઇઓ આવી તેને કેદખાને લઇ ગયા. અરે અરે અફ્સોસ! જે આસામી આ મોટા મેહેલનો માલેક—આ સઘલા દોરદમામ, ગાડી ઘોડા, વાડી વજીફા નોકર નફરોનો સાહેબી કરનારો એકલો શેઠયો હતો તેને એક ભાડુતી ખતારામાં તે સઘલું પોતા પછવાડે મેલીને કેદખાંને જતો રેહેતો જોવો, તેના કરતાં વધારે દયા ઉપજાવનારો દેખાવ બીજો કોઇજ થતો હશે! આ દેખાવ જોનાં મારી છાતી ભરાઇ આવી, ને એ મારા કમનસીબ શેઠની આગલી પાછલી અવસ્થાનો મુકાબલો કરતાં મારાથી દયાથી રડયા વના રેહેવાયું નહી!

જવાંન જાંહાંગીર શેઠને તારની મારફ્તે મુંબઇ એ માહાભારત આફતની ખબર મોકલવામા આવી, પણ તે જો જલદીમાં જલદી આવી પુગે તોબી બીજા ત્રણથી ચાર દીવસનો વીલંબ લાગે એમ હતું. અને એજ સબબથી તેની મરનાર માતાનાં રવાંનને તેના સેવટના સેજદા માટે રાખી શકાયું નહીં.

અને તે એક તાબેદાર અને વફાદાર ફરજંદ હતું માટે પોતાના બાપનાં આ ઘોર પાપથી ને પોતાની માતાનાં કમનસીબ મોહતથી તે કેટલો બધો દુ:ખી થઇ જશે તેનો મને દયાથી ઘણો ખ્યાલ થયા કીધો. તે જવાંન નહીં મનમાં નહીં ચતમાં તે રવેસે પડેલો આ અકકલમાં નહીં ઉતરે એવો એક ફટકો-એવો એક જાલેમ ફટકો કેવી ને કેટલી આસાનીથી ખમશે તે મને કશું સમજ પડી શકયું નહીં.

પણ મારા ખુંની શેઠે પોતે પોતાને મારેલો ફટકો કેવી રવેસે ખમ્યો તે વધારે જાંણવાજોગ થઇ પડે છે. તે બાપડો બંદીખાંને પુરાયા પછીથી તુરતજ અરધો બેભાન જેવો લગભગ અવાચક બની ગયો હતો, અને વખત જતે તેની હાલત બગડતીજ ચાલી, તે એ-

ટલે સુધી કે સતાવાલાઓએ તેની જીવવાની આશા મુકી તેના સસરાને તેની આગલ બીજે દને બપોર થતાં સુધી તો બોલાવી મંગાવાની અગત જોઇ.

પણ તે ડોસાજી ત્યાં ગયા પછી બીજા અરધા કલાકમાં પાછા ફરયા, ને મને પોતાની હજુરમાં એક એકાંત ઓરડામાં બોલાવી મંગાવી કહ્યું, "તારા શેઠના કલાક ગણાઇ ચુકાયા છે, છોકરા, ને તે તેની સેવટની ઘડીએ હોસ્યાર થયો છે ને તુને મલવા માંગે છે. હું ત્યાં જઇ આવ્યો છું પણ તે મારાસે વાત કરવા ના પાડે છે, ને તેનું અતલગતું બીજું કાંઇ નથી એટલે તે તુંને બોલાવે છે, વાસ્તે તું જા. તું તેને મલી શકે એવી મેં સરકારમાં ગોઠવણ પણ કરેલી છે, એટલે તે કમબખ્ત આસામીસે મેલાપ કરવાને તુંને કશી અડચણ પડશે નહીં. ખુદા તેની સેવટની ઘડી કરાર ભરેલી કરો"— અને તે ભલાં દીલના ડોસાએ દયાથી પોતાની આંખોમાંથી નીકલી પડતાં આંસુઓ આડો રૂમાલ ધરયો.

હું તુરત જવા તૈયાર થયો. જે શેઠયાએ મને મારાં સંકટના વખતમાં આશરાનો હાથ આપ્યો હતો તેનાં આ ભારી પાપ છતાં તેની સેવટની ઘડી બને એટલી સુખ ભરેલી કરી આપવાની મેં ફરજ વિચારી, અને તે ફરજ અદા કરવાને પરવરદેગાર મનેજ તક આપતો હતો તેથી મને કાંઈક સંતોશ થયો.

પણ સંતોષ! સતોષ શાંનો? એ ફરજ એટલી બધી દુઃખ ભરેલી હતી કે એ ફરજ બજાવા જેવું ટાંકણું કે કારણ પેદા પડયુંજ નહીં હતે—જે દુઃખ ભરેલા બનાવો છેલ્લા બે દીવસોમાં બની ગયા હતા તે બન્યાજ નહીં હતે તો હું અતી ઘણો રાજી થતે, પણ જે કાલે જે બનવા સરજ્યું હોય તે બન્યા વના રેહેતું નથી એ વાત કાંઇ તમામ ખોટી નથી.

મને મારા કેદી શેઠની હજુરમાં દાખલ થવાને કશી અડચણ પડી નહીં. તેના દારોગાએ મને મારૂં નામ સાંભલતાંજ એકદમ બારણું ઉંઘાડી આપ્યું, તેપરથી મેં જોયું કે ગોદરેજજી શેઠે મારે માટે પરવાનો મેલવી તેના ઉપર મોકલેલો હોવો જોઇએ.

હું અંદર દાખલ થયો ત્યારે મારો શેઠ એક ભાગા તુટા ખાટલા ઉપર બેઠેલો હતો, ને તેના હોઠ ફફડતા હતા તેથી જણાતું હતું કે એક દેવાનાંપેરે તે કાંઇ બબડતો હતો. ગરીબ બચારો! તે

તેની આગલી હાલતનો ઓલો વટીક હવે રહયો નહીં હતો. ફકત એકજ દીવસમાં તે દસ વરસની ચાલુ માંદગીથી થઈ જાય તેટલો તવાઇ ને નખાઇ ગયો હતો!

તે ઓરડો ઓલંગીને જે ખુંણામાં તેનો ખાટલો હતો તે તરફ જતાં મને સ્વભાવીક ડર અને વસવસો પેદા થયો. હું કોણ આગલ જતો હતો? એક ખુંની આગલ, કે જેણે પોતાની કરપીન છુરી પોતાની પરણેતરપર ઉગામવાને આંચકી ખાધી ન હતી! અને ત્યારે તેજ ખુંની આગલ મારી સલાંમતીની જાંમીનગીરી શી હતી? પણ નહીં. જાંમીનગીરી જોઇએ તે કરતાં વધારે હતી. કર ને જોની આ સંસારી સજા તેનાં પાપનાં પેટાંમાં અત્યારમાંજ શરૂ થઇ ચુકી હતી, ને ફકત એકજ ખુંનની સજાના ફટકામાં તે અત્યાર વેરમાં એવો આજેજ અને અધમુવો બની ગયો હતો કે તેના તરફથી તેવાંજ પાપની ફરી ધાસ્તી કરવી કેવલ મુરખાઇ હતી.

હું તેના આગલ જઈ ઉભો ત્યારે પેહેલી બે ચાર પલસુધી તો તે મને ઓલખી શકતો નહીં હોય તેમ મારા ભણી તેણે ટગર ટગર જોયા કીધું, અને પછી જાંણે તેને એકદમ યાદ અથવા ભાંણ આવી ગયું હોય તેમ તેણે કહ્યું—અને તે બોલ્યો ત્યારે તેનો અવાજ એટલી બધી હદસુધી બદલાઈ ગયલો જણાયો કે તે સાંભલતાં મારાથી ચોંકયા વના રેહેવાયુંજ નહીં—"તું આયો કે છોકરા?" તેણે કહ્યું. "સારૂંજ થયું કે તું આયો. હમણાંજ બચું અહીં આવી ગેઇ. ત મને તેરવા આવેલી ઉતી. ઓ, પણ પેલી તે પાછી આવી! જો જો કાવલા, પેલાં—સામેના ખુંણાંમાં. મેં કીધેલા જખમોમાંથી ગગરતાં લોહી સાથે તે મને ખુદાની દરગાહમાં બોલાવવા આવીચ. કાવલા, કાવલા, મારી આગલ આવ—મારૂં આંગ ધ્રુંજેછરે, મને પકડ ઓ! અરે!"

તે કમબખ્તનાં માથાં ઉપર માઠી અસર થતી હતી. મરતી વખતે તે બચારો બેમગજ બનતો જતો હતો!

"સાહેબ," મેં પટાવીને કહ્યું, "અહીં કોઇ નથી, તમે ધીરજ રાખો ને ચાલો એક બે યથા અહુ વઇરીઓ ભણો."

"ગાંડો છે ગાંડો," મારા શેઠે દેવાનાનીજ કીસમે હસીને કહ્યું. "હવે હું યથા અહુ વઈરીઓ ભણું તે શું કારગત લાગવાનો છે? જોતો નથી—અરે તું જોતો નથી કે પેલી બચું મને પોતા સાથે

લઇ જવાને અધીરી પરી છે. ઓ તે મારાપર કેવા ગુસ્સાના ડોરા કારે છે! એને બાહેર કાઢ, એના તરફ મારાથી જોવાઇ શકાતું નથી!"—અને તેણે આંખોએ હાથ ઢાંકી દીધા.

"સાહેબ, તમારી આગલ હું કોઇ ડાકટરને બોલાવી લાઉં?" મેં આસ્તેથી પુછ્યું.

"અરે મુવો તારો ડાકટર," તેણે છેરાઇ પડીને કહ્યું. "તે શું કરવાનો છે? જે પાપ મારાથી થઇ ગયું—અરે અરે હું છતી આંખે આંધલો થયો, ને મેં મારૂં પોતાનું ખુંન કીધું તેનો જે ડાઘ મારી છાતીમાં લાગો છે તેની નામોશીનો જે કારી જખમ મને થયો છે તે તારો ડાકટર દફે કરવાનો છે? તેનામાં છે તે તાકાત? અને નહીં તો પછી ત્યારે ડાકટરને સાંનો બોલાવવા તૈયાર થયો છે?"—અને તે થોડી પલ ચુપ થયો.

"હવે ડાકટર શું કરી મરવાનો છે?" તેણે થોડીક પલ પછી પાછો પટપટારો માંડયો. "હવે મારો આંકો આવી રહયો છે. સનાવાલાઓ મને ફાંસી દેવાના હરખમાં હોશે, પણ મેં તેઓને સરસ હાથતાલી આપી છે—" અને તે ત્યાં હસી પડયો. "જે વખત જાય છે તેમાં મને આએ બચું સાથે જવું પરશે. તે બારણાંમાં મારી વાટ જોતી હજી ઉભેલી છે, પણ કાવલા," અને ત્યાં તેના સાહેદે અતી ગંભીર અવાજ ધારણ કીધો, "મેં તુંને અહીં અમથો નથી બોલાવ્યો. તુંને મારા વડા દીકરા જાંહાંગીર સાથ સારૂં છે, અને તેથી તેના ઉપર મારી સેવટની સલ્લાહના થોડાક સુખનો કેહેવડાવી દેવા મેં તુંને તેડયો છે. તે જ્યારે મુંબઇથી આવશે ત્યારે તો મને મરી જવાને બે ત્રણ દહાડા થઇ ગયા હશે, અને તેથી તેની માતાનાં ખુંનના મારા વાંકની તેના પાસ માફ મારે બદલે તું માંગી લેજે. તેને કેહેજે કે તારા બાપને વાસ્તે તારી છાતીમાં જે ધીક્કાર પેદા થાય તેને તું તેના તરફના તારા આગલા ચાહને ખાતર તારાપર સરદારી મેલવવા દેતો ના. વલી તેને બીજું કેહેજે કે આઇમાય સાથના તારા નેકા મને મંજુર છે, ને તેને પરણીને સુખી થજે, પણ લગન પછીથી તમો વચ્ચે જે પેહેલી ગેરસમજુતી ઉઠે તેનેજ પ્યારની એક ચુંમીથી એકદમ દાબી દેજે, નહીં તો તે એક ગેરસજ્જુતી પ્રાવી જતાં મીનાકેસો જનમ લેશે—ને તે મીનાકેસો સાધારણ થઇ પડતાં તેનાં પરીણામો—ઓ મારાથી આગલ બોલી શકાતું નથી."—અને તે ઢપ દઇ બીછાંણાંમાં પડયો.

હું સમજ્યો કે સઘલું ખલાસ થઇ ચુક્યું હતું, અને હું બાહેરથી મદદ મેલવી લાવવા દોડવા કરતો હતો, પણ નહીં. "સબર કર," તેણે ડોકું ઉંચકી મને દોડતો અટકાવીને ખેંચાતી જબાંને કહ્યું. "હવે બે ચાર પલને વાસ્તે મને એકલો ના મુક. મારી જબાં ખેંચાય છે—મારો દમ ગુંગલાય છે. ઓ પેલી બચુને મારાં બીછાંણાં આગલ આવવા ના દે—નહીં, નહીં, ઓ નહીં, તુ ચાલતી થા, હું આઉં છ"—અને તેનું આખું તન બદન બીછાંણાંમાં ધાસ્તીથી સંકોચાતું અને વલ ખાઇ મરતું જતું જણાતું હતું— "તું મારી આગલ આવ કાવલા. ઓ તે હાથ લંબાવેચ—તેના હાથ લોહીલોહાંણ છે—મને બચાવ—મને માફ કર—મારા ખોદા—મારા—ખોદા!"— અને સઘલું તમામ થઇ રહ્યું!

---

## પ્રકરણ ૧૧૨ મું.

### જાંહાંગીર.

સઘલું તમામ થઈ રહ્યું. તે ખુંનીનો જીવ પોતાના પેદા કરનારની પાક હજુરમાં પોતે કરેલાં કરમોનો હસાબ આપવા તેનાં ખોખાંને હયાંજ પડતું મેલી ચાલતો થયો!

તેના મરતા જીવને તેની સેવટની ઘડીએ રાહાત ન હતી. તે એક કેવો માનવંત મોટો શેઠયો તે કેવી નામોશીમાં કેવાં કપાત્ર ધામમાં—કેવા ત્રાસદાયક ધુજારા વચ્ચે મુવો તે જોવાથી નાસ્તીક પણ આસ્તીક યઈ જાય એવો તે એક દેખાવ હતો.

જ્યારે મારી ખાત્રી થઇ કે હવે તેનો જીવ ખરેખર કબજ થઇ ગયો હતો ત્યારે તે વાતની મેં દોડી જઇને બાહેર ખબર કરી, અને પછી ગોદરેજજી શેઠને તે વાતની ખબર કરવા હું ઘેર દોડયો.

મારા મરનાર શેઠનાં મોહોત ઉપર પણ ઇંગ્રેજી સરેસ્તા પ્રમાણે જુરી ભરાઇ, અને તેમાં મારી પણ સાક્ષી લેવામાં આવી, જે વખતે હું તેની સેવટની ઘડીએ થયલું જેટલું જાંણુતો હતો તેટલું મેં કહ્યું, અને જુરીએ અભીપ્રાય આપ્યો કે 'મરનારે આપઘાત કરવાની કોશેશ માટે ગઈ કાલે લીધેલાં ઝેરની થોડી ઘણી બાકી રહેલી અસરથી તેમજ તેનાં મગજપર તેણે કરેલા અપરાધની ઘણી ભયભીત અસર થવાથી તેનું મરણ નીપજ્યું હતું.'

તે પછી તેનાં રત્નાંનને ગોદરેજજી શેઠને હવાલે કરવામાં આવ્યું, ને તેઓએ તે ઘેરમાં લઈ જઇ સરેસ્તાની ક્રિયાઓ કરાવી તેજ દીને ઠેકાંણે પડાવ્યું.

તે રાત્રે મને ઉંઘ આવી નહીં. આખી રાત મારા મરનાર શેઠ શેઠાંણીનાં મોહતો ઉપર હું ભયભીત ખ્યાલ કરતો બીછાંણાંમાં જાગતો પડી રહયો.

બીજી સહવારે હું પેલી આઇમાયની ખબર લેવા ગયો. તેજ સાંહઝે અથવા તેની બીજી સહવારે તો જાંહાંગીર શેઠ આવનાર હતો, અને ત્યારે તેના તરફથી મને તે બાનુંની ખબર નહીં રાખવા ખાતર ઠપકો મલે તે પેહેલાં જઇને તેણીની ખબર લાવવાને મેં વાજબી જોયું. અમારાં ઘરમાં બનેલા ગજબનાક બનાવથી તે બેખબર હોય એમ તો નીશંક નહીંજ બને, અને તેથી જેમ હું ધાસ્તી કરતો હતો તેમ કદાચ તેબી ધાસ્તી કરતી હોય કે જવાંન જાંહાંગીર આ અચબુચ બનેલા માઠા બનાવોથી હીંમત અથવા માંથું ખોહી દેશે, અને તેટલા વાસ્તે તેણીને દીલાસાની અગત હતી જે આપવાના હેતુથી હું ગયો.

પણ વલી ત્યાંબી મોહોકાંણનાજ સમાચાર હતા. ગરીબ બચારી આઇમાય મરણતોલ માંદી હતી, અને ડાકટરોએ તેણીની જીવવાની આશા મુકી દીધી હતી!

જવાંન જાંહાંગીરને વાસ્તે એકઠી થયલી આફતોમાં આ એક નહીં વકી રાખેલો નવો વધારો હતો. જો એ માંદગીનું પરીણામ મોહોતમાં આવે તો જાંહાંગીર કે જે તે જવાંન બાનુંને જીવથી જયાદા ચાહાતો હતો તે એ ફટકો ખમશે?

હું તેણીને મલ્યા વના ઘણી દીલગીરી સાથે તે ઘરમાંથી પાછો ફરયો.

તેજ સાંહઝે જાંહાંગીર શેઠ આવ્યો. હું ધારતો હતો કે તે રડતો કુટતો આવશે, પણ તે ગંભીર હસ થઇ ગયલો હોય તેવો આવ્યો, ને તે મને ગમ્યું નહીં. તે દુ:ખની આગથી બીતરે બલી મરતો હોય તેમ જણાતું હતું જે ઘણું જોખમભરેલું હતું. એથી ઉલટું જો રડીને તે છાતીને ખલાસી આપતે તો હું વધારે રાજી થતે.

તે આવ્યા પછી પોતાના મમાવા સાથે એક એકાંત ઓરડામાં સઘલી વીગતવાર વાતચીત કરવા ગયો. તેઓએ ત્રણ કલાક તુલક વાત કરી ને ત્યાર પછી મને જાંહાગીર શેઠે તેડાવ્યો.

તેના ઓરડામાં હું ગયો ત્યારે તે ટેબલ ઉપર માથું નાખી પડેલો હતો, ને મારા સનસારાથી જ્યારે તેણે માથું ઉંચકી ઉપર જોયું ત્યારે તમામ નિરાશાનાં દુઃખથી ફીક્કો પડી ગયલો તેનો ચેહેરો જોઈ મને ઘણું દુઃખ લાગ્યું.

"કાવસા," મને જોઇ તેણે ગમગીન સાહદે કહ્યું, "મમાવાજી કહે છે કે મારા કમનસીબ બાપની સેવટની ઘડીએ તું તેવણ પાસ હતો, તો તેવણને મરતી વખતે શું શું થયું ને તેઓએ શું શું કહ્યું તે મારા આગલ બ્યાંન કર."

મેં બ્યાંન કીધું. શેઠે તેના ઉપર શીખામણોના જે સબકો કેહેવડાવ્યા હતા તે પણ મેં બોલેબોલ તેજ પ્રમાણે કહયા, અને તે સઘલું પોતાના હાથની હથેલીઓમાં નમાવેલાં માથા સમેત તેણે ગુપચુપ સાંભલ્યા કીધું, પણ તેની આંખમાંથી એકબી આંસુ ખરયું નહીં—જે બતાવતું હતું કે તેને દુઃખ એટલી ભયંકાર હદ સુધીનું લાગતું હતું કે જે બાહેર ફાટી નીકલવાને બદલે અંદરને અંદર તેને બાલીને ખાખરાખ બનાવી મેલતું હતું. દુઃખની વખતે આંસુ એક છુટકારો ને ભરાઇ રહેલી છાતીની ખલાસી છે, મગર આ કમનસીબ જવાંનની આંખ માંહેલો આંસુનો ઝરોબી તમામ સુકાઇ ગયો હતો!

"આલાંની શું ખબર છે?" જાંહાંગીરે ઘણો વાર પછી પાછું પુછ્યું.

"તે બાનુ અતી ઘણી બેમાર છે," મેં અચકાતાં અચકાતાં કહ્યું, "તેની જીવવાની આશા નથી."

"ખુદા કરે ને તે નહીં જીવે," જાંહાંગીરે દુવા ચાહી, "કેમકે હવે હું તેને પરણી શકનાર નથી, કાવસ," તેણે ગંભીર સાહદે વધારયું, "મારી માતાનાં ખુંનના સમાચાર સાથે મારા પીતાની આપઘાતની હીણપસ્તીએ મારૂં કલેજું ફેરવી નાંખ્યું છે, અને હવે હું ફક્ત એક મુડદાં જેવો જીવતો છું. હવે કોઇબી પ્રકારની કોઇબી ખુશીમાં હું ભાગ લેઇ શકશ નહીં. જે બાપ પોતાનાં મોટાં નામે અને ભારે હોરમતે લોકોમાં સારી પેઠે જાંણીતો થયલો, તે પોતાનાં એ નીચ પાપી કામે ઉલટીજ પ્રખ્યાતી પાંમીને મુવો એ ખ્યાલ હું ખમી શકતો નથી."

"તે બધું ખરૂં છે મારા શેઠ," મેં તેને ઉસ્કેરવાના હેતુથી કહ્યું, "પણ તેટલા વાસ્તે જે બાંનુ તમોને પોતાના જીવથી ચાહે છે તેના તરફ તમે એટલા બેદરકાર-બેકદર બનો એ એક ધાતકી ગેરઈનસાફ છે. તે બાનુની એવી કેઇ કસુર છે કે જેને ખાતર તમો તેને વીસારી મેલી શકો, અને તેબી વલી કયારે? તે મરવા સુતી છે ત્યારેજ! જો કદાને ખુદા ચાહશે ને તે જીવશે તો રાતદીન તમારોજ ખ્યાલ રાખવાની, પણ જો મરશે તોબી તમારૂંજ નામ જુબાંનપર રાખીને મરશે એવી પાક રવેશે તે તમોને ચાહે છે, ને તે છતાં તમો તેને વીસારી મેલશો?"

"નહીં નહીં કાવલા, એમાં મારો ઘણો વાંક છે, ને તારૂં બોલવું બોલેબોલ ખરૂં છે," જાંહાંગીરે કહ્યું. "તું જા ને આલાંની ખબર લઈ આવ. જો તેણીને બચવાની આશા નહીંજ હોય તો તુરત દોડતો આવજે, કે હું તેને મલવા દોડી જવશ. ખુદા કરે ને એ એક સેવટનો ફટકો મારા પર નહીં પડે, ને મને છેક આજેજ નહીં બનાવી મેલે."

આ દુવામાં હું બી સામીલ થયો. જાંહાંગીરનું ઠંડું થઇ ગયલું દીલ પાછું એક વાર નવી ઉલટની ગરમીના જોશ સમેત જીવતું થયું તે જોઈ હું ઘણો રાજી થયો, અને આઇમાયની હાલતમાં સારો ફેરફાર થયો હોય એવી અંતઃકરણની દુવા માંગતો હું તેનાં ઘર તરફ દોડયો.

પણ નહીં. કમનસીબ જાંહાંગીરની સામે દુન્યાજ રૂઠેલી હતી. આઇમાયનાં ઘરવેર જવાનીબી જરૂર નહીં રહી. દુરથીજ મેં જોયું કે તેણીનાં મકાંનનાં આંગણાંમાં ગરબડ ને રડાકુટ હતી—જે બતાવાને બસ હતું કે તે ખુશબોદાર ગુલાબ કરમાઇ ગયો હતો, અને તેનો જવાંન જીવ આ જેહાંનથી વાસો ઉઠાવી ગયો હતો.

અને ત્યારે તે સંતાપજનક સમાચાર હું કઇ રવેસે જાંહાંગીરને જાહેર કરી શકશ? અરે અરે! તે જવાંન જે આફતોથી ઘવાયો હતો તે આફતોએ તેને પોતાનો જીવ અકારો કરી દીધો હતો, અને જેમ તેમ તેને મેં આશાની એક આ બાકાત રહેલી બારી બતાવી તેબી જ્યારે તમામ બંધ થઇ ગયલી તે જોશે, ત્યારે તેને જે જખમ થશે તે તેનાથી કેમ ખમાશે તે હું જોઈ અથવા જાંણીશકયો નહીં.

---

## પ્રકરણ ૧૧૩ મું.

### વધતી ખરાબી.

મને એટલો જલદી પોતાની હજુરમાં પાછો ફરેલો જોઇને તેમ-જ મારો ઘણો ગમખાર ચેહેરો જોઇનેજ જેવો હું ઓરડામાં દાખલ થયો તેવોજ જાંહાંગીર ખરી હકીકત પાંમી ગયો. "તુંને બોલવાની બી જરૂર નથી," તેણે કપાલપર હાથ અફાલી કહ્યું. "કાવલા તું શું કેહશે તે હું જાંણું છું. મારી આલાં બેહેસ્ત પાંમી ચુકી છે."—અને તે પાછો ટેબલ ઉપર ઉંધે મસ્તક પડયો.

મારાથી એક બોલ બી બોલાયો નહીં. તેનું દુઃખ એવી ગંભીર કીસમનું હતું કે તેની પાક શાંતીમાં જરા પણ ખલલ કરવાને મારી છાતી ચાલી નહીં, અને હું ફકત બાજુએ ઉભો રહી ચુપ-કીદીમાં રહયા કીધો.

"એ સારૂંજ થયું," ઘણે વારે માંથું ઉંચકી જાંહાંગીર બોલ્યો. "આ પાપની દુન્યામાં એના સરખી પાકજાદ અબલાઓનું કામ નથી. એથી બેહેતર દુન્યામાં તે ગઇ છે, અને ત્યાંજ અમો જલદીથી સાથે મલશું."

મેં તે જવાંનને એ ઘેલા વીચારો દીલમાંથી નાબુદ કરવાને ઘણુંક સમજાવ્યું, પણ હું જ્યારે બોલતો હતો ત્યારે તે ખાલી—ખાલી નજરોએ ફકત મારા ભણી ટીકી ટીકીને જોતો બેસી રહયો હતો. તે તે સાંભલતો અને સમજતો હતો, કે તેનાં ભેજાંની શકતી એટલી હદસુધી મંદ થઇ ગઇ હતી કે તેનું મગજ મારાં બોલવાપર લાગું થઈ શકતું ન હતું ? શું તેનુંબી મગજ ખસી જતું હતું ?

હું જઇને ગોદરેજજી શેઠને મલ્યો, અને મારી ધાસ્તીઓ મેં તેવણને કહી, તથા આઇમાયનાં મોહોતથી પણ તેમને માહીત-ગાર કીધા. તેઓ આ નવા સમાચારથી વધારે દુઃખી થયા. પોતાની બેટીનાં ઘરપર જે સેતમોનો સેહેતાંન ઉતરી પડયો હતો તેનું બલ કમ થવાને બદલે વધ્યુંજ જતું હતું એ તેઓનો બલાપો હતો. તેઓ જાંહાંગીરને પ્યારથી ચાહતા હતા વાસ્તે તેને જે નવાં દુઃખનું કારણ મલ્યું તે માટે તેઓએ દીલસોજી બતાવી. "એને એકલો મુકવો નહીં જોઇએ," તેઓએ કહ્યું, "પણ તેમજ એને બતાવવું બી નહીં જોઇએ કે આપણે એની ઉપર ખાસ દેખરેખ રાખ્યે

છીએ. આજે રાત્રે એના ઓરડાની બરાબર હેઠેના ઓરડામાં પેહેલે માલે તારે સુવું, ને સજાગરૂં રેહેવું. ઉપર જો એ ફરહર કરતો જણાય તો તું આવીને મને ઉઠાડજે, ને હું એની સાથે જઇને સુવાની બોહોંસ કરશ, પણ જો એમનો એમ ઉંઘાઇ જાય તો ચીંતા નહીં ને કાલે સહવારે એને અને બીજાં બધાં છોકરાંઓને અહીંથી મારે ઘેર લઇ જવાનો હું એરાદો રાખું છું. ત્યાં તું પણ આવજે. તારી ચાલ મને આગલ પસંદ નહીં હતી, પણ જેમ જેમ તારી સાથે મને વધારે કામ પડે છે તેમ હું તુંને એક સમજુ અને શેઆંણો છોકરો જોઉં છું, ને મેં અને મારી મરનાર દીકરીએ વેહેમાઈને તુંને ઘણોક ગેરઇનસાફ કીધો છે એમ મને લાગે છે. તે ગેરઇનસાફને વાસ્તે હું દલગીર છું, અને જાંહાંગીર બી તારા સાથે વધારે હલી ગયો છે તેથી તેની ખીદમતમાં તેના સાથે તુંનેબી હું કાલે મારે ઘેર લઇ જવા વિચાર રાખું છું."

બીજે માલના એક ઓરડામાં જાંહાંગીર શેઠનું સુવાનું કીધું હતું અને તેની પાસેના ઓરડામાં ગોદરેજજી શેઠનું સુવાનું કીધું હતું. વલી જાંહાંગીરના ઓરડાની બરાબર હેઠલના ઓરડામાં ( પેહેલે માલે ) મારૂં સુવાનું કીધું હતું, એટલે જાંહાંગીર ઉપર પુરતી દેખરેખ રેહેવાનો સંભવ હતો.

જાંહાંગીરનો સુવાનો વખત થયો એટલે હું સરેસ્તા પ્રમાણે કાંઈ જોઈએચ કે નહીં તે પુછવા ગયો. તેણે અસાધારણ મમતાથી મને ના કહ્યું, ને ઘણા દીવસનો થાકેલો હોઇશ કહી જઇને સુઇ જવાને પ્યારથી તાકીદ કરી. મેં તેને કાલાવાલા કીધા કે મને તેના ઓરડામાંજ એક ખુણાંમાં તે સુઇ રેહેવા દે, પણ તે તેણે માન્યું નહીં ને હું બાહેર નીકલ્યો. ગોદરેજજી શેઠ મને ચાલમાં મલ્યા ને તેઓએ તેની ખબર પુછી. મેં તેણે જે કહ્યું હતું તે કહ્યું ને પછી અમો વગેસગે થયા.

હું જઈને મારા ઓરડામાં સુતો ને ઉપર જાંહાંગીરની હીલચાલ સાંભલવા લાગ્યો. તે અવારનવાર ફરહર કરતો હતો તેનો અવાજ થોડોક વખતસુધી આવતો હતો, પણ પછીથી તેનો સનસારો નહીં જણાવાથી મેં જાંણ્યું કે તે હવે સુઇ ગયો હતો. એમ મારી ખાત્રી થવા પછીબી હું એક કલાક જાગ્યો, પણ તે અરસામાં ફરીથી મને તેનો અવાજ મુતલગ આવ્યો નહીં એટલે હું

ખાત્રીથી સમજ્યો કે હવે તે ઉંઘાઇ ગયો હતો, ને ત્યારેજ મેં ઉંઘને મારાપર ગાલેબ આવવા દીધી.

હું એ રવેસે કેટલો વાર ઉંઘાયો તે હું કહી શકતો નથી, પણ પછીથી હું જાગ્યો ત્યારે મારા ઓરડા માંહેલો દીવો ગુલ થઇ ગયલો હતો. એ વખતે મને લાગ્યું કે મારો સદરો કાંઇ ચીકાસથી ભીંજાઇને મારી છાતી સાથે ચોંટી બેઠો હતો. મેં તે તપાસવા મારો હાથ ફેરવ્યો ને તે ખરેખર ઘણો ભીંજવાઇ ગયો હતો! એજ વખતે મારા હાથ ઉપર એક ટપ દઇને કાંઇ પાણી જેવું બીજુ બી ટીપું પડયું, પણ તે પાંણી તો નહીંજ હતું કેમકે તે વધારે ઘાડું ને ચીકણું હતું. એ શું?

હું કુદકો મારીને ઉઠીને ઉભો થયો, ને ટેબલ આગલ ધસી જઈ કાંડીનો બાકસ જોઇ કાઢયો, ને એક સલગાવી. તે સલગી તેવુંજ મેં જોઈ લીધું કે મારી છાતી ને સદરો લોહીમાં ગરકાવ હતો! તુરતજ ચોંકી મેં ઉપરની સીલીંગપર જોયું ને ઉપરથી લોહી ટપકતું જણાયું!

હવે શક શો રહયો? હું ગભરાતથી રગેરગ ધ્રુજતો પોકાર મારતો ઉપર દોડયો, ને ગોદરેજજી શેઠના ઓરડાનું બારણું તે તુરત ઉંઘાડે તે આગમચ ગગડાવી નાંખ્યું. મેં ગોદરેજજીને ઉતાવલા ગભરાતમાં શું કહ્યું તે હું જાંણતો નથી, પણ અમો બંને સાથે જાંહાંગીરના ઓરડા તરફ ધસ્યા. તેનાં બારણાંને અંદરથી સાંકલ મારેલી હતી પણ મેં એક લાત મારી તે ઉંઘાડી નાંખ્યું, અને પછી અમોએ શું જોયું?

તે કમબખ્ત જવાંને પણ જીવપરજ કીધું હતું! આ એક વારનાં નાઘલાં માન પામેલાં સુખી કુટુંબમાં ખોહારીનો સલો પેદા પડી તેને તારાજ કરતો હતો!

જાંહાંગીર ભોંયપર પડેલો હતો, ને તેનું ડોકું તેનાં ધડથી અરધું છુટું પડેલું હતું, જેમાંથી વેહેતી લોહીની નદી ગલીચામાં થઇને પાટીયાંની જમીનની ફાટો વચ્ચેથી નીચે મારા ઓરડામાં ટપકતી હતી. તેનાં પાસાંમાં એક અસ્ત્રો પડેલો હતો, જે તેનાં એ આપખોહારી કરમની સાહાદત આપતો હતો.

ગોદરેજજી શેઠે ગમની એક જબરી હાય મારી, ને પછી આખું ઘેર ભભરી નીકલ્યું. જવાંન જાંહાંગીર માટે દાકટરની મદદ મેલવવી મીથ્યા હતી. તે બાપડો કેટલાક કલાકનો મુવેલો હતો!

પણ મારી વારતાના આ સૌથી કમકમાત અને કરૂણારસ ભરેલા ભાગ ઉપર વધારે વીગતે હું બોલશ નહીં. ટુંકાંમાં એટલુંજ કે જાંહાંગીરનાં ચાહારમ પછી ગોદરેજજી શેઠ તે મકાંન તુરત વેલા બંધ કરી બાકીનાં છોકરાંઓને લઇ પોતાને મકાંને જતા રહયા. તે કમર તુટેલો ડોસાથી વધારે વખત તે દુઃખી યાદો આપનારાં મકાનમાં રેહેવાયું નહીં.

તેણે મને પોતાની નોકરીમાં લઇ જવા ઘણી બોંહોંસ કીધી, પણ મેંજ ઉપકાર સાથે ના પાડી. તે ડોસાનો ચાલુ ગમ મારાથી જોવાય નહીં માટેજ મેં ના પાડી.

ગોદરેજજી શેઠે આખું ઘર બંધ કીધું, પણ નોકરોની સગવડ સાચવવા હેઠલો ભાગ ખુલ્લો રખાવ્યો, ને તેઓને બીજી નોકરી મલે ત્યાંવેર ત્યાંજ રહી પોતાનું રાંધી ખાવાની ગોઠવણ રાખી. આ ગોઠવણથી હું અને એક બીજો નોકરીની શોહોધમાં તુરતવેલા ત્યાંજ રહ્યા—બાકી બીજા બધા નોકર અને આયા દાયાઓ તો જતાં રહ્યાં.

---

## પ્રકરણ ૧૧૪ મું.

### નવી નોકરીની જુસ્તેજો.

મને વલી હવે નવી નોકરીનો નવો ધસ્કો પડયો ખરો, પણ ખુદાની મેહેરબાંનીથી ગોદરેજજી શેઠનાં જવા પછી ત્રીજેજ દીવસે મેં સાંભલ્યું કે ત્યાંનાં એક પોંહોંચખાનાંમાં કેટલાક પારસીઓ મુસાફરી ને મજાને અર્થે ઉતરી પડેલા છે તેઓ માહેલા એકને એક મારા જેવા નોકરની અગત છે. આ ખબર મલતાંજ હું તે ગ્રહસ્થને મલવા ગયો, ને તે વખતે બપોર હતી એટલે હું ગયો ત્યારે તે અને તેના દોસ્તો એક ભરચક્કર ખાનાપર બીરાજમાન થયલા હતા.

મને ત્યાંજ તેણે બોલાવી મંગાવ્યો. હું તેઓના ઓરડાથી દુર હતો ત્યારથીજ તેમની ટેબલ ઉપરની ઢીંગામસ્તીનો અવાજ આવતો હતો, ને જ્યારે હું અંદર દાખલ થયો ત્યારે ટેબલ ઉપર મેં ચાર જણુને બેઠેલા જોયા. હયાં એક નોકર મને જેનાસે કામ હતું અને જેનું નામ માંણેકજી પેસતનજી મેહેતા હતું તેને ઓલખાવી ચાલતો થયો.

"ચાલ બોલ માણેક, આએ તારા નવા નોકરનું નામ શું ધારેચ ?" મને દાખલ થતો જોઇ તે ચાર માંહેલો એક શખ્સ બોલ્યો, "હું પાંચ રૂપીઆની તારા સાથે સરત લેવા તૈયાર છું કે એનું નામ દોલો કે સોહલો છે."

"મારે કબુલ છે," માંણેકજીએ આ ગમતથી ખુબ હસીને કહ્યું, "એમ આવરે પોરયા, તારૂં નામ શું ?"

"મારૂં નામ કાવલો છે સાહેબ," મેં કહ્યું, અને ટેબલપર હસાહસ અને ગરબડ થઇ રહી, કે જ્યારે કાંઈબી બોલ્યાવના પેલી બેવકુફ સરત બકનારે ગજવાંમાંથી રૂ. ૫ ની નોટ કાઢી માંણેકજી તરફ ફેંકી, ને તે તેણે ધુમ હસીને ઠંડે કલેજે ગજવાંમાં સેરવી દીધી.

"તારા આગલા શેઠનું નામ શું ?" માંણેકજીએ એક પાસે પડેલાં દારૂનાં ટંબલરમાંથી મોટો ગોટ ગલી કહ્યું.

મારા આગલા શેઠનાં નામની યાદ આવતાં ખરાં દીલની ગમગીનીથી મારૂં મોં ઉતરી ગયું અને હું જવાબ દેવા જતો હતો તેટલાં પેલો કોઇ સરતનો શોકીન વલી વચ્ચે હોમાયો. "એ પોરયાને એના શેઠનું નામ પુછયું ત્યારે જોલાબ પીધો હોય એવું એણે મોં કરી દીધું તે ઉપરથી મારી ખાતરી થાય છે જે એના શેઠે એનાં દોરયાં તોલ્યા નથી-રૂપીઆ દસ દસની સરત." —અને વલી ટેબલપર હસાહસ થઇ રહી.

"કેમ નવલ, હજી તારો જીવ નહીં ધરાયો કે ?" એક ત્રીજાએ હસતાં હસતાં કહ્યું. "સરત સરત કરીને રૂપીઆ સાઠેક તો એટલા વારમાં ગજવાંમાંથી કાઢયા ને હજી કેટલાક કાઢવાનો છે ?"

"એ તો એજ," પેલા કોઈ નવલે છેલ્લે પાટલે બેઠો હોય તેમ કહ્યું. "સાહાઠ ખોહયા તેમ ૩૦ પાછા મેલવ્યા કેની, દેવાના ?"

વલી પાછી સરતની મંજુરીઆતો થઇ ને વાંચનાર જાંણે છે તેમ પેલો હેમક મારા જવાબથી ફરી હારયો. "સાહેબ," મેં પેલા માંણેકજીને તે પછી કહ્યું, "હું જોઉં છું કે તમો સાહેબ મારા સાથ વાત કરો એવી સગવડમાં નથી, એટલે હું બાહેર બેસું છું—તમો પંછી મને એકાંતમાં તેડાવી વાત કરવા મેહેરબાંની કરજો."

"વાહ, આએ પોરીઓ તો શેઠનો શેઠ થવા માંગતો દેખું ?" અત્યાર વેર પેલો ચોથો જે ચુપ બેઠો હતો તેણે હવે અક્કલ ખરચી. "રાખ રાખ બચ્ચા માંણેક, એ રેગનાં ખોરીયાંને તારી નોકરીમાં રાખ કે તારો બેહેરો પાર !"

"જરાક સબર કર, હવે હું એક બીજી સરત લઉં છું," પેલા કોઇ નવલને પાછો પવન પોંહોંચવાથી તેણે કહ્યું. "આએ સાંમેના આરસીના તકતાપર બેઠેલી માંખને સેવક આ રૂમાલના જપાટા સાથે હેઠે લાવે તો દરેક જણ પાસ પાંચ પાંચ રૂપીઆ લે, ને જો તેમ કરવાને હારે તો દરેક જણને પાંચ પાંચ રૂપીઆ આપે; મંજુર ?"

વલી આ જુગારીની સરત હસાહસ ને ગલાસ રકાબીઓની ચમચા વડેની અફારજીક વચ્ચે બાહાલ રહી, ને તે દોહોર દાહયાએ પાસેની ટેબલપરથી પોતાનો રૂમાલ ઉપાડી ધું ધું કરતો તે માંખપર ફેંકયો, જેનું પરીણામ એ થયું કે માંખ તો ઉડી ગઇ, પણ તે રૂમાલમાં એક ચમચો વીંટલાઇને તે શોભાયમાન મોટા તખ્તાના કાચને અથડયો, ને તેનાં ત્રણ કટકા મોટો ખખડાત કરી ઉડી પડયા.

આ વખતે ટેબલપર તે ચારેમાં જે રમુજ થઇ તેનું બ્યાંનજ કરવું બેજા છે—અચરતીભરેલું તો એ હતું કે જેની મુરખાઇનું એ પરીણામ થયું હતું તેબી એ હેમકાતની ગમતમાં ભારે ભાગ લેતો હતો !

તેને બેવડી સેસ થઇ હતી. એક તો પાંચ ત્રી પંદર રૂપીઆ ગજવાંમાંથી તોલવા પડયા, ને વલી બીજું તો એ કે કાચ ભાગવાનો ખખડાત સાંભલી હાટેલવાલો દોડી આવ્યો તેણે તે આરસીની કીંમતના રૂ. ૨૫ મુકાવ્યા તે તો જુદા !

મેં જોયું કે આ પાંણીએ કાંઇ વાલ ચડવાના નથી. આ તો કોઇ જુગારીઓ જેઓ પૈસાને પૈસો નહીં પણ કાંકડો ગણુતા હોવા જોઈએ તેવાઓની એક ચંડાલ ચોકડી હતી ને તેમાં મારા જેવાનો કાંઈ પાટલો ફાવવાનો નથી, એટલે હું માફ માંગી રૂખસત ચાહવા માંગતો હતો, પણ પેલા માંણેકજીએ મને જવા દીધો નહીં."

"ઉભો રેહે, ઉભો રેહે, ગધેડા," તેણે લગાર મીજાજ ખોઇ દઇ કહ્યું; "એમ ઘોડાપર બેસીને શાંનો નોકરી રેહેવા નીકલી પડયો છે? નોકરીએજ રેહેવું હોય તો મને સાંભલી લે. આએ મારા દોસ્તો તો અહીંથીજ પાછા વલવાના છે, પણ મારે આગલ મુસાફરી કરવી છે. હું એક વકીલ છું, અને થોડા મહીના હીંદુસ્તાંન જોવા નીકલ્યો છું, હું એકલોજ છું, વાસ્તે એક નોકરને રાખવા માંગુંછું, ને તારી મરજી હોય તો તુને હું સાથે લેવા ખુશી છું."

મેં એકાદ બે પલ વીચાર કીધો, ને તે નોકરી બાહાલ રાખવામાંજ ડાહાપણ જોયું. મેં જોયું કે જુગારની સરતમાં મારા નવા શેઠનો હાથ કે ભાગ ઝાઝો નહીં હતો, ને હોય તોબી જયાંવેર તે અચ્છો પેમાસ્તર હોય ત્યાંવેર મારે તેની કનવાર કરવા કશી જરૂર નથી. એટલાવાસ્તે તેની નોકરી કબુલ રાખવા મેં હા પાડી, કે તેણે તુરત પગાર વગેરેનું મારે મનપતીજ નક્કી કરી દીધું, ને મને તે પછી ત્રીજે દીને સહવારના પોહોરમાં ત્યાં હાજર થવાની વરદી કરી જતો મુક્યો. મારે વાંચનારને હયાં જણાવવું જોઇએ કે મારા શેઠ સાથે મેં એટલી વાત કીધી તે અરસામાં તો પનચાવન વખત તેને તેના ફરમાસુ દોસ્તોએ નવી નવી સરતોને માટે રોકયો હતો, ને તેઓ અરસપરસ પનચાવન સરતો હારી જીતી ચુકયા હતા, કે જે બધી સરતો અતરે ઉતારવા જતાં કંટાલાભરેલી હદ સુધી લંબાણ થઇ જાય માટે મારે પડતી મેલવી પડે છે.

---

## પ્રકરણ ૧૧૫ મું.

## મારી બારમી નોકરી.

જે દીવસે સહવારનાં પોહોરમાં હાજર થવાની મને મારા નવા શેઠ માણેકજી પેસતનજી મેહેતાએ વરદી કરેલી હતી તે દીને તે ટકાંવલે વખતે હું હાજર થયો, પણ તે પોંહોંચખાનાના એક નોકરે મને બાહેર બેસવા ફરમાવ્યું, કેમકે મારા શેઠ તેમના પેલા ત્રણ સરતના શોકીન ધામધુમ્યા દોસ્તોને મુંબઇ જતાં વલાવા ગયા હતા. વાંચનાર યાદ કરશે કે તે ચારે સેહેલગાને અરથે નીકલી પડેલા હતા, પણ જ્યારે મારો શેઠ માઇસોરથીબી હજી આગલ બણું ફરવાનો એરાદો રાખતો હતો, ત્યારે તે લોકોએ અહીંથીજ પાછું ફરવાનું નક્કી કીધું હતું, અને તેમ તેઓ આજે ઉપડી ગયા તેમને નાકાવેર મુકવાને તેઓ સાથે ગયો હતો.

મને ઘણો વાર ખોટી થવું પડયું નહીં. કલાક આંઠેકનો સુમાર થતાં તો તે પાછો ફરયો, અને મને ઓટલા ઉપર બેઠેલો જોઇ તે મને કાંઇ કેહેવા જતો હતો, તેટલાં તે પોંહોંચખાનાના એક બીજા ઓરડામાંથી એક ઘરડો પારસી ગ્રહસ્થ નીકલ્યો તેના ઉપર તેનું ધ્યાન ખેચાયું. "ઓહો દીન્યારજી શેઠ, તમો સાહેબ અહીં કયારે?"

મારા શેઠે ઘણી ઉતાવલથી આગલ દોડી જઇ તેને શેકહેંડ કરતાં કહ્યું-અને તેઓ જે જોસ અને ઉલટથી એકમેકની મુલાકાત કરતા હતા તેપરથી મેં અનુમાન કર્યું કે તેમના વચ્ચે ઘણું ઘેરવટ જેવું હોવું જોઇએ.

"હું તો આજે બે મહીના થયા અહીંજ છું," તે કોઇ દીન્યારજીએ કહ્યું, "પણ તમો સાહેબ અહીં કયારે પધાર્યા?"

"ઘણુંજ અજબ જેવું," મારા શેઠે કહ્યું, "આજે ત્રણ દીવસ થયા હુંબી અહીંજ આવેલો છું, ને મને ખબર બી નહીં કે તમો સાહેબ બી એજ મકાંનનાં છાપરાં હેઠલ છો?"

"મને બી તમારી મુલાકાતની આ ઘડીએ કાંઇજ વકી નહીં હતી," દીન્યારજીએ કહ્યું, ને તે દોસાજી ખુશ મીજાજે હસ્યા.

"એકલાજ છો કે સાહેબ?" મારા શેઠે પુછ્યું.

"ના રે જી, મારા સાથે મારૂં ફેમીલીછે," દીન્યારજી શેઠે ખુલાસો કીધો; "મારાં ઘણીઆંણીની તબીયત સારી નહીં ચાલી વાસ્તે દાકટરોએ તેવણને મુસાફરીનો ચેંજ આપવા ભલામણ કરી, અને જીબ્યા કરતાં જોયું ભલું વાસ્તે હું તેવણને અને દીકરી તેહેમીને લઇને ફરવા નીકલ્યો છું. તમો સાહેબનો શું એરાદો છે?"

"એજ," મારા શેઠે હસીને કહ્યું, "હું બી ફરવા અને હિંદુસ્તાંન બને એટલું જોવાજ નીકલ્યો છું, અને આજે તો અહીંથી ઉપડી જવાની તૈયારીમાં છું."

"અહીંથી કયાં જવાનો એરાદો છે?" દીન્યારજીએ પુછ્યું.

"બેંગલોર તરફ," મારા શેઠે કહ્યું.

"ત્યારે તો સાંહજસુધી ખચ્ચીત થોભી જાઓ," દીન્યારજીએ કહ્યું. "આવતી કાલે અમોબી અહીંથી તે તરફજ જનાર છીએ, વાસ્તે તો એક કરતાં બે ભલાં. તમોને કાંહાં મારાં છોકરાંઓ સાથે અજાંણું છે જે તેની વાત? નહીં, બોંહસ ના કરો, લોકાઇ સમજોછ વારૂ?"

"ચાલો સાહેબ તમારૂં ફરમાંન માંથે ચઢાવ્યું," મારા શેઠે લાયકીથી કહ્યું. "હું હમણાં થોભી જવશ."

"ત્યારે આવોની છોકરાંઓ પાસે," મારા શેઠને ઇજન થયું. "બપોરે સાથે જમશું. અમે અહીં કાંઇ ઘણા દીવસ રેહેતે નહીં, પણ આણી તરફ આવતાં અમારી ગાડીને અકસ્માત થયો, ને તેથી હમાયજીનો પગ મોરચાયો, એટલે અહીં વધારે દીવસ થોભવું પડયું."

"પણ હમણાં તો હમાયજીબાઇ સારી કાંની છેની?" મારા શેઠે કાલજીથી કાંગલા થઇ સવાલ કીધો.

"હા રે જી હવે તો ફરેચ હરેચ સૌ," દીન્યારજીએ કહ્યું. "એ અકસ્માતની વખતે એક જવાંન પારસી ગ્રહસ્થની ઘણી મદદ થઇ. તે ઘોડાપર બેસી અમારા પાસેથી પસાર થતો હતો, ને તેણે તુરત ઘોડાપરથી કુદી પડી કીમતી મદદ કરી, ને તે દીવસથી તેનાસે અમારી પીછાંણ પડી. તમારા જેવા ઘણાજ લાયકીવાલા ને કેલવાયલા છે-થોડું થોડું દાકટરનુંબી જાંણેચ—તમો ઓલખતા તો હોશો—તેવણનું નામ મીનોચેહેર કામદીનના કરીને છે?"

"નહીંજી, એ નામના કોઇબી ગ્રહસ્થને હું ઓલખતો નથી," મારા શેઠે કહ્યું.

"ત્યારે આજે હું ઓલખાંણ કરાવશ," દીન્યારજીએ કહ્યું. "બપોરે મેં તેવણને જમવા બોલાવ્યા છે, પણ તમો તો અહીંજ ઉભા રહયા, ચાલોની અંદર?"-અને તે હાથ પકડી પોતાના ઓરડામાં મારા શેઠને ઘસડી ગયો.

ત્યાંથી કલાક એકે બાહેર આવી મારા શેઠે મારા ઉપર ધ્યાંન આપ્યું. તેઓ મને વાયદા પ્રમાણે હાજર થયલો જોઇ ખુશી થયા, ને તેઓનો સામાન અને કપડાં વગેરે પેક કરવાનું હતું તે મને બતાવી દઇ તથા નાહી ધોઇને પાછા પાસેના પેલા દીન્યારજીવાલા ઓરડામાં ગયા.

ત્યાર બાદ હું મારાં કામથી ફારેગ થઇ પાછો બાહેર આવ્યો, અને ત્યારે ઓટલા ઉપર મેં એક પારસી નોકરને બેઠેલો જોયો. મેં મારી સરેસ્તાની તબેહથી તુરત તેના સાથે દોસ્તી કરી નાંખી, અને પછી તેની વાતચીતપરથી મેં જાંણ્યું કે તેનું નામ માકો હતું અને તે દીન્યારજી શેઠનો નોકર હતો.

એ દીન્યારજી શેઠ માકાનાં કેહેવા પ્રમાણે મુંબઇનો એક માતબર શેઠીઓ હતો, ને તે પોતે તેનાં ઘણીઆંણી હમાયજી તથા તેઓની એક ચેહેરેનમુન કુમારી દીકરી નામે તેહમીના સાથે સેહેલઘાહે નીકલેલો હતો. તેઓએ પોતા સાથે ફકત માકાને અને એક મુસલમાન આયાને લીધાં હતાં, તે વના બીજાં નોકરનફરો સાથે કોઈ નહીં હતાં.

હું માકા સાથે એ રીતે વાતમાં હતો તેટલાં અમારાં પોંહોંચખાંનાનાં બારણાં આગલ એક તેજી ઘોડા ઉપર અરધા યુરોપીઅન અરધા પારસી પોશાકમાં એક ગ્રહસ્થ ઉતર્યો, ને માકાએ મને કાંનપર પડી ઓલખાવ્યો કે "દીન્યારજી શેઠને અકસ્માત વખતે મદદ કરનાર તેમનો નવો દોસ્ત મીનોચેહેર કામદીન તે એ."

આ પારસી ગ્રહસ્થે માંથે પાઘડીને બદલે એક બેઠી યુરોપીઅન ટોપી પેહેરેલી હતી, કમર સુધીનો કોટ અને એક પાટલુન પેહેરેલું હતું, અને તેનો સઘલો દેખાવ નમાનો, સભ્યતાવાલો, અને સારાં માણસનો હતો. તે ઉમરે વરસ ત્રીસથી બત્રીસનો હશે, પણ આંગે પાતલો તોબી મજબુત ને ચેહેરે ખુબસુરત તોબી નાજુક નહીં પણ હીંમતવાંન જણાતો હતો.

તે પોતાના ઘોડાની ગોઠવણ કરી અંદર ગયો, અને ત્યારપછી થોડે વારે ખાનાનો વખત થયો. મેં જાંણ્યું કે ટેબલ પછવાડે હાજર થવાની મને બી વરદી થશે, પણ નહીં. માકો હતો તેનાથી અને પોંહોંચખાનાના નોકરોથી ચાલ્યું, એટલે મને બોલાવામાં આવ્યો નહીં, ને મારા શેઠની ફરમાસ મુજબ મેં પણ ખાનું કઢાવી ખાઇ લીધું.

તે પછી હું અને માકો જાંજલ પડયા ત્યારે તહરેવાર ગામ ગપાટા ચાલ્યા. માકાએ મને મારી જીંદગીનો હેવાલ પુછયો, ને તે મેં તેને જેટલો કેહેવાજોગ હતો તેટલો ટુંકમાં કહયો. ત્યારબાદ તેઓ ક્યાં ક્યાં ફરી આવ્યાં હતા તેનું માકાએ મારા આગલ બ્યાંન કીધું, અને હવે અહીંથી પાવરો ઉચકી બેંગ્લોર જવું હતું તે વીશે મને વાકેફ કીધો. એ વખતે એ મારી વાતમાં પોંહોંચખાનાના એક મુસલમાન બટલરેબી ભાગ લીધો, ને તેણે બેંગ્લોર જવાનો અમારો એરાદો જાંણી માઈસોર ને બેંગ્લોરની વચ્ચે આરબ લુટારાઓની એક મોટી બલવાંન ટોલી જે લુટ ચલાવતી હતી તેની વાત કીધી. તેણે કહ્યું કે તે લુટારા કાંઇ આજકાલના નથી, અને તેઓએ અધવચ્ચે પાહાડોની કઢણમાંથી રસ્તો કાઢી પછવાડે એક પોતાનો મોટો કીલ્લો કીધો છે, ને ત્યાં તેઓ રહે છે. તેઓ કાંઇ બે ચાર નથી પણ સો પચાસનું જબરૂં ટોલું છે, ને ખુદા માલમ શા કારણસર માઇસોરનો માહારાજા તેમની એ લુટફાંટ ને અવારનવારનીં ખુંનામરકીનાં આંખ વિચામણાં કરે છે. કેહજે એ આરબ લુટારા-

ઓના સરદારને તે હાથ નીચેના લુટારાઓ રાજા જેટલુંજ માન આપે છે, ને તેને જો પકડી મારી નાંખવામાં આવે તો બાકીનાઓનું જોર ભાગે, પણ બે મરતબે સરદાર હાથ આવવા છતાં બંને વાર તે છટકી જઈ શકયો !

આ વાતે મને ઘણો અચરત કીધો. મેં જાણ્યું કે જો માહારાજા તે લુટારાના સરદારને એ રીતે છટકી જવા દેતો હોય તો તેને તેમ કરવાને અને તેનાથી એટલો બીહીવાને કાંઇ કારણ હોવું જોઇએ. વલી મને કેહેવામાં આવ્યું કે એ લુટારાઓના ભયને સબબે મોડી રાત પછી તે ભાગોપર કોઇ મુસાફરી કરતું નથી, કેમકે જેઓ તેમ કરે છે તેઓમાંથી કોઇ સહીસલાંમત પોતાનાં ધારેલાં મુકાંમપર પોંહોંચતું નથી.

"પણ ત્યારે તમારા શેઠે તો આજે સાંહજેજ અહીંથી ચાલુ મુકવાનું ઠડાવેલું છે તેનું કેમ ?" મેં માકાને પુછયું.

"એ લોક ડાક ગાડીમાં મુસાફરી કરવાનાં છે," માકાએ સમજ આપી, "અને તેથી રાતના આઠ વાગા આગમચ તો તે ભાગો મુકી તેની પછીનાં ગામડાંમાં પોંહોંચી જવાની તેમની ઉમેદ છે."

હયાં માકાને તેના શેઠે બોલાવ્યો ને તે અંદર ગયો, એટલે હું પોંહોંચખાનાના પાછલા ભાગમાં એક બાગ હતો તે તરફ સેહેલ કરવા ગયો. હું થોડો વાર ઝાડો વચ્ચે ફરયો, ને તેવામાં દુરથી પેલા મીનોચેહેર અને દીન્યારજી શેઠની દીકરી તેહેમીના ( જેને માકાએ મને ઓલખાવી હતી તે )ને તે તરફ મેં આવતાં જોયાં. તેઓ એકાંત એકલાં આવતાં હતાં, એટલે મને ખુરશેદજી માસ્તર અને પરીન તથા મારા મરનાર છેલ્લા શેઠના બેટા જાંહાંગીર અને આઇમાયને લગતા બેતેશકો તુરત ધ્યાંનમાં આવી ગયા, અને આએબી કાંઇ તેવુંજ હોય તેથી હું ખાશ કરીને બાજુ થઇ એક ઝાડ પછવાડે ભરાઇ ગયો કે તેઓ મને જોય નહીં અને ગભરાય નહીં, અને તેઓનાં ત્યાંથી પસાર થઇ જવા પછી હું અંદર જતો રહું, પણ નહીં ! બેતેશક, જે ઝાડની ઓથે હું ભરાયો તેના મુખડામાં એક બાંક હતો ત્યાંજ તેઓ આવ્યાં અને બેઠાં, અને વલી મારી નહીં મરજી છતે હું બાહાર નહીં નીકલી શકવાથી તેમની વાત સાંભલવા પડયો !

"હયાં ઘણું એકાંત છે, વ્હાલી તેહેમીના," પેલો મીનોચેહેર બોલતો હતો, "વાસ્તે આપણા હાથમાં જે થોડીક પલો બાકી છે તેમાં મને સાંભલી લે. આપણે ફકત બે માસની ટુંક પીછાંણમાં એકમેકના ગુણ અવગુણ જોઇ લઇ એકમેકને પોતાનાં કરવાને કસદ કીધો છે, અને જ્યારે આપણે ખરાં દીલથી એકમેકને ચાહતાં શીખ્યાં છીએ ત્યારેજ આપણને છુટું પડવું પડે છે, તોપણ આપણે એકમેકને ખરાં દીલના કોલ આપીનેજ છુટાં પડીશું."

"પણ ત્યારે મારાં મુરબીઓને ખરી હકીકત કેહેવામાં તમોને અડચણ શું છે, વ્હાલા મીનોચેહેર?" તેહેમીનાએ જવાબ દીધો. "તેઓથી મેં આજવેર કશું છુપાવ્યું નથી, અને જોકે તમો વ્હાલા સાથની આ એકાંત મુલાકાતમાં હું પાપભરેલું કશું કરતી નથી તોબી તેઓથી છુપી તમોને મલવા માટે મારી છાતી ધ્રુજે છે."

"એ આપણી છુપી મુલાકાત, વ્હાલી તેહેમીના, જેમ આજે પેહેલી છે તેમજ વલી છેલ્લીબી સમજજે. તારા નેકનામ પીતા પાસે તારા હાથની હું ઉમેદવારી જાહેર કરૂં તો તે મને ના નહી પાડશે એ તું કદાચ ધારી શકે, પણ હું ધારતો નથી. હજી તેઓની મારા સાથની પીછાંણ કેટલી ટુંક છે તે તું નહીં જોતી? તેઓ મારાં ખાનદાંનની ખબર કાઢવા માંગે, અને ચોક્કસ વખત આવ્યા વગર હું તેઓને તેમ કરવા દઇ શકું નહીં ત્યારે તે સઘલું કેમ બને?"

"પણ કાંય નહીં વ્હાલા મીનોચેહેર?" તેહેમીનાએ લગાર બજીદ થઇ પુછ્યું; "એવો તે શું એક તમારો એ ભેદ છે, કે જે આજ વેરનાં તમારાં એક બી કાગલમાં તમોએ મને જાહેર કીધો નથી, અથવા જે હજી પણ આ મુલાકાતમાંબી મને તમો કેહેવા માંગતા નથી? શું મારાપર તમોને વિશ્વાસ આવતો નથી?"

"નહીં ડીઅર, વિશ્વાસ આવતો નથી તેથી હું તુંને તે વાત નથી કેહેતો એમ નથી," મીનોચેહેરે કગલીને કહયું, "પણ મારૂં કારણ જુદુંજ છે, અને એક લીધેલા કસમને ખાતર હું તે તુંને કહી શકતો નથી. મગર ફકર ના રાખ. ખુદા ચાહશે તો હવે બીજા થોડાજ દીવસોમાં એ ભેદનો પરદો ખુલશે, ને ત્યારે હું તારા પીતા પાસ તે જ્યાંબી હશે ત્યાં આવી તારા પવીત્ર હાથની માંગણી કરશ, જે તે કદી ના પાડશે નહીં."

"ત્યારે એજ વિશ્વાસપર હું ટકી રેહેવશ," તેહેમીનાએ મીઠા પણ ગમગીન સરોદે કહ્યું, "હું જ્યાં જ્યાંબી જવશ ત્યાં ત્યાંથી તમોને મારૂં ઠેકાંણું આપી તમોએ આપેલાં ઠેકાણાસર લખતી જવશ, અને તમો તેના જવાબમાં લખ્યા કરજો."

"શરો ચશ્મથી," મીનોચેહેરે એક પાક પ્યારનો બોસો લઇ કહ્યું, "અને હવે સીધાર, નહીં તો તારાં માબાપને કાંઈ વેહેમ જશે. હવે આપણે કાંહાં અને ક્યારે મલશું તે ખુદાને હાથ વાત છે, પણ ખુદા તે ખુશીનો દહાડો દુર નહીં લઇ જશે એવી મને ઉમેદ છે."—અને હયાં તેઓ છુટાં પડયાં. તેહેમીનાનો દચકાંનો અવાજ વટીક મારે કાંને આવ્યો, અને તેને ઘણોક સંધ્યારો આપી જ્યારે મીનોચેહેર પાછલી તરફ ગયો, ત્યારે જરાક વાર થોભી પોતાનાં મનનું સમાધાંન કરી તેહેમીના અંદર ગઇ.

આ એક નહીં ધારેલો નવો ભેદ મારે હાથ આવ્યો હતો, પણ હું સમજી નહીં શકયો કે મીનોચેહેરનો એવો તે શું ભેદ હશે કે જેને ખાતર તે ખુબસુરત તેહેમીનાનો હાથ આબરૂ દરકારથી તેણીનાં માતપીતા પાસ માંગી લેવાને અચકાતો હતા? શું તે કોઇ લુચ્ચો દગારો હતો, અને તે દુન્યાથી બીનમાહીતગાર ભોલી અબલાને કોઈ રવેસે ફસાવા માંગતો હતો?

તેહેમીના આસરે સતરથી અઢાર વરસની ઉંમરની જવાંન, ખુબસુરત, પતલી અને ઉંચી સુંદરી હતી. મુસાફરીની આબો હવાની તેના ઉપર સારી અસર પોંહોંચી હતી, ને તેના ગુલે ગુલાબ સરીખા ગાલો તે વાતની સાહદત આપતા હતા. ટુંકમાં તે એક ઘણી ખુબસુરત, ખુશ સ્વભાવની. ભોલી ભલી અબલા જણાતી હતી, અને શું તેવી એકના સામે આ કશો દગો ચાલતો હતો?

---

## પ્રકરણ ૧૧૬ મું.

### એક નવું વાદલ.

ઠડાવ પ્રમાણે તેજ સાંહજે ત્યાંથી મુસાફરીની કુચની તૈયારી થઇ, અને બે સુખદાયક ગાડીઓમાં સ્વાર થઈ અમો સાત જણાં નીકલ્યાં આખે રસ્તે ઘણું જોવાનું હતું, પણ તે મનરંજન મુસાફરીનું બ્યાંન કરવાની અત્રે મારા પાસ જગ્યા નથી.

જતાં જતાં સાંહજ થઈ ગઈ. દીન્યારજીને તેમજ મારા શેઠને માઇસોર ને બેંગલોરની વચ્ચેનાં લુટાંણાંની ખબર હતી, પણ યાતો તેઓ તે વાત માનતા ન હતા ને હસી કાઢતા હતા, અથવા તો મોડી રાત થાય તે પેહેલાં તે લુટારાઓનાં ધામ છોડી આગલ નીકલી જવાની તેઓ ઉમેદમાં હતા; વલી મારા શેઠ પાસ પીસ્તોલ વગેરે હથીઆરો તૈયાર હોવાથી તથા તે તે બરાબર વાપરી જાંણતો હોવાથી તેઓ તે લુટારાઓથી કદાચ બીહીતાં ન હતાં.

પણ અમારી ગાડીનાં ઘોડાં ધારવા કરતાં ઘણાંજ લોઠ મલ્યાં, ને જે ટપ્પા બદલાતા હતા ત્યાંબી તેવીજ હાલહવાલી જારી હોવાથી જ્યારે અમારે બાર માઈલ પસાર કરી જવાની ગણત્રી ત્યારે ફક્ત સાત માઈલ માન માન પુરા થઇ રહ્યા. અંતે સીવગંડીના પાહાડોપર અમો જ્યારે આવી પોંહોંચ્યાં ત્યારે રાત થઈ ગઈ હતી, ને તે સીહા રાત્રે પાહાડોની કઠણોમાં થઈને અમારી ગાડીઓ જતી તેનો અવાજ વડીક સામા કોઈ નબલી છાતીવાલાને બીધરાવ્યા વના રેહે નહીં!

તે પાહાડોની ભયભીત સરહદ શરૂ થયા પછી અમો ઘણું આગલ વધ્યા નહીં તેટલાં પાંચ પંદર ઘોડાઓનાં પગલાંનો પાસેથી અચબુચ અવાજ નીકલી આવ્યો, ને હજી તો અમો ચોંકીને પાછું ફરી જોહાએ તેટલાં તો લુટારા આરબોની એક ટોલી અમારાપર તુટી પડી!

તેમની માંહોમાંહેની વાતચીતપરથી મેં જાણ્યું કે તેઓ આરબ હતા, બાકી સીહા અંધારાંમાં અમારી ગાડીનાં ફાણુસોની રોશણી એટલી પુરતી ન હતી કે તેમનાં કાલાં મોં તે અમોને પ્રગટ બતાવે. તે લુચ્છાઓ એવી સીફત ને ઝડપથી અમારાપર આવી પડયા કે તેઓ પાતાલનાં પેટાંમાંહેથી ફુટી નીકલ્યા કે આસમાનના આસરામાંથી તુટી પડયા હોય તેવો એકજ પલમાં ત્યાં દેખાવ અને ગભરાત થઇ રહયો!

હું સાંબે થતે, પણ હજી તો કઇ રવેસે સાંબે થવું તેનો ખ્યાલ ઉતાવલા ગભરાતમાં દીલે વસાવું છું તેટલામાં મારી ગરદનપર એક મજબુત લાકડીનો ફટકો પડયો, અને હું તમ્મર ખાઇ મારી બેઠક પરથી બેશુદ્ધ રસ્તા ઉપર તુટી પડયો.

એ એભાંની લાંબો વખત વેર ટકી નહીં. કાંન ફાટી નાંખે એવી ચીસોથી હું તુરત કોઇ ઉંઘમાંથી બેદાર થાય તેમ ચમકી ઉઠયો, ને મેં જોયું કે ઘોડાપર બેઠેલા આરબને બીજા બે બદમાસો બાપડી તેહેમીનાને ઉંચકી આપતા હતા. વલી એજ વખતે મેં જોયું કે મારા શેઠને ગાડાંનાં એક આગલાં પઇડાં સાથ એવી રીતે સીકડીને બાંધી લીધો હતો, કે તે ગાડીના ઘોડા જરાબી ચમકે તો તેનો ખુરદો થયા વના રેહેજ નહીં. બીજી તરફ દોસા દીન્યારજી ને તેનાં દોસાંનાંબી તેવાજ કાંઇ હાલ હતા, ને તેઓ પોતાનું સઘલું આપી દે તે લઇ તેહેમીને બચાવા તે કંગાલોને કાલાવાલા કરતાં હતાં; પણ તેઓ ગુજરાતી બોલતાં હતાં ને ગભરાતમાં વીસરી ગયાં હતાં કે તે લુટારાઓ તો આરબ હતા.

એ સઘલું મેં આખના એકજ પલકારા સાથે જોઇ લીધું, અને હું જરા ચાલવા ગયો એટલે કોઇની આંટી લાગીને હું તુટી પડયો. મે વાંકો વલી જોયું—તે એક આરબનું લોહીલુહાંણ મુડદું હતું. બેશક તે મારા શેઠની પીસ્તોલનો ભોગ હતો.

પણ એ વખતે તેહેમીનાની ચીચ્યારીઓ વધારે જોસભર આવતી હતી. પેલો એક આરબ તેને પોતાના ઘોડા ઉપર ઉઠાવી તે જગ્યાથી ઘોડો મારી નાહસતો હતો. એતેફાક, મારા પાસેજ એક ઘોડો ઉભેલો હતો જે ઉપરનો સ્વાર હેઠે ઉતરી અમારા સામનોની લુટફાટમાં બીજા સઘલાઓ પેઠે રોકાયો હતો. હવે વિચાર કરવાનો સમો ન હતો. એકેએક પલ સુનાના મુલની હતી. વાંચનાર જાણે છે કે મેં મારી આગલી નોકરીઓમાં ઘોડાપર સ્વારી કરવાની અચ્છી માહીતગારી મેલવી હતી, ને ઘોડાપર બેસવામાં કાંઇ જોર નહીં પણ ફકત હીંમત ને સીફત જોઈએ છે, તો તેજ શું આવા વખતમાં મને નહીં આવે ?

હું તુરત તે ઘોડાની પીઠ ઉપર કુદી બેઠો ને તેહેમીનાને ચોરી લઇ જનાર બદમાસની પુઠે તે ઘોડો પવન વેગે મારી મુકયો. હું ગોયા દેવાંનો થઈ ગયો હતો. તેહેમીનાની ચીસો ને તેનાં બુઢાં માબાપની વીલાપની હાયોથી જાંણે મારૂં માથુંજ ફરી ગયું હતું. હું એટલો બી વિચાર કરવા થોભ્યો નહીં કે બીલકુલ બીનહથ્યારે તેહેમીનાના બચાવમાં તે સંખ્યાબંધ બુરાઓ સામે હું શું કરી શકશ !

પણ મને એ રવેસે તેહેમીનાની પુઠે નાહસતો જોઇ તે લુટફાટમાં રોકાયલાઓનું ધ્યાંન મારાપર તુરત ખેંચાયું, ને પછવાડે ચાર પાંચ બીજા ઘોડાઓ મારી દુંબાલે આવવાનાં પગલાં હું આબાદ સાંભલી શક્યો. એવામાં વલી ઝણુઝણુ કરતી એક ગોલી બરાબર મારા કાંન આગલથી પસાર થઈ ગઇ, પણ ચાહતું ખુદાનું કે તે મને લાગી નહીં. હવે તો યા હોમ આગલ વધવામાંજ ડાહાપણ હતું, કેમકે એમબો તો થોબવાથી કે પાછું ફરવાથી તે પાછલના ખુરાઓને હાથ મરવાનુંજ હતું કે નહીં ?

ગોલીઓપર ગોલીઓ મારી પુઠે આવતા લુટારૂઓ મારાપર છોડયા જતા હતા, અને તે જરા જરામાં મને લાગતી બચી જતી હતી. જો એકબી લાગી હોત તો આજે આ વારતા લખવાને હું જીવતો રેહતે નહીં !

એમ કરતાં મારૂં જનાવર સારાં ભાયગે એવું તેજી હતું કે પછવાડે આવનારાઓને મેં ઘણા પછાત નાંખી દીધા, એટલુંજ નહીં પણ પેલા આગલ નીકલી ગયલા ચોરને બી મેં પકડી પાડ્યો. મારી ખાત્રી હતી કે તે કોઈજ નહીં પણ તે સઘલા રાહમારૂઓનો વડો અને સરદાર સેલાદીન હોવો જોઇએ, કે જેનાં નામના ધ્રુજારાથી માઈસોરનો તે આખો પ્રાંત કાંપતો હતો; પણ હું તેની લગોલગ પોંહોંચ્યો તોબી તેણે મારાપર ધ્યાંન આપ્યું નહીં, કેમકે તે બેશક અંધારાંમાં મને નહીં પીછાંણી એમ સમજતો જણાયો કે હું તેની ટોલી માંહેલોજ એક છું.

મેં તારાઓની જાંખી રોશણીમાં જોયું કે હવે તે ઘોડો ધીમે ધીમે હાંકતો હતો. તેના જમના હાથમાં ઘોડાની રેન હતી, ને ડાબા હાથપર તેણે તેહેમીનાને ટેકવીને પોતાની આગલ ઘોડાપર બેસાડી હતી. ગરીબ બચારી તેહેમીનાનું માંથું ઝુલાઇ પડયું હતું તેપરથી મેં જાંણ્યું કે તેણી તે કંગાલના હાથમાં ધાસ્તીની મારી બેસુદ્ધ થઈ ગઈ હતી.

હમણાં તે ખુરો એકલો હતો તેટલાં તેહેમીનાનો છુટકારો કરવાનો લાગ હતો, પણ કેમ? કઈ રવેસે? મારા પાસ હથ્યારો ક્યાં હતાં ?

એજ વખતે મારો હાથ હું બેઠો હતો તે ઘોડાની જીનપર બાંધેલા સરંજામપર પડયો, ને તેમાં એક કોથલીમાં બે બારની

એક પીસ્તોલ હતી! હવે પુછવું શું? તે એક લુટારાની પીસ્તોલ હતી એટલે ભરેલી હતી એમાં કાંઇ શકજ નહીં, વાસ્તે તુરત તે કાઢી પેલાને જાંનથી બેજાંન કરવા મેં હાથમાં લીધી. એ વખતે મારો ઘોડો પેલાના ઘોડાની છેક લગોલગ આવી પોંહોંચ્યો, અને તે હજુરબી મને પોતાનાં ટોલાં માંહેલો એક સમજી કાંઇ અરેબી-કમાં ખરખર હસીને બોલ્યો, જેના જવાબમાં આગલ ધસી મેં મારી બંદુક ફોડી.

પણ નખ્ખોદ! યાતો તે મને ફોડતાં નહી આવડી કે કેમ તે તેમાંથી ગોલી બાહેર આવવાને બદલે ૫સ દઇને એક બલતું નીકલી હોલવાઈ ગયું, ને તેથી મારો ઘોડો એવો ચમક્યો કે તેણે મને ભોંયપર ફેંકી દીધો. એજ વખતે પેલા પછવાડે પડી ગયલાઓ ધસારાબંધ દોડતા આવ્યા, અને એકે મારાભણી પીસ્તોલ તાંકી કે જેથી એક તડાકામાં મારો જાંન પેલી જેહાંન નીકલી જતે, પણ સલાદીન સરદારે પોતાની અચરતીમાંથી સાવધ થઈ તે લોકને કાંઇ ગગડાત જેવા સાહદે કહ્યું, અને તે લોકોએ હથ્યાર વગેસગે કરી મારા હાથ પગ બાંધ્યા, ને મને ઘોડાપર નાંખી કેદી કરી લઇ ચાલ્યા.

એ વખતે મારા જે હોસકોસ લેવાઇ લુટાઇ ગયા તે વાંચ-નારને વીસ્તારથી સમજાવવું પડશે નહીં. મેં જોયું કે ત્યાંજ પેલાની બંદુકની ગોલીથી હું પુરો થઈ જતે, પણ તેમાંથી સરદાર સેલાદીને મને બચાવ્યો તે જીવતદાન આપવા નહીં હોય, પણ પોતાના કીલ્લામાં લઈ જઈ બધાઓની રૂબરૂ મને મારી નખાવા હોવું જોઇએ, અને તેથી મેં સેવટની ખુદાની યાદ બી પણ કરી લીધી.

અમો અરધોક કલાક એ રીતે ઘોડાપર ચાલ્યા કીધા. હવે કોઇ ઘોડા દોડાવતું ન હતું, પણ ધીમી ચાલે તેમને જવા દેતા હતા. અંતે જ્યાં બે પાહાડો છુટા પડી એક નાહની ગલી જેટલો રસ્તો આપતા હતા ત્યાં અમો આવી પોંહોંચ્યા, અને તે વલાંણ લઈ અંદર દાખલ થયા. અંદર જતાં પછવાડે રસ્તો પોહોલો થતો ગયો, અને અમો જંગલમાં પડયા, જ્યાંથી અંદર જતાં ગીચ ઝા-ડોની પછવાડે કાંઈ થોડાંક પાકી બાંધણીનાં ઝુપડાં રોકાં નાનાં ધરો આવ્યાં. ને ત્યાં મારો ઘોડો ઉભો રાખવામાં આવ્યો, એજ વખતે તે ઝુપડાંનું બારણું ઉઘડયું, અને એક શખ્શ એક મોટી લાઇટનું ફાંનસ લઈ બાહેર આવ્યો. તે ફાંનસની રોશનીથી મેં જોયું કે હું સઘલા આરબો વચ્ચેજ હતો, અને તેહેમીના હજી બેસુધ્ધીમાં હતી.

હયાં સલાદીને કાંઇ પોતાની ભાશામાં પોતાની સાથવાલાઓને હોકમ કીધો, અને પોતે ઘોડો આગલ હાંકી ગયો, જેના પછવાડે થોડા આરબો પણ ચાલ્યા; પણ મને જ્યાં ઘોડા ઉભા રાખ્યા હતા ત્યાંજ ઉતરવા ફરમાવ્યું, અને મારા બાંધેલા હાથ પગ છોડી નાખ્યા.

હું ઉતરયો. ઘોડાપર મને ગાંસડીની પેઠે બાંધીને નાંખ્યો હતો એટલે મારા સાંધે સાધા અકડી ગયા હતા, અને હું પેહેલી એકાદ બે પલ મુસકેલાઈએ ચાલી શકતો હતો.

મને ઝુપડાંમાં ઘસડી લઇ જવામાં આવ્યો. ત્યાં એક સાદરીનો ટુકડો ને એક પાંણીનો કુંજો હતો. તે ઉપરાંત એક બાજુની ભીંતમાં એક કરૂં ઠોકેલું હતું, જે કરાંમાં એક જાડી લોખંડની સાંકલ પરોવેલી હતી. આ સાંકલનો બીજો છેડો એક તાલાંવતી મારા એક પગમાં સીકરી લેવામાં આવ્યો, ને તુરત વેલા મને કેદી બનાવી તે સઘલાઓ તે ફાણસ લઈને બારણું બંધ કરી બાહેર નીકલી ગયા.

એ પછી હું તમામ સોહા અંધારાંમાં મારા જોખમ અને વિચારો સાથે એકલો પડયો. હું ભોંયપર બેસી ગયો. મને ઓચીપર પડેલા ફટકાથી હું ભોંયપર પટકાયો હતો તે—પછી ઘોડાપર બેસવાની હંમેશની તએહ નહીં છતે જોસમાં ઘોડો મારી મુકયો હતો તે—તે ઘોડાએ મને ફેંકી દીધો હતો તે અને ત્યારબાદ ગાંસડી બાંધી મને પાછો ઘોડાપર નાંખ્યો હતો તે સઘલાંના એકઠા સબબે હું અરધો થઈ ગયો હતો, અને તેથી હું બેસીને દમ ખાવા પડયો.

પણ મને ઉંઘ આવી નહીં. ઉંઘ કેમ આવે? મને મારીજ જીવ સટોસટ ચીંતા હતી એમ નહીં, પણ સાથે પેલી જવાંન બાનું તેહેમીનાની પણ હતી. તેનાપર રખે તે કંગાલો કશી જાસ્તી વરસાવે તેનો મને ત્રાસ થતો હતો.

એવામાં બાહેર પાંચ પંદર બીજા ઘોડાઓ દોડી આવતા હોય તેવો અને આરબોનાં માંહોમાંહે હસવા ને વાતચીતનો સાહદ આવ્યો, એટલે મેં જાંણ્યું કે બાકીના લુટારાઓ અમારો સઘલોં અસબાબ લુટી પરવારીને ઘેર પાછા ફરયા હતા. બેશક તે બદમાસોને મોટો દલ્લો હાથ આવ્યો હશે, કેમકે જેમ મારો શેઠ તેમ દીન્યારજી 'સારો જીવ' સાથે લેઇને મુસાફરી કરતા હતા એમ મને ખબર હતું.

બીજા અરધા કલાક પછી મારાં કેદખાનાંનું બારણું ઉઘડયું, અને ત્રણ જણ અંદર આવ્યા. તે ત્રણમાં એકના હાથમાં ફાણુસ હતું, ને મેં તેની આગલ ચાલનારના રોબપરથી તુરત અનુમાન કીધું કે તે પેલી તેહેમીનાનું હરણ કરનાર ચોર સરદાર સલેદીન હતો.

તે બાવા ભાખરા જેવો આંગે ભરેલો—મોટી દુમનો બેઠી બાંધણીનો બટકો હતો. તેનું મોં બાલથી ભરાઇ ગયલું હતું, ને તેની દાઢી લાલ રંગેલી હતી, જે તેની છાતીવેર ઉતરેલી હતી.

તેની સાથે એક મુસલમાન હતો. તેબી રોબમાંજ હતો, અને પેલો ત્રીજો એક આરબ નોકર સરખો હતો, જેના હાથમાં બતી હતી.

પેલો મુસલમાન મેં જોયું કે આ લુટારૂઓનો "ઇંટરપ્રેટર" હતો. ત્યાં ફકત તેજ ઉરદુ બોલી જાંણતો હોય એમ લાગતું હતું. તેની મારફતે સલેદીને મારા સાથે વાત કરી. તે આરબીકમાં બોલતો હતો ને પેલો ઇંટરપ્રેટર—જેનું નામ મેં જાણ્યું તેમ કરીમખાંન હતું તે—મને ઉરદુમાં સમજાવતો હતો, એટલે ઉરદુમાંજ હું તેના જવાબો આપતો હતો.

"આય છોકરીનાં માબાપ ઘણાં પૈસાવાલાં છે કે?" મને સવાલ થયો.

"એ સવાલનો જવાબ આપું તે આગમચ મારે તેનો સબબ જાંણવો જોઇએ," મેં તેને દમમાંજ કહ્યું.

"ચાલ ચાલ હેમક," કરીમખાંને ગુસ્સે થઇ કહ્યું, "એવે દમ છોડી દે નહીં તો એક ઘડીમાં દમ નીકલી જશે. તું શું કાંઇ એમ સમજેચ કે તારો જીવ અત્યારવેર બંચાવી રાખ્યોછ તે કાંઇ મેહેરબાંની અથવા દયાને વાસ્તે છે? ગધા, અમારાં મકાંનમાં મેહે-રબાંની કે દયા તો વસ્તીજ નથી. જો અમારી મકસદ નહીં હોય તો આ ઘડીએજ એક કુતરાંની માફક તુંને ઘસડી કાઢી ગલાંમાં ફાંસો દઇ આ સામેનાં ઝાડની પેલી ઉંચી ડાલી ઉપર પેટ ભરીને હીચ ખવાડીએ; વાસ્તે માંથું ઠેકાંણે રાખ ને જે પુછવામાં આવે તેના સલુકાઇથી પાધરેપાધરા જવાબ આપ."

હયાં મને સમજ પડયું કે મને જીવતો રાખવાની મકસદ તેમજ તેહેમીનાને ચોરી લાવવાની મકસદ ફકત પૈસાના લોભમાં સમાઇ હતી, એટલે કે તેઓ મોટી રકમો લઇ અમોને છુટા કરવાના હતા, અને તેથી મેં કહ્યું, "બેશક તેહેમીનાનો પીતા ઘણો પૈસા-

વાલો છે, અને તે પોતાની બેટીના છુટકારા માટે સારી રકમથી તમોને નવાજશે."

"અને તારો શેઠ કોણ છે? તે તારા છુટકારા માટે એક કીંમતી રકમ આપી શકશે કે?"

મેં તે બી હા પાડી.

"તો ઠીક છે, આવતી કાલે સહવારે અમો લખાવીએ તે કીસમે તારે તારા શેઠપર એક ચીઠી લખવી પડશે, અને એવીજ એક ચીઠી તે અબલા પાસે અમો તેનાં માબાપપર લખાવીશું. તે ચીઠીના જવાબમાં અમોએ મંગાવેલી રકમ લઇ અમારો માણસ પાછો ફરશે તો અમો તમોને અહીંથી જવા દઇશું, મગર નહીં તો જ્યારે તે છોકરી અમારા આ સરદાર સાહેબની બાંનુ અને ખીદમતગાર થશે, ત્યારે તું આ સામેનાં ઝાડપર હીંચકા ખાશે."

આટલું બોલી તે ત્રણે બુરાઓ આવ્યા હતા તેવાજ મને અંધારાંમાં પાછો પડતો મેલી ચાલતા થયા, ને બારણું બાહેરથી બંધ કીધું.

---

## પ્રકરણ ૧૧૭ મું.

### દુશમનો વચ્ચે એક દોસ્ત.

તેઓનાં ગયા પછી હું બીજો અરધો કલાક પાછો મારા વિચારો સાથે એકલો પડયો નહીં તેટલાં મારાં કેદખાંનાંનું બારણું કોઈ ઘણીજ સંભાલથી અવાજ કીધા વના ઉંઘાડતું હોય એમ મને લાગ્યું. એ શું? કોઇ ચંડાલ મને છુપાછુપ ઠાર કરી દેવા તો નહીં આવતો હોય?

બારણું ઉઘડયું અને તે એક આકાર અંધારાં વચ્ચે અંદર ચાલતો આવ્યો તે મેં જોયું, પણ તે કોઈ આ દુન્યાનો રેહેવાસી હતો કે પેલી, મરદ હતો કે ઓરત, દોસ્ત હતો કે દુશમન તે હું કીલ અંધારાં વચ્ચે કશુંબી જોઇ કે જાંણી શકયો નહીં.

"ચુપ, ઘોંઘાટ ના કરતો," એક અવાજે આપણીજ ગુજરાતીમાં કહ્યું, (જેણે મને ખરેખર ઘણો અચરત કીધો કેમકે આ લુચ્છા જંગલી આરબો વચ્ચે પારસી બાષાનો અભ્યાસી કોણ હોય?) "ઘોંઘાટ ના કરતો," તે અવાજે કહ્યું, "અને મને તારો હાથ આપ."

મેં અંધારાં વચ્ચે અથડીને તેનો હાથ પકડયો, ને તેણે મારા હાથમાં એક હથ્યાર મુકયું. "એક કલાક તુંને મલશે ને તે અરસા પછી હું પાછો આવશ," તેણે કહ્યું, "તેટલા વખતમાં તારી બેડીની છેલ્લી કડી તું એણે કરી ઘસીને કાપી કાઢ. વેક, વેહલો થા"— અને તે આવ્યો હતો તેમજ વગર ઘોંઘાટ કરવે જતો રહયો.

શો ભેદ! એ હતો કોણ? સઘલા સેહેતાંનો વચ્ચે એ એક ફરેસ્તો—દુશમનો વચ્ચે એ એક દયા દીલ દોસ્ત હતો કોણ, કે જેને મારા ઉપર એટલી બધી રેહેમ આવી હતી? હું કાંઈજ અટકલ કરી શકયો નહીં.

મારા હાથમાં આપવામાં આવેલું હથ્યાર મેં હાથ લગાડી જોયું નો તે એક તીણી ધારવાલી મોટી કાણુસ હતી. યા ખુદા, ત્યારે શું છુટકારો એટલો પાસે હતો? કોણે વકી રાખી હતી! મને તો ભય હતો કે મારા શેઠ પાસે આ લુચ્છા લુટારાઓ મારા છુટકારા માટે કોઇ એવી મોટી રકમની માંગણી કરશે, કે જે તેનાથી આપી શકાશેજ નહીં, અને અંતે ને અવલે તે જંગલી હેવાંનોને હાથજ મને મરવાનું થશે, પણ હવે તેમ ક્યાં હતું?

તે કાંણુસવડે હું કામ કરવા પડયો. તે કામ કોઇ રીતે સેહેલ ન હતું. માણુસ પોતાના ભાઇબંધ માણુસને જેટલી સેહેલથી ખાઈ શકે છે તેટલી સેહેલથી લોહોડું લોહોડાંને ખાતું નથી, ને તેથી તે કાંણુસવડે તે સાંકલ કાપી કાઢતાં મને ઘણી જેહેમત થઈ—મારા હાથ દુઃખી અને ફાટી આવ્યા, અને હું પાંણી પાણી થઇ ગયો.

અને તોબી મેં ખંત અને ખુશીથી તે કામ કીધું, અને જ્યારે મને આપવામાં આવેલા કલાકની અવધ તમામ થવા આવી ત્યારે હું એક ઝટકે મારા પગ આગલથી સાંકલ તોડી શકયો!

એમ થવાથી મને જે બેશુમાર ખુશાલી પેદા થઈ તે ખુશાલીએ મને આજેજ કીધો, અને તેથી હું થોડોક વાર બેસી વીસામો ખાવા લાગો. એવામાં વલી બારણું ઉઘડયું ને પેલોજ "દોસ્ત" દાખલ થયો.

"તૈયાર છે?" તેણે તેવાજ ધીમે સાહદે પુછયું.

"તૈયાર છું મારા મેહેરબાંન," મેં હેસાંનથી ઉભાતી છાતીએ કહ્યું.

"ત્યારે હવે સમાલજે," તેણે કહ્યું. "કીલ્લામાં જવાંન તેહેમીના કેદ પડેલી છે તેનાં કેદખાનાંનું બારણું હું એજ રીતે ઉઘાડી આવેલો છું ત્યાં તું ચાલ મારી સાથે, ને તેને લઈ તું અહીંથી તાબરતોબ નાહસી જા. સઘલા લુટારાઓ હમણાં ખાવાપીવા પડેલા છે, તેજ સમો અહીંથી નાહસી જવા સૌથી સરસ છે. અહીંથી રસ્તો ઘણો વેરાંન છે ખરો, પણ સીધો અને સલાંમત છે. એ બદમાસોનો ડર માતર આટલીજ હદમાં છે, ને તેથી બીનદેહેસ્તે જો તમો ઉતાવલે કદમે આગલ નીકલી જશો તો બીજા બે કલાકમાં તો પાસેનાં ગામના મુસાફર બંગલામાં તમો જઇ પોહોંચશો."

"પણ ત્યારે હું તથા બાનુ તેહેમીના કયા દોસ્તને એ જીવતદાંન માટે હેસાંનમંદ છીએ તેનું નામ?" મેં ઓજરખાહીથી પુછયું.

"તેના નામ સાથે તુંને કશું કામ નથી," તેણે કહ્યું, "પણ વખત ખોહવાનો નથી. તમો અહીંથી નીકલી જાઓ તો હું જઈને પેલાઓને બીજા એક બે કલાક ખાવાપીવામાંજ રોકું, કે જે અરસામાં તમો તેઓની ધરપકડની જે અહીં આસપાસ હદ છે તે વટાવી દેઓ, તો સલાંમત નીકલી જાઓ."

"પણ બાહેર કોઇ ચોકીબાન નથી?" મેં ડર ખાઇ પુછયું.

"ચોકીબાન એકજ તેહેમીનાના ઓરડાનાં બારણાં આગલ હતો તેને મેં ચુપ કીધો છે," તેણે સમજાવ્યું. "મેં તેનું ખુંન રેડયું નથી, પણ તેને એક ફટકાથી બેભાંન બનાવી બાંધી મેલ્યો છે, ને તેનાં મોઢાંમાં ડાચો મારેલો છે એટલે કોઇ તેની મદદે ફરતું ફરતું જઇ પોહોંચશે ત્યાંવેર તેના તરફથી આપણને કશું બીહીવાનું નથી."

"એટલું બધું હેસાંન આ દુશમનોના ગુફામાં કોણ અમો ઉપર કરે છે તેનાં નામથી અમો અજાંણ્યાં જઇએ, એ કેમ બને?" મેં વલી મારી કાકલુદી રજુ કરી.

"મારૂં નામ દોસ્તમહમદ છે," તેણે કહ્યું, "ને હું એક મુસલમાન છું. ચોકસ સબબો સર હું એ આરબો સાથ જોડાઈ ગયો છું, પણ તેમની લુટફાટ ને ખુંના મરકીનો હું જાહેર નહીં તોબી છુપો અને હરડતો શત્રુ છું. તેઓની રૂબરૂ હું તેઓના જેવોજ જાલેમ, ઝનુની અને ખુંની થાઉ છું, પણ તેમના નીરપરાધી ભોગોને છુપી રવેસે હું બને છે એટલી મદદ કરૂં છું."

"અને તમો મુસલમાન છતે એવી સરસ ગુજરાતી બોલી શકો છો?" મેં અચરતી બતાવી.

"હું ઘણીક ભાશા જાંણું છું," તેણે કહ્યું. "હું આરબીક વગેરે ઘણી સારી રવેસે બોલું છું, તેથીજ આ ધુરાઓ સાથે તેઓના એક હમશરીક તરીકે ભેલાઈ જવાને શક્તિવાન થયો છું. હયાં અમો બેજ મુસલમાન છીએ. એક હું અને એક પેલો કરીમખાંન, જે અવલથી એ ટોલાંમાં સામેલ છે ને હયાં દુભાશીયાનું કામ કરે છે. અમો બે સીવાય હયાં બીજો કોઈ આરબીક વગર બીજી ભાષા જાંણતો નથી, કેમકે બાકી તો બધા આરબજ છે."

એ પછી અમો અંધારાંમાંથી બાહેર નિકલ્યા, ને તે કીલ્લાના જે ભાગમાં ખુશચેહેર તેહેમીનાને કેદ કરેલી હતી ત્યાં ગયા. ત્યાં જવાના રસ્તાપર તો સઘલું અંધારૂંજ હતું, પણ તેણીનાં કેદખાનાંવાલા ઓરડાની બાહેર એક મોટો લાંપ ટાંગેલો હતો, જે આસપાસ પુશકલ રોશની મારતો હતો. એ લાંપની રોશનીની હદમાં અમો પોંહોંચ્યા ત્યારે ખુદરતી જીજ્ઞાસાથી મેં મારી ચસમો તે દોસ્તમહમદ લુટારાની તરફ ફેરવી, અને મને વિજલીનો ઝટકો લાગ્યો હોય તેમ હું ચોંકયો!

એ દોસ્તમહમદ કોણ હતો? વાંચનાર માનશે નહીં પણ તે કોઈજ નહીં પણ તેહેમીનાનો છુપો કબુલ થયલો ભવીશનો ભરથાર મીનોચેહેર હતો!

મેં તેને બરાબર જોયલો હતો. માઇસોરનાં પેલાં પોંહોંચખાનામાં અમો નીકલ્યાં તે દીવસે તે આવ્યો હતો ત્યારે મેં તેને એવી સારી રવેસે જોયલો હતો કે તે વખતનો તેનો પેહેરવાસ હાલના બીલકુલ ઉલટા મુસલમીન પોશાકથી જોકે જુદો હતો તોબી આજે હું તેનો ચેહેરો રોશનીમાં જોતાં તાબરતોબ પાછો પીછાંણી શકયો.

મીનોચેહેર લકબે દોસ્તમહમદ તે બનાવ જોતાં ગભરાઈ ગયો. મેં પોંહોંચખાંનામાં તેને જોયો હતો, પણ તેણે મને જોયો હતો નહીં માટે તેને સ્વપ્નેબી વકી ન હતી કે હું તેનો ચેહેરો જોતાં તેને ઓલખી શકશ, અને તેથી જ્યારે તેણે જોયું કે તે ઓલખાઇ આવ્યો ત્યારે તે ગભરાયો.

તેને ઓલખવાની મારી અચરતી બેશુમાર હતી, અને મારાથી અચરતીમાં ખુમ મરાઇ જતી હતી, પણ તેણે સમયસુચકતાથી

મારૂં મોં પકડી લીધું. "ચુપ!" તેણે કહ્યું, "ખુદાને ખાતર ચુપ. અને જો તેં મને ઓલખ્યો તો કસમ ખા કે હું અહીં છું એમ તું કદી કોઇને કેહેશે નહીં?"

"હું એવા કસમ કદી લેનાર નથી," મેં ગુસ્સાથી કહ્યું; "હું જોઉંછ કે અમો અતરેથી જનાર છીએ એવી આગમચથી ખબર આપી અમોને ફસાવનાર તમો પોતે—"

"હેમક," તેણે ઘણાજ ગુસ્સાથી કહ્યું, "તું મને ઓલખતો નથી. અગર મેં એવુંજ નીચ કરમ કીધું હતે તો તારા ને તેહેમીનાના છુટકારાને માટે હું આવો ભયંકાર જોખમ શું કરવા બેડતે? વાસ્તે મને નહીં જાહેર કરવાના તું કસમ લે."

"તે નહીં બનશે," મેં ઠડાવથી કહ્યું, "તેહેમીના તમો ઉપર ફીદા છે તે મને એક અકસ્માતથી રોશન છે, અને તો મારે તેને જણાવવુંજ જોઇશે કે જેના ઉપર તે પોતાનો જાંન આપવા તૈયાર થઇ છે તે તો કોઇજ નહીં પણ ખુંની લુટારાઓ ટોલી માંહેલો એક છે."

"ત્યારે સઘલું થઇ ચુકયું," તેણે ઘણીજ નાસીપાસીથી કહ્યું. "તકરારમાં સુનાનાં મુલનો વખત જતો રહે છે, ને ઉપર પેલાઓ જમી રેહેવા આવ્યા છે. અરે અરે છોકરા, તું કેટલો હઠીલો છે! હું ખુદાના કસમથી કહુંછ કે તું મને જુએછ અને ધારેછ તેવો હું બદમાસ નથી, પણ એક અતી અગતના સબબસર હું આ લુચ્છાઓની સંફમાં જોડાયો છું. તે સબબ બર આવે ત્યાંવેર હું અહીં છુપો રેહેવા માંગું છું, ને તે સબબ વાહાલી તેહેમીથીબી હું છુપો રાખવા માંગુંછ, તો તું મને છુપો રાખી નહીં શકતો?"

"હું એકજ સરતે ત્યારે તમોને છુપા રાખવાના કસમ લઉં, અને તે એજ કે તમો જ્યાંવેર તે તમારો સબબ પુરો નહીં થાય ને પ્રમાણીક ખુલાસાથી સર્વ કોઇ આગલ હાજર નહીં થઈ શકો ત્યાંવેર કદબી તેહેમીનાને ફરીથી કેહેબી મલો નહીં," મેં કહ્યું.

"મારે કબુલ છે, જા તે મારે કબુલ છે," તેણે કસમ ખાઈ કહ્યું, "અને હવે હું તારાપર એતબાર રાખું છું. તું કોઈ સચ્ચાઈનો ચાહનાર મને નજરે આવેછ, એટલે મને વિશ્વાસ છે કે તું મારૂં નામ છુપાવશે, ને જો તમો સલાંમત છટકી જવા પાંમેતો

તું એમજ જાહેર કરજે કે તે લુટારાઓમાંના એકને મારાપર મેહેર આવી, ને તેણે અમોને નહસાડયાં."

હયાં અમે અરસપરસ કોલ આપ્યા, ને પછી તેણે મને તેહેમીનાનું બારણું દેખાડયું, ને તેણીને જેમ બને એમ જલદી લઈને ત્યાંથી નાહસી જવા તાકીદ કરી. તેણે રસ્તા વગેરેની મને ચોકકસ ઇધાંણીઓ આપી, અને પછી તે સઘલું મને સોંપી ઉપર જતો રહયો.

તેનાં જવા પછી એકાદ બે પલ મેં વિચાર કીધો. એવું તે શું કારણ હશે કે જે દેખીતી રીતે આવા અસરાફ આવા ભલા આદમીને આ ગલાંફાંસુઓનાં ટોલામાં સાંમેલ થવાની ફરજ પાડતું હતું તે હું સમજી શકયો નહીં—પણ હમણાં વલી વિચાર કરવાનો વખતજ ન હતો. હું તે કીલ્લાની ઉંચી સીડી ચઢી ઉપર ગયો, ને તે આગલું બારણું ઉઘાડી અંદર ગયો. ત્યાંથી એક સલંગ ચાલમાં થઇ હું અંદરના ચોકમાં ઉતરયો, ને ત્યાંથી વલી મને આપવામાં આવેલી ઈધાંણી પ્રમાણે સામેના ઓરડા તરફ જઇ તેનું બાહેરથી સાંકલ મારેલું બારણું મેં ઉંઘાડયું.

બારણાંનો ખખડાત સાંભલી તેહેમીના ચમકીને ઉભી થઇ હતી. તે બારણું ઉંઘડતાં એબીયલ સરદાર સલેદીનને જોવાની હબતમાં હતી, પણ તેને બદલે મને જોઇને આશા તેનાં જીગરમાં કુદી નીકલી, ને જે ખુશાલી તેના દીલમાં પેદા થઈ તેથી તે ચીચ્યારી પાડી દેતે, પણ તુરત મેં તેને મારાં મોંપર ચુપકીદીની આંગલી બતાવી ખામોશ રાખી, અને હું તેની આગલ ગયો.

---

## પ્રકરણ ૧૧૮ મું.

### તેહેમીના.

તે અંધારી રાત્રે એક એકલી જવાંન બાંનુ સાથે મને જે મુસકેલ્યતો વચ્ચે મુસાફરી કરવી પડી, તેની જાલેમ જંજાલો મને મારી જીંદગી આખેર થતાં સુધી યાદ રહી જશે. માઈસોરની અધવચ્ચેથી બેંગલોર તરફ જવાના ઉજડ રસ્તાઓપર હું બીલકુલ બીનઅનુભવી નવો અને અજાંણ્યો હતો,. તોપણ તે લુટારાઓ માંહેલા મારા મદદનીશ દોસ્તમહમદ ઉરફે મીનોચેહેરે મને એવી આબાદ ઈધાંણીઓથી રસ્તે ઉતાર્યો હતો કે મને તેમ પોંહોંચી જતાંબી

ઘણી મુશકેલી નડતે નહીં, પણ વલી અમારાં વધુ સુભાગ્ય એટલા માટે કે અમો મોટા રસ્તા ઉપર બાહેર પડયાં તેટલાંમાંજ અમોને એક યુરોપીયન મુસાફરની ગાડીનો આસરો મલી ગયો. તેને અમોએ અમારો હાલ કહયો, અને આરબ સરદાર સલાદીનના ગોફામાંથી અમો એક ભલી મનસનીના લુટારાની મદદથી સલાંમત છટકી આવવા પાંમ્યાં હતાં એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે તે અમારા ઉપર થોડો થોડો થઈ ગયો.

તેહેમીનાને હું એક તમામ પારકા સમાંન હતો, તેમ છતાં તેણી મારાં સલુક અને સાલેસાઇથી એટલી રાજી થઇ હતી કે તે આખે રસ્તે મને એક ભાઇનાંજ હેશાંન ને એલકાબથી બોલાવતી. એટલા વેહેલા છુટકારાની તે જવાંન અબલાને એક જરા પણ આશા હતી નહીં, અને તેથી જ્યારે તેણીએ પોતાને એટલી જલદી છુટાપણાંની હવા ભોગવતી જોઇ ત્યારે તેનાં માતાપીતાનાં પાસામાં જવાનો તેને જે હરખ થયો, અને તે હરખના સબબે મારા તરફ જે હેશાંનનો જોશ થયો તે તેણીએ જે જે બોલોમાં દરશાવ્યો તે સઘલું અત્રે ઉતારી લાંબું કરવાની અગત જણાતી નથી.

બેંગલોરમાં રાતોરાત પોંહોંચ્યા પછી અમોને પોતાની ગાડીનો આશરો આપનાર યુરોપીયનનીજ મદદથી અમોએ ખબર કાઢી લીધી કે તેહેમીનાનાં માતાપીતા તેમજ મારા શેઠ માણેકજીએ ત્યાંના મુસાફર બંગલામાં ઉતારો કીધો હતો, અને ત્યાં અમો જ્યારે પોંહોંચ્યાં ત્યારે પોતાની દીકરીને અનામત અને સલામત પુર હોરમત સાથે પાછી વલેલી જોઇ તેહેમીનાનાં માતાપીતાને જે બેહદ ખુસાલી પેદા થઇ તેનું બ્યાંન કરી શકાશે નહીં. તેઓ અવલ તો પોતાની બેટીને ઉતાવલી પરપુછથી જીગરના સંતોશ સાથે ભેટયાં, અને પછી તે યુરોપીયનને હજારો હેશાંન સાથે વીદાય કરી મારા ઉપર ધ્યાંન આપ્યું. તેઓએ મારી જાબજા તારીફો કરી, અને મારી હોસ્યારી બાહાદુરી અને સમયસુચકતાની વખાંણપર વખાણ કરી.

બુઢો દીન્યારજી તો ગોયા મારાપર બેસોજ થઇ ગયો. તેણે કહ્યું કે હું મારા પોતાના જીવના જોખમે તેહેમીનાની પછવાડે—ખુદ મોહતનાં મોઢાંમાં નહીં ગયો હતે તો પાકજાદ સુંદરીનો પુર હોરમત સાથ બચાવ થવો ખચીત મુસકેલ હતો. મારો શેઠ માણેકજી રોબવાલો હતો, અને એક નોકર આદમી તરીકે તે

મારા સાથે ભારમાં ને દમમાંજ રહેલો હતો, પણ તેણેબી પોતાનો દમ અને ભાર મારી દલેરીની આ કેફીયત સાંભલતાંજ કાઢી નાંખ્યો, અને ઘણાજ ખુશ મીજાજે મને શેકહેંડ કરી પીઠ ઠોકી સાબાસીપર સાબાસી આપી.

તેહેમીનાના પીતાએ પોતાની કેદ પડેલી બેટીના છુટકારા માટે બેંગલોર પોંહોંચતાજ સતાવાલાઓને આજીજી કરેલી હતી, પણ તેઓએ તે અબલાની મદદે જવા સહવારપર રાખેલું હતું, અને અંધારી રાત્રે અજાંણ્યા માર્ગોપર પાહાડોની વચ્ચે તે બુરા બાંગરો સાથ લડવાનો અખતરો અજમાવવાને સાફ ના પાડવામાં આવી હતી; પણ હવે તો તેમની મદદની જરૂરબી નહીં હતી, અને તે રવેસે સઘલાનાં મનનું સમાધાંન થવે આ રાતનો જે થોડોક ભાગ બાકી રહયો હતો તે અરસામાં બને તો એકાદ ઉંઘ ખેંચી કાઢવાના હેતુથી સૌ વગેસગે થયાં.

પણ મારી ખાત્રી છે જે ઉંઘ જેમ મને નહીં આવી તેમ કોઇને પણ નહીં આવેલી હોવી જોઇએ, કેમકે તે રાતના બનેલા બનાવો જેટલા અસાધારણ તેટલાજ અસંભવીત તોપણ ખરા, અને અજાયબીભરેલા તોપણ ખરેખર બનેલા હતા!

બીજી સહવારે ઉઠવા પછી બુજોર્ગ દીન્યારજીએ મને પોતાની હજુરમાં બોલાવી મંગાવ્યો, અને તેવણ પોતે, તેવણનાં ધણીયાંણી, તેવણની બેટી અને મારો શેઠ એ ચાર જણાંઓનું એક નાંઘલું જેવું સાજન બેઠેલું હતું તેની વચ્ચે મને એક સરોપાવ એનાયત કરવામાં આવ્યો. આ સરોપાવ બાનું તેહેમીનાએ પોતાને હાથે મને સપુરદ કીધો. તેણીએ તેમ કરતાં પોતાનાં હેસાંનો ફરીને જારી કીધાં, કે જેમાં સૌએ ફરતાં ફરતાંએ ભાગ લીધો, કે જે પછી તે સઘલાંઓને સેહેજ નમી તથા મારી તરફના તેમના સારા વિચારો માટે ખરાં દીલના ઉપકારો જાહેર કરી હું તે ઓરડામાંથી બાહેર પડયો.

• હયાં મારે વાંચનારાંઓને જણાવવાને ભુલવું ન જોઈએ કે મેં તેહેમીનાના વાહાલા મીનોચેહેરને આપેલાં વચન પ્રમાણે તેનો ભરમ કશો કોઈ આગલ ફોડયો હતો નહીં. હું તે બાંનુનો છુટકારો કેમ કરવા પાંમ્યો તેના જવાબમાં મેં જે તેણીને કહ્યું હતું તેજ સંઘાંનેબી કહ્યું—અને તે ફકત એજ કે તે લુટારાઓ માહેલા એક ભલાં

દીલના લુટારાને અમારા હાલ ઉપર દયા આવી, અને તેણે મને મદદ આપી બંધમાંથી છુટો કીધો, એટલે હું તેહેમીનાનો રાહબર થઇ શકયો.

મારા ઓરડામાં જઇ મેં તેહેમીનાની આપેલી ભેટ તપાસી, અને તેમાં તે ઉઘાડી જોતાં મને એક સુનાંનું ઘડીયાલ સુનાંનીજ લાકેટ અને છેડા સાથનું ઘણુંજ રોણકદાર ને ખુબસુરત મલ્યું, અને તે ઉપરાંત તેજ પેકેટમાં એક પાંનસોની નોટનો ટુકડો હતો. આ બંને ભેટો મને ઘણીજ આવકારદાયક થઇ પડી, કેમકે સલાદીનની ટોલીવાલાઓએ બીજા સઘલાંઓનું સઘલું લુટી લીધું હતું તેમજ મારૂં પણ લુટી લીધું હતું, અને તેથી હું દરેક પ્રકારે મોહતાજમંદ બની રહયો હતો. દીન્યારજી અને મારા શેઠ પોતાની હોરમત ને જાંણીતાં થયલાં નામને સબબે આગલી રાતના સઘલું ખોહી આવ્યા પછી સહવાર પડતાંજ તે શેહેરમાં મનમાનતી રકમ એક લેહેજામાં ઉભી કરી શકયા હતા, અને તેનો મને પણ આ રીતે લાભ આપવામાં આવ્યો હતો તે જોઇ મને ઘણો સંતોશ થયો.

લુટારા સરદાર સલાદીન અને તેની ટોલી વીશે મને તે પછી ફુરસદને વખતે મારો શેઠ કે જે મારા સાથે તમામ હલી ગયો હતો તેનાસે ઘણી વાતો થઈ, અને તેણે મને ઘણીક નવી વિગતો આપી. તેણે કહ્યું કે તે લુટારાઓની એ ગલાંફાંસું હીલચાલ ને લુટફાટ ઉપર સરકાર જે ઉઘાડાં આંખવિંચામણાં કરે છે, તેનો સબબ ખાંનગી ચાલતી અફવાઓ પ્રમાણે એ છે કે તે કાંઇક એવાં ઓચરીયાંઓ લઇને નાહડો છે, કે જે જ્યાંસુધી પાછાં મલે નહીં ત્યાંસુધી રાજા એ આરબ સરદારના એક બાલને પણ ઇજા થવા કે કરવા દેવાનો નથી.

---

## પ્રકરણ ૧૧૯ મું.

### તા૦ ૧૫ મી નવેંબર ૧૮૬૧

ઉપલી વાતને કેટલાક દીવસ ગુજરી જતાં અમો બેંગલોરમાં નવાં જુનાં થઇ ગયાં, અને ત્યારપછી એક દીવસે મને અચબુચ યાદ આવ્યું કે તે દહાડો તા૦ ૨૫ મી નવેંબર ૧૮૬૧ નો હતો—એટલે મારી માનીતી શીરીનના મમાવા કડક કોરજી શેઠનાં ઘર-

માંથી હું જે બે વરસની મેહતલ માટે બાહાર પડયો હતો તેમાંથી એક વરસ આજે આખેર થયું હતું. એક વરસ! એ એક વરસ કે જે પાણીના રેલા માફક પસાર થઇ ગયું હતું, અને તોપણ તે એકજ વરસના અરસામાં ખ્યાબંધ બનાવો મારા બાબમાં બની ગયા હતા. કોરજી શેઠનાં મકાંનમાંથી બાહાર પડતાંજ મેં મારા મરનાર શેઠ મેહેલાશાહની બેટી જરબાઈને આગમાં બલી મરતી બચાવી હતી તે—તે વખતે દાદીબા અને જરબાઈએ મારે લગતો એક જે ભેદ ભરેલો ગભરાત બતાવ્યો હતો તે—પાકજાદ ખુરશેદનું દુઃખ ભરેલું મરણ—ખુરશેદનાં મોહોતવાલાં મકાંનમાંથી મને મલેલી એક કાગલની કાપલી (કે જેમાં મને વધારે નહીં હેરાંન કરવા કોઇ મારા અજાંણ્યા ને છુપા શત્રુએ હોમલા ખુંધાને તાકીદ કરી હતી) તે—રૂસ્તમજી રાનજી લકબે સોલુ દમણ્યાએ મને મારૂં સર્વસ્વ લુટી લગભગ ભીખારી બનાવી દીધો હતો તે—ત્યારબાદ મેં કી-ધેલી ખાંનબાહાદુર શેઠ જમશેદજીને ત્યાંની નોકરીમાં બનેલા અસંખ્ય બનાવો—એ સઘલું ફકત ગઇ કાલે બનેલું હોય તેમ મારાં મનમાં હતું, અને તોબી તે બનાવોને તથા તે વાતોને આજે એક આખું વરસ વહી ગયું હતું!

એજ રવેસે હજી એક બીજું વરસ વહી જવા પછી મારી શીરીનના હાથની ઉમેદવારીમાં ઓસ્તવાર બની મારે તેણીના મમા-વાની હજુરમાં હાજર થવાનું હતું. વાંચનાર યાદ કરશે કે જ્યારે કડક કોરજીબાએ એ બે વરસને ખાતર મને પોતાનાં ઘરમાંથી બાહેર કાઢયો ત્યારે તેણે મને કહ્યું હતું કે—

"એ બે વરસના અરસામાં તારે મારાં ઘરમાંથી નીકલી દુનીયાનો અનુભવ લેવો પડશે. * * * આજે ૧૫ મી નવેંબર ૧૮૬૦ છે, અને તારે ૧૫ મી નવેંબર ૧૮૬૨ ને દીવસે મારાં છાપરાં હેઠલ પાછું આવવાનું છે. ત્યાંવેર તારે શીરીનને કદી મલવું નથી—શીરીનસે કદી કાગલ પતરો ચલાવવાનાં નથી—મારા પાસ પઇસાની કે બીજી કશી પરકારની મદદ મંગાવવી નથી એ સઘલું ખુબ રવેસે યાદ રાખવું. એ બે વરસમાં દુન્યામાં તું આજવેર રવડયો છે તેમ રવડતાં તું આજે જેવો છે તેવોજ સદગુણી રેહે તો મારાં ઘરમાં આવજે, ને વગર શરમાવે બચીત આવજે, કે જયારે મારા મેહેલનાં બારણાં વાજતે ગાજતે ઘામઘુમથી તારે માટે હું ખુલ્લાં મુકશ. પણ જો એ બે વરસના અરસામાં એકબી કામ તારાથી શરમાવવાનું થાય, ને તારી આગલી ચાલને તેથી જરાબી દાઘ પોંહોંચે તો મારાં ઘરમાં આવવાની તજદી લે-તોજ ના, કેમકે મારાં ગમે એટલાં આ વેલાનાં તારે માટેનાં માન છતાં ત્યારે હું તને ત્યાંથી હાંકી કાઢશ, અને મારી ગમે એવી મરજી છતાં શીરીન તારા સાથે પરણશે નહી."

એમ કોરજી શેઠે કહ્યું હતું, અને એ એક વરસ મેં એવી રીતે પસાર કરયું હતું કે બીજું વરસ બી જો હું તેજ રીતે પુરૂં કરી શકું તો પુર હીંમતથી તે બુજોર્ગ ગ્રહસ્થનાં મકાંનમાં આવતે વરસે આજને દીવસે હું જઈ શકશ.

તેજ દીવસે બેંગલોરમાં એક નામીચો ઈંગ્રેજી નાટક થનાર હતો, અને ત્યાં દીન્યારજી પોતાનાં કુટુંબ અને મારા શેઠ સાથે જનાર હતા. વાસ્તે તેઓએ પોતાને માટે પેહેલા વર્ગની બેઠકો આગમચથી રખાવી હતી. ત્યારબાદ મારા શેઠે મારી પણ મરજી પુછી, અને મેં પણ ત્યાં જવાને ઉલટ બતાવ્યાથી તેણે મારા વાસ્તે ગ્યાલરીની એક ટીકટ મંગાવી.

તે રાત્રે વખતસર અમોએ જઇને નાટકશાલામાં જગા લીધી. મારી બેઠક ફર્સ્ટ કલાસને માથે આવેલી હતી, અને તેબી એવી રીતે કે ત્યાંથી આખા ફર્સ્ટ કલાસનો દેખાવ મારી નજરે આવતો હતો. તે આખી નાટકશાલા તમાશગીરોથી ચીકાર ભરાઈ ગઇ હતી, અને તેના પેહેલા વર્ગના તમાશગીરોમાં પેહેલે વાંધેનાં યુરોપીયન અને પારસી ગ્રહસ્થો અને તેમનાં કુટુંબોની સારી સંખ્યા હાજર થયલી જોવામાં આવતી હતી, તોપણ હજી કેટલીક સીટો આગમ-ચની રીઝર્વ કરેલી ખાલી હતી, અને કેટલાંક કુટુંબો હજી આવ્યાં જતાં હતાં. તે અરસામાં પેહેલા વર્ગમાં બેઠેલાંઓમાં કાંઈક માંહો-માંહેની ધીમી વાતચીત થઈ અને તુરત સઘલાંઓની નજર બારણાં ભણી ખેંચાઇ—એક પારસી કુટુંબ અંદર આવ્યું, અને તેઓમાં એક બેહદ ખુબસુરતી ધરાવનાર જવાંન પારસી બાંનુ હતી, કે જેના ઉપર સૌનું ખાશ ધ્યાંન ખેંચાયું હતું.

એ બાંનું કોણ હતી? મેં મારી આંખ ફરી અને ફરીથી ચોલી, અને ખુશાલીથી ખાતરી થતી ચશમોએ મેં બેશુમાર અ-ચરતી સાથે જોયું કે તે કોઇ નહીં પણ મારીજ માનીતી શીરીન હતી!

શીરીન સાથે તેની માતા અને તેનો બુજોર્ગ મમાવો હતો. કડક કોરજી શેઠ કાલા દગલા પાટલુન સાથે નહીં ઓલખાય એવી રીતે ફેરવાઇ ગયલા હતા, અને તેઓ જે ઓસ્તવાર કદમે ચાલતા હતા, તે બતાવતું હતું કે પોતાની દીકરી અને દીકરીની દીકરીથી મલતાં સુખે તેમની તંદરાસ્તીમાં ઘણો મનમાંનતો સુધારો કર્યો હતો.

શીરીનનો ઠઠેરો ઘણો ભારી હતો. તેનો પોસાક ઘણો બેમુલો અને ઉંચો હતો, અને તેણે જે મોંઘી કીંમતનું ઘરેણું પેહેરેલું હતું તેથી તેની બેહદ ખુબસુરતીમાં વિખ્યાત વધારો થતો હતો. રૂપાંબાઇ પોતે બીલકુલ સાદી ઢપે ડ્રેસ કરીને હાજર થઇ હતી, તોપણ તેણીનીબી દેખીતી ઢપછપપરથી તે સુધરેલી સોસાયટીમાં ફરવાને તદન લાયક લાગતી હતી.

નાટક જોવાપર મારૂં મન લાગ્યું નહીં. નાટક સેકસપીઅરના કરેલા મનપસંદ ખેલ "મેકબેઠ"નો હતો, અને વીલાયતથી આવેલી એક જાણીતી ઇંગ્રેજી નાટક મંડલી મુંબઇમાં પોતાના ખેલો કરી હીંદુસ્થાનમાં ફરતી ફરતી હયાં આવી હતી. તે પેહેલીવાર એ ખેલ ત્યાં ભજી બતાવનાર હતી, પણ તે ખેલ ઉપર મેં કહ્યું તેમ મારૂં દીલ મુતલગ લાગ્યું નહીં, અને જે એતેશાકે બરાબર એક વરસે મને શીરીન સાથે લાવી નાંખ્યો હતો તે ઉપર ગંભીર ઘોર કરતો હું શીરીન તરફ ટીકતો બેસી રહયો—તે એટલે સુધી કે મારી પાસે બેઠેલા એક પારસીએ તે "શેઠયાની દીકરી"પર મોહી પડવાની મારી "નાદાનીયત"પર આસેપાસે ખુબ રમુજ વતીક બનાવી.

નાટક ખલાસ થયો, અને ફર્સ્ટ કલાસ ખાલી થઇ ગયો, તોબી હું સાવજ જેવો બેસી રહી જે ખુરસીપરથી શીરીન ઉઠી ગઇ હતી તે ઉપરજ ટીકતો હતો, તેટલામાં તે બાજુએ એક બીજો આસામી આવ્યો, કે જેને જોતાંજ હું ચોંકયો. તે પેલો હોમલો ખુંધો હતો!

પોતાની બીલાડા જેવી આંખે તે આજુબાજુ તપાસતો તપાસતો અંદર આવ્યો, તેથી મેં જોયું કે તે છુપી રીતે કોઇને શોધતો હતો, પણ તે આખો વર્ગ લગભગ ખાલી થઇ ગયલો જોઇને તે તરત ત્યાંથી જતો રહયો.

તેની એ હીલચાલ મને પસંદ આવી નહીં. તે કોણને શોધવા આવ્યો હતો ને શું મકસદથી શોધતો આવ્યો હતો તેનો મને વસ્વસો પેદા થયો. જેમ શીરીને કે તેની સાથવાલાંઓએ મને મુતલગ જોયો નહીં હતો અને જેમ તેઓને સ્વપનેબી ખબર નહીં હતું કે તેઓ જે શેહેરની સેલગાહે હમણાં આવેલાં હતાં ત્યાંજ હું પણ હતો, તેમજ હોમલા ખુંધાએ પણ આ વેલાએ મને જોયો નહીં હતો, અને મેં તેને જોયો હતો એમ તેને ખ્યાલ ન હતો.

હું તુરત હવે મારી જગ્યાપરથી ઉઠયો, અને બાહેર ગયો. મેં જોયું કે મારો શેઠ અને તેની સાથવાલાંએ મારી વાટ જોઇને ચાલી ગયાં હતાં, તેમજ શીરીન અને તેની સાથવાલાંઓ કે હોમલો ખુંધો વટીક મને ઠીએટર આગલ જણાયાં નહીં, અને તેથી મેં આજે જે જે જોયું હતું તે ઉપર વીચાર કરતો અને તે રાતની ખુશનુંમાં ચંદની ઘોરતો નાટકશાલા તરફથી અમારા મુસાફર બંગલા તરપ હું ચાલતોજ નીકલ્યો, કેમકે તે રસ્તાઓથી હું હવે સારી રીતે માહીતગાર બની ગયો હતો.

મારી ખાત્રી થઇ કે હોમલો ખુંધો કાંઇબી બુરી વાસનાથી કોરજી શેઠ અને તેની દીકરીઓ પુઠે બેંગલોરમાં આવેલો હતો, અને એ તરક ચલાવતો હું ચાલતો હતો તેવામાં મારીથી થોડેકજ આગલ મેં તેજ બુરાને ઉતાવલે કદમે ધસ્યો જતો જોયો. આથી તે મને નહીં જોય તેમ હું તુરત તેની પુઠે ચાલ્યો. અમો એમ ઘણુંક ચાલ્યા પછી એક તદન અંધારી ગલીમાં હોમલા ખુંધાએ ઝડપથી વલાંણ લઇ લીધી, કે જે ગલીમાં તેની પુઠે જવાની મારી છાતી ચાલી નહીં; પણ તે અંદર ઘણું ગયો નહીં તેટલાં સામેથી કોઇ ઘોડાપર તેને આવી મલ્યું તે મેં ઘોડાના પગની એડના અવાજપરથી જાણ્યું. આથી હું પણ અંધારાંમાં વલાણ લઈ તેઓથી થોડેક દુર જઈ ઉભો, અને તેઓની વાત સાંભલવાની મેં ઘણીક કોશેશો કરી, પણ મને કશું સંભલાયું નહીં. હું ફકત એટલુંજ જાણી શકયો કે તેઓ ઉરદુ એબારતમાં અકેકને કાંને લાગી વાત કરતા હતા, પણ શું વાત કરતા હતા તેનો એક હરફબી હું સાંભલી શકયો નહીં, અને છેક પાસે જઈ સાંભલવાની હું હામ ચલાવી શકયો નહીં.

તેઓએ કાંઈ ઘણી વાત કરી નહીં, પણ બે ચાર મીનીટમાં તેઓ છુટા પડયા. તે સવારે ઘોડો ફેરવી તેજ અંધારી ગલીમાં ઘો[illegible] મારી મુકયો, કે જ્યારે હોમલો ખુંધો હું જ્યાં અંધારાંમાં છુપાયો હતો ત્યાંથી છેક મારી લગોલગ થઈને ચાલી ગયો. હયાં મને લાગ્યું કે તે બુરાએ જે કાવત્રું રચવા માંડયું હોય તેનો તે રાતનો ભાગ તમામ થઈ રહયો હતો, અને તેની પુઠે વધારે વાર જવામાં સલાંમતી નહીં તેથી તેમજ મને મારા મકાંનમાં જતાં મોડું થાય તો મારે માટે સારૂં વિચારવામાં નહીં આવે માટે હું ટુંકે રસ્તે મારા મુસાફર બંગલામાં પોહોંચ્યો, અને મારી જગ્યાપર જઇ રાતોરાત તો સુઇ ગયો.

---

# પ્રકરણ ૧૨૦ મું.

## અધુરો ખુલાસો.

બીજે દહાડે હું બેંગલોરમાં હોમલા ખુંધાની અથવા તેણે રચેલાં કાવતરાંની કરીબી કલ પાંમવાની જુસ્તેજોમાં ઠેકાંણે ઠેકાંણે રવડયો, પણ તેની અથવા તો શીરીન અને તેની સાથવાલાંઓની વટીક મને કશી ભાલ મલી નહીં, અને હું થાકી કંટાલીને તે દહાડે ઘર આવ્યો.

બીજે દીવસે સહવારનાં તે મુસાફરખાંનાનાં એક નોકરે મારા હાથમાં મારા શેઠને નામનો એક કાગલ મુકયો, કે જે તેને એક સીપાઇ આપીને ચાલી ગયો હતો, અને તે કાગલ મારા શેઠને હવાલે કરવા તેણે મને પરમાસ કરી; પણ તે કાગલ ઉપરના સરનામાંના અક્ષર મેં આગલ જોયલા હોય તેમ મને લાગ્યું, અને ભેજું કસીને યાદ કરતાં મને તુરત ભાંણ આવ્યું કે ખુરશેદનાં મરણ વખતે હોમલા ખુંધાના ઓરડામાંથી મને જે કાપલી મલી હતી તે કાપલીપરના અક્ષર અને આ સરનાંમાંના અક્ષરમાં એક કદી—ભુલાવો—નહીં—ખવાય એવું એક મલતાપણું હતું!

ત્યારે શું મને મારા છુપા શત્રુની અંતે ભાલ મલતી હતી? વાંચનાર જાણે છે કે તે ફાટી ગયલી કાપલીમાંથી જેટલું વંચાતું હતું તે પરથી તો એજ અનુમાંન થતું કે હોમલા ખુંધાની સઘલી મારા ઉપરની સતાવણીઓ તેની પોતાની તરફની નહીં હતી, પણ કોઇ બીજો પરદેનશીન રહી હોમલાને આગલ પાડી મારા ઉપર સેતમ ગુજરાવતો હતો. તે કાપલીમાં જે લખ્યું હતું તે વાંચનારની યાદદાસ્ત તાજી કરવા હું ફરીથી નીચે ઉતારૂં છું:—

"વલમાં હું આટલું લખી જાઉં છું. કાવલાને આજ પછી તમારે જરાબી છેડવાનો નથી. હવે પછી તમારી મારફતે તેનો એક બાલ વાંકો થશે તો હું તમોને પુછી શકીશ. હવે પછી મલશું ત્યારે ખુલાસાથી હું ત—"

આટલું તે કાપલીમાં હતું. તેની આજુબાજુના ભાગો ફાટી ગયા હતા અને મારા હાથમાં આવ્યા નહીં હતા, તે એટલે સુધી કે તે કાપલીમાંનો પેહેલો બોલ જે દેખઈતી રીતે "ઉતાવલમાં" કરી હોવો જોઈયે તેબી અરઘોજ ફકત તે કાપલીમાં આવવા પાંમ્યો હતો, તોપણુ એ કાપલી મેં સંભાલથી સાચવી રાખી હતી, અને તેથી દોડી જઈને મેં તે સરનાંમાંપરના અક્ષર તે કાપલીમાંના અક્ષર સાથે તપાસ્યા, અને હું ખરો પડયો.

એટલા ઉપરથી હું ઉસકેરાઇ આવેલો અને તે લખનારનું નામ જાંણુવાને તલબગાર થયલો મારા શેઠ આગલ ગયો, અને તેને તે કાગલ આપ્યું. તેણે તે હાથમાં લીધું અને બેદરકાર ઢપે સરનામાંનાં દસકત જોઇ તે પરબીડું ઉખેડતાં અરધું મનસે અરધું મોટે બોલ્યો, "હો! દાદીબા બાટલીબોઈ તરફથી?"

દાદીબા? મારી આંખ આગલથી એક પરડો દુર થયો. તેની મારા તરફની હીલચાલ અવલથીજ કાંઇ ભેદ ભરેલી હતી. જ્યારે હું મેહેલ્લાશાહ શેઠની ચાકરીમાં હતો ત્યારે મને પેહેલો ત્યાં જોતાંજ તેનો ડોલો મારામાં ખોબાયો હતો, અને બાગમાં હું ફુલ એકઠાં કરતો હતો ત્યારે બીલકુલ બેદરકારીની ઢપે મને જેમ તેણે પોતાની નોકરીમાં લેવાની ખાહેશ બતાવી હતી તેમજ ખુદ મેહેલ્લાશાહ શેઠ પાસેબી મને માંગી લેવા તેણે ત્રણ ચાર વાર "મારી" જાંણેજાણુ કાલજી કરેલી હતી. ત્યારબાદ સોહલુ દમણ્યાનાં કાગલોમાંથી મલેલી દાદીબાનાં લગનની નોંધ જ્યારે હું તેઓને આપવા ગયો હતો ત્યારે, અને છેલ્લી આગના બનાવની વખતે દાદીબાએ તેમજ જરબાઈએ મારા તરફ ગભરાતની અથવા હેતની જે કાંઇ નહીં સમજાય તેવી લાગણીઓ બતાવી હતી તે સઘલું મને અચરત કરતું હતું, અને તેજ મારો સતાવનાર શત્રું નીકલ્યો એ વાત વીશે મારી ખાત્રી થતાં હું અચરતીથી દંગ થઇ ગયો.

મારા શેઠે એ મારી અચરતી મુતલગ જોઇ નહીં. તેનું ધ્યાંન તે કાગલ વાંચવાપર હતું જે ઘણું ટુંક હતું, અને તે તે વાંચી રહયો એટલે હું ચાલી જતો હતો તેવામાં તેણે મને પાછો બોલાવી કહ્યું, "જરા સબર કર કાવલા, આ ફકત એક મારા ફ્રેંડને ત્યાંનું જમવાનું ઇજન છે, વાસ્તે તેનો હું જવાબ લખી આપું તે આપી આવ."

મારા શેઠે ટેબલ આગલ બેસી તે જવાબ ચીતરી કાઢયો, અને દાદીબાએ જે બંગલામાં ઉતારો લીધો હતો તેની ચોકસ ઇધાંણી આપી મને રવાના કીધો; પણુ હું ત્યાં જવા નીકલ્યો તે આગમચ મારા ઓરડામાં જઈ પેલી કાપલીબી થાવી મેં ગજવામાં મુકી, અને પછીજ દાદીબાને ત્યાં ગયો.

ત્યાં એક નોકરે મારા હાથમાંથી ચીઠી લઇ લેવા માંગી, પણ તે મેં તેને આપી નહીં, અને તેના શેઠ સાથેજ મલવા માંગ્યું. તેણે ત્યારે મારૂં નામ પુછયું, પણ તેબી મેં આપ્યું નહીં, કારણ

કે ત્યારે તો લુચ્ચો દાદીબા મને બાહારોબાહારજ વલાવાનું કરે. મેં તે નોકરને સમજાવ્યું કે તારો શેઠ કાંઇ મને ઓલખતો નથી, તેથી હું નામ આપશ તેબી નકામું થશે, વાસ્તે તું તારે જઇને એટલુંજ કહે કે કોઇ જરૂરના કામસર તમોને મલવા માંગે છે.

એ પેગાંમ પોંહોંચતાંજ દાદીબાએ મને ઉપર બોલાવ્યો, અને તે જે દીવાંનખાનામાં બેઠેલો હતો ત્યાં મને દાખલ કરવામાં આવ્યો.

"ઓ તું છે કે કાવલા?" તેણે મને જોઇને ખરાં દીલની અચરતીથી કહ્યું—કે જ્યારે મેં જોયું કે તે મને ત્યાં જોઇને કોઈ રીતે ખુશી થયો નહીં; "કેમ આવવું થયું?"

"પેહેલાં તો સાહેબ મારે મારા શેઠ માંણેકજી મેહેતાનો આ જવાબ તમોને આપવાનો છે," મેં તે આપતાં કહ્યું.

"ત્યારે તું હમણાં તેઓની નોકરીમાં છે?" તેણે તે કાગલ લઇ ઉખેડતાં કહ્યું.

તેણે તે કાગલ વાંચ્યું, અને પછી "સલાંમ કહો" કરીને મને જ્યાં ત્યાંથી કાઢવાની વાત કીધી, પણ હું કાંઇ ત્યાંથી ગયો નહીં. "સાહેબ," મેં કહ્યું, "મેં કાંઈ એ એકજ કામને માટે તમોને મલવા માંગ્યું નહીં. જો એ એકજ કામ હતે તો હું તમારા નોકરને હેઠેથીજ એ ચીઠી આપી ચાલતો થતે, પણ મારે ઉપર આવવું એમ પડયું કે મારે તમો તરફથી કેટલાક ખુલાસા ચાહવા છે."

"ખુલાસા?" દાદીબાએ તુચ્છકારથી કહ્યું—કે જ્યારે તેનાં મોંઢા ઉપરનો ગભરાત તે છુપાવી શકયો નહીં હતો; "એ વલી તું શું નવી બેહાઇનો માથામાં પવન લઇ મારા પાસ આવ્યો છે?"

"તોપણ તે પવન કાંઇ ખોટો નથી," મેં કહ્યું. "શું તમે એમ કહેશો કે હોમલા ખુંધાને તમો ઓલખતા નથી?"

"હોમલો ખુંધો? હોમલો ખુંધો?" તે યાદ કરતો હોય તેમ બોલતો ગયો, કે જ્યારે તેનો ગભરાત સઘલી દેખઇતી રીતે વધારે ને વધારે વધતો જતો હતો, "હા મને યાદ આવ્યો. તે તો પેલો તારો મામો, કે જે તુંને મેહેલ્લાશાહ શેઠનાં ગુજરવા પછી મારા પાસથી માંગી લઇ ગયો હતો."

"જેમ મારી ખાત્રી છે કે તે મારો મામો નથી તેમજ હું વીશ્વાસથી માનું છું કે તમારીબી ખાત્રી છે કે તે મારો મામો નથી,"

મેં હીંમતથી કહ્યું, "કેમકે હોમલા ખુંધા વીશે હું જેટલું જાંણું છું તે કરતાં તે બદમાસ વીશે તમો વધારે જાંણો છો તેમાં કાંઈ શક નથી."

"એ આય દુકતો શું કેહેવા શું માંગે છે?" તેણે ઘણા ગુસ્સાનું ડોલ કરીને કહ્યું, કે જે ડોલ મેં જોયું કે તમામ ખોટું હતું, કારણ કે જો ખરાંપણાંની તેનામાં જરાબી હીંમત હતે તો અલારમાં તો તે મને લાત મારીને તે ઓરડામાંથી બાહાર કાઢી મેલતે— એવો તે એક રોબવાલો મોટો શેઠીઓ હતો.

"હું એમ કહેવા માંગું છું દાદીબા શેઠ," મેં તેના છેલ્લા સવાલના જવાબમાં તોરથીજ કહ્યું, "કે તે નીચ હોમલા ખુંધાને હાથે મેં ઘણું ખમ્યું છે, અને મેં જે જે જાલેમ જોહેમતો ખમી છે તે સઘલાંનું અવલ મુલ તમો પોતે છો."

"છોકરા," દાદીબાએ ગંભીરતાથી કહ્યું, "હું તુંને ધીરજથી સાંભલું છું તે એટલાજ માટે કે તેં એક વરસ દહાડાની વાતપર બાઇસાહેબનો જીવ બચાવ્યો હતો, અને તેનાં હેશાંનમાં તારા મનમાં મારે વીશે કાંઇબી ખોટો ખ્યાલ હોય તો તે મારે સમજાવતથી દુર કરવો જોઈએ."

"પણ તે ખ્યાલ કાંઈ ખોટો નથી," મેં મજબુતાઇથી કહ્યું. "તે આગ પછી મને વધારે નહીં સતાવા માટે તમેજ હોમલા ખુંધાપર ફરમાંન લખી વાલ્યું હતું, એટલે મારી આગલી સતાવણી અને સંકટોના જવાબદાર હું તમોનેજ સમજી શકું છું. એ વાત જો તમો હજી નામુકર જતા હોવ તો તમારાં મોંહ ઉપરનો ગભરાત તેની જેવી જોઇએ તેવી સાહદત છે, અને તે કરતાં વધારે આ એક કાપલી છે"—અને તે કાપલી હયાં મેં તેના હાથમાં મુકી— "કે જે કાપલીમાંના દસ્કત આજે તમોએ મારા શેઠપર લખેલી ચીઠીપરના દસ્કત સાથે બીલકુલ એકમલતા છે."

"ઓહો? ત્યારે તેજ તારી સાહદત છે?" દાદીબાએ હવે હીંમત આવી હોય તેમ તેણે કહ્યું, કારણ કે તેણે જોયું કે તે કાપલીવાલી ચીઠીપરની સહી કાંઇ મારા વાંચવામાં આવી નથી. "તું ત્યારે તો કોઈ ખરો ગધેડો છે. ફકત મારા દસ્કત તે કાપલી પરના દસ્કતને મલતા આવ્યા તેથી તું ઉખરા જેવો મારા ઉપર નજીસ

તોહમતો મુકતો અહીં દોડી આવ્યો તે માટે તુંને શરમાવવું જોઇએ છે. નીકલ મારી સાંમેથી હમણાં, નહી તો કે હવે લાત ખાઈને બાહાર જશે."—અને જાંણે ઘણોજ ગુસ્સામાં આવ્યો હોય તેમ તે કાપલી—તેનાં પાપની તે એકજ સાહદત તેણે હું તેને અટકાવું તે આગમચ ફાડીને કરચ કરચ કરી નાંખી.

"જો તમારાં દીલમાં પાપ નહી હતે તો તમો એ કાપલી ફાડતેજ શું કરવા?" મેં ઘણા ગુસ્સાથી કહ્યું. "હાલ તો હું જાઉં છું કારણ કે તે પાપ સાબેત કરી આપવાની સતાવાર સાહદતો મારી પાસે કશી નથી, પણ યાદ રાખજો સાહેબ કે મારી તરફ તમોએ વગર વાંકે ચલાવેલી એ ઘાતકી ચાલ માટે મોડે વેહેલે તમોને પસ્તાવાનું છેજ"—અને હું ત્યાંથી ઘણા ગુસ્સામાં ચાલી જવા કરતો હતો, તેટલાં તે બારણું ઉઘડયું, અને જરબાઈ અંદર આવી.

તેનો સઘલો ભપકો અસલનાજ જેવો હતો. તેણે મને જોયો નહીં હતો, અને તેથી પછીથી મને જોતાંજ તે અચકીને ઉભી, કે જયારે તેનાં મોંહ ઉપર કાંઇ અજબ ફેરફારો થયા—કે જે ફેરફારોમાં દયા, પ્યાર, ગુસ્સો, ધીક્કાર યા કઇ લાગણીઓ હતી તે સમજવું કાંઇ સેહેલ નહીં હતું; પણ વલી પછી તેને તુરત ભાણ આવ્યું હોય તેમ મારી આગલ આવી, અને મમતાના કાંઈક ધ્રુજતા સાહાદે બોલી, "તેં મારો ગયે વરસે જીવ બચાવ્યો હતો, અને ત્યાર પછી આજવેર કોઈબી રીતે તારો ઉપકાર માંનવાની મને તક નથી મલી."

"જો તમો જરાબી તેમાં ઉપકાર જેવું સમજતાં હોવ," મેં તોરથીજ કહ્યું, "તો તમારા ધણીને કહો કે મારો પીછો મુકી દીએ. એવણે મને ઘણો સતાવ્યો છે, અને—"

પણ હું આગલ બોલી શકયો નહીં. જરબાઈ એટલી બધી ગભરાઇ ગઇ કે તે બીહીધી, ધ્રુજી અને રડી પડી.

"કેમ થયું જર?" પછવાડેથી દાદીબાએ હવે ધારો ગુસ્સાનો પોકાર માર્યો, અને તેથી જરબાઇને કાંઇક ભાંણુ આવ્યું હોય તેમ તે સાવધ થઈ; પણ હું સમજી નહીં શકયો કે હવે મારે ત્યાંથી જતો રેહેવું કે હજી ઉભો રેહેવું, કારણ કે દેખઇતી રીતે જરબાઇ મને કાંઈ કેહેવા માંગતી હતી, જે પોતાના ભરથારના ધાકની મારી તે બોલી શકતી હતી નહીં.

"જા કાવલા જા અહીંથી," દાદીબાએ પાછો નરમ પડી જઈને કહ્યું; "હું પાક ખુદાના કસમ લઈને કહું છું કે હું તારા એક બાલને અલવલ આવવા દેવશ નહી."

"મેં તમોને કશી ઇજા કોઇ દહાડે કીધી નથી—તમારૂં કદી કશું બુરૂં ચાહયું નથી," મેં લગભગ આંખમાં આંસુ લાવી કહ્યું, "અને ત્યારે તમો જેવા એક મોટા માણસ એક બદમાસની મારફતે હું ગરીબને સતાવી શું હાંસલ પામવાના છો? ખુદા તમારા મનમાં મારે માટે મેહેર મુકો,"—અને હું બાહાર નીકલ્યો; પણ બાહેર જતાં મને જરથાઇનાં દચકાંઓનો ફરી પ્રગટ અવાજ આવ્યો, અને તે દેખાવ મારાથી નહીં જોવાઇ શકાવાના સબબે હું ધસીને બાહાર નીકલી પડયો.

---

## પ્રકરણ ૧૨૧ મું.

### માઠા સમાચાર.

હું તેઓની હજુરમાંથી બાહેર પડયો, અને મારા મુસાફરબંગલા તરફ જતો હતો તેટલાંમાં મને પેલોજ યુરોપીયન મલ્યો, કે જેણે સલાદીનના કીલ્લામાંથી નાહાસી આવતી વખતે મને અને તેહેમાનાને પોતાની ગાડીનો મુબારક આસરો આપ્યો હતો. તેણે મને જોતાંજ આગલ આવીને ખુશ મીજાજે શેંકહેંડ કરી, અને પછી મારી સાથે વાતે વલગ્યો.

"કેમ પછી," તેણે પુછ્યું, "તમોને અને તે પારસી બાનુને કેદ પકડવા માટે તે લુટારાઓને તમોએ શું સજા કરાવી?"

"કશી બી નહીં," મેં હસીને કહયું. "મને ખબર મલવા મુજબ માઇસોરના માહારાજાનાં તે ઘણાંજ અગત્યનાં રાજદ્વારી ઓચરીયાં લઈને નાહસી ગયો છે, માટે તેને તે રાજ તરફથી સજા થઈ શકતી નથી, અને બેદીલ થયલી પ્રજાનું જોશ તેનાં ટોલાંમાં એટલું વધતું જાય છે કે તેમનું જોર ભાંજવાને કોઇ કશું કરી સકતું નથી."

"ખરી વાત છે," તેણે કહયું. "તે આરબ સરદાર પાસેના જો તે ઓચરીયાં માહારાજાના હાથમાં આવે તો ઇંગ્રેજી સરકારની મદદ લઈને બી આજે તે માહારાજા એ લુટારાઓનું જોર તોડી

નાંખે, અને મેં સાંભલ્યું છે કે માહારાજાએ ભર દરબારમાં કસમ પણ ખાધેલા છે કે તે ઓચરીયાં જે લાવી આપે તે જે માંગે તે તેને એનાયત કરવું, અને પોતાની શક્તીની હદમાં હોય તો તેની એકબી અરજ પાછી ફેરવવી નહીં."

"પણ ત્યારે," મેં અચરતીથી પુછયું, "શું તેના પ્રધાનો તે માટે તેને કાંઇ સમજાવતાજ નહીં હશે?"

"તેના પ્રધાનોજ કોણ છે?" તે યુરેપીઅને કહ્યું. "તેનો એક ઘણો લાયક પારસી પ્રધાંન હતો, પણ તે તે રાજાની ઇતરાજીમાં આવ્યો એટલે તેને આજ કેટલું થયું કોઇ સીહા બંદીખાનામાં જંજીરે જકડી કેદ કરી મુકેલો છે. તે પ્રજાનો અતી ઘણો માનીતો હતો, અને પ્રજા તરફથી રાજા સામે તેણે જોશભર તકરારનું માથું ઉચક્યું વાસ્તેજ તે આજવેર બંદીખાનામાં સબડતો કેહેવાય છે."

"પણ ત્યારે શું એવા એક લાયક આસામીનાં ખેશીઓએ અથવા તેની પ્રજાએ તેને છોડાવવાને માટે કશુંજ કીધું નથી?" મેં વાતમાં ઘણો રસ લઇને પુછયું.

"તેઓએ તો ઘણું કીધું; કાલાવાલા કરી તેની તરફથી માફ માંગી લેવામાંબી કાંઇ બાકાત નહીં રાખી, પણ રાજા સ્વતંત્ર પડયો એટલે એકનો બે થતો નથી," તે યુરેપીયને સમજાવ્યું. "જો તે તમારી જાતવાલો પ્રધાંન આજે હતે તો લોક કહે છે જે ચંડાલ સલાદીન રાંક રાહાદારીઓને સતાવવામાં એટલો બધો ફાવતે નહીં, પણ તેવા એક પ્રધાંનવગર તે લોકોપર જુલમાત વરસાવતો જાય છે, અને મેં ગઇ કાલેજ સાંભલ્યું કે વલી તેણે કોઇ કુરજી નામના કુટંબને ત્રણ દહાડા થયાં કેદ પકડેલું છે."

તે યુરેપીયનને મોઢેથી આ છેલ્લી વાત સાંભલતાંજ મને એક સરપે દંખ માર્યો હોય તેમ હું ચોંકયો, અને મારાં મોંહ ઉપરનો રંગ ઉડી ગયો. તે યુરેપીયને તે મારો ગભરાત જોયો અને તે કુરજી કુટંબ મારૂં ઓલખીતું હતું કે કેમ તે મને પુછયું. મેં તેને ઉતાવલા ગભરાતમાં હા કહ્યું, અને તેના તરફથી વગર ધીલે વધુ વીગતો મેલવવાની મેં અરજ સાથે તાકીદ કરી. તેણે એટલા માટે જવાબમાં જણાવ્યું કે "હેદરાબાદનો કોઇ શેઠયો નામે કોરજી શેઠ કોઇ બે બાનુંઓ અને થોડાક ચાકરનફરો સાથે મુસાફરી કરતો હતો તેની ગાડી તે લુટારાઓએ રસ્તામાં અટકાવી, ને થોડા-

વાલાઓને સલામત છોડી મુકયા, જે પછી તે ગાડી અને તેમના અસબાબ સુધાં તેઓ તેમને કેદ પકડી ગયા."

આ ભયભીત સમાચાર સાંભલ્યા પછી હું એક પલ થોભ્યો નહીં. તે ભલા યુરોપીયનનો તેની મારા તરફની આટલી બધી લાયકી માટે ઉપકાર માનવાને પણ મને ભાંણ નહીં રહ્યું, અને મને દેવાનાંપણાંનો પવન લાગ્યો હોય તેમ હું મુસાફર બંગલા તરફ દોડયો. મને બારણાંમાંજ મારો શેઠ મલ્યો, અને તેને આંચકો મારી હું મારા ઓરડામાં દોડયો, તથા મારા પાસ જે પૈસા હતા તે સઘલા મેં ગજવામાં મુકયા

હું એમ કરી નહીં રહયો તેટલાં મારો શેઠ ઘણોજ અજબ થતો મારી પુઠે ઓરડામાં દોડી આવ્યો. તેણે મને એ મારા ગભરાતનું કારણ પુછ્યું, અને મેં ભાગાટુટા બોલોમાં–અત્યંત ઉતાવલમાં સમજાવ્યું કે જેને હું મારા જાંનથી જ્યાદા ચાહતો હતો તે અને તેની સાથવાલાંઓ લુટારાઓને ત્યાં કેદ પકડાયાં હતાં, અને તેમનો છુટકારો કરવા હું જતો હતો.

"પણ કાવલા તું તદન દેવાનો થયો છે! તું તેઓનો છુટકારો કેમ કરી શકવાનો છે તેનો જરા વીચાર તો કર?" મારા શેઠે જીકર કરી સમજાવ્યું. "તે સંખ્યાબંધ શત્રુઓ સાંમે તું એકલો એક શું કરવાનો છે? તેઓ તુંને જોતાંને વાર ઓલખશે, અને ગઇ વખતે તું તેઓના સપાટામાંથી બચી આવ્યો છે વાસ્તે ઓલખતાંને વાર તારા કટકા કરી નાંખશે."

'તેઓ મને મારી નાંખે તો ભલે, પણ જો હું તુરત તેઓની મદદે નહીં જવશ તો ખચીત દેવાંનો થઇ જવશ." મેં ઠડાવથી કહ્યું.

"જો એમજ છે તો તારી હુલડાઇ સામે હું નાચાર છું," મારા ભલા શેઠે કહ્યું. "પણ એમબી ને એમબી જાય છે ત્યારે તો બને એટલું કરવાના ઠેડાવથીજ જા. પેહેલાં તો તું આ પોશાક ઉતારી નાંખ, અને એક નવી ફેશનનો ધારણ કર. આવ મારા ઓરડામાં, અને તેવો કાંઈ બંધબેસ્તો પોશાક તને મેલવી આપું. એ ઉપરાંત મારા પાસ મોટા ખોટા થેબીયાની એક જોડી છે તે પણ તું પેહેડી લે; મને લાગે છે કે પોશાક બદલવા અને તે ઠેબીયાના સબબે તારામાં એટલો ફેરફાર થશે કે તે બાંગરો ખચીત તને ઓલખશે નહીં. તે ઉપરાંત મારી પીસ્તોલો અને હું એક

પાંનસો રૂપીઆ આપું તે સાથે રાખજે, અને પાંઉપીઆદો જાય તેનાં કરતાં તબેલામાંથી આપણો ઘોડો લઇ જા."

મેં મારા શેઠનો આ તેની સઘલી બેસુમાર ભલમનસાઇઓ અને ભલી સલાહો માટે હજારોહજાર ઉપકાર માન્યો, અને જ્યારે બીજી વીસ મીનીટ પછી હું ઘોડેસ્વાર તૈયાર થઇને બેંગલોરનાં રસ્તો મુકી જતો હતો ત્યારે કોઇ અતલગનો ઓલખીતો બી મને ઓલખી નહીં શકે એટલો બધો મારામાં ફેરફાર થયલો જોઇ મારા મનમાં હું મલકાતો હતો, અને મારા શેઠની સલાહોપર આફ્રીન કરતો હતો.

પણ હું મારી માનીતી શીરીનના છુટકારા માટે એકલો શું કરી શકશ?

સઘલો આધાર મેં પેલા મીનોચેહેર ઉપર બાંધ્યો હતો. તે મલી જાય, અને કંઇક તેની મદદ થાય તોજ વલી હું ફાવી નીકલું એમ હતું.

પણ મારી મુસાફરીને દરમ્યાંન હું મારો રસ્તો ચુકયો, અને હું તેમજ જે અસીલ જનાવરપર હું બેઠો હતો તે બંને થાકયા પણ કાંઇ થાગ લાગ્યો નહીં. એમ કરતાં વચ્ચેનાં ગામમાં થોડોવાર આરામ કરવાની મેં ઘણી જરૂર જોઇ, કેમકે મને વગર ચોક્કસ ઇધાંણી લેવે તે પાહાડો વચ્ચે રસ્તો સુઝે એવું હતું નહીં. એટલા માટે મેં જઇને તે ગામમાં જે એકજ ઉતારૂખાનું હતું ત્યાં વીસામો લીધો અને ત્યાં જઈ ખાનું કઢાવ્યું.

હું જમી નહીં રહયો તેટલાં તે ઉતારૂખાનાંનો માલેક જે કોઇ મુસલમાંન જાતનો અને ગુજરાતી બોલી વટીક જાંણતો ન હતો તે મારા પાસે આવ્યો અને મને પુછવા લાગ્યો કે હું જાતે પારસી હતો કે કોઇ બીજો, કેમકે તે મારા પોસાકપરથી મને બરાબર ઓલખી શકતો નહીં હતો. મેં તેને જવાબમાં ખાત્રી આપી કે હું પારસીજ હતો, ત્યારે તેણે મને કહ્યું કે પાસેના ઓરડામાં કોઇ પારસી બે દાહાડા થયા ધાસ્તી ભરી રીતે બીમાર પડેલો છે. મેં તેની શું બેમારી હતી તે પુછયું, અને તેણે જણાવ્યું કે "તે પારસી ગાડીમાં મુસાફરી કરતો હતો, તેટલાં ગાડી ઉંધી વલી ગઇ અને તેનાં માથાંમાં એટલો સખત જખમ થયો કે તેને બેશુદ્ધ હાલતમાં આ પોંહોંચખાનાંમાં લાવવામાં આવ્યો, જયાં તે હજી બેશુદ્ધ પડેલો છે. અમો તેને વાસ્તે જેટલું બને એટલું કરી છુટયા પણ

ને સાવધ થતો નથી, અને દાકટર કહે છે કે જો તે હુસ્યાર થશે તો જીવશે, પણ એક બે દહાડામાં હુશીયાર થાય તેવું લાગતું નથી.”

“તેનું નામ શું છે?” મેં પુછયું.

“તે મને કશું ખબર નથી,” તે પોંહોંચખાનાંવાલાએ કહ્યું. “તેની સાથે તેનો કપડાં ચપડાંનો કોથલો છે અને તેમાં જો તમો સાહેબ જોવાની તજદી લેશો તો કદાચ કાંઇ કરકાગલ્યાં મલશે કે જેથી તેનું નામ જણાશે, અને તે જણાય તો તેનાં સગાંવાહાલાંને તેની માંદગીની વાત જણાવ્યે.”

મેં તરત તે વાત બાહાલ રાખી, અને હું તે જખમી થયલા પારસીના ઓરડામાં ગયો. તે એક બીછાણાંપર પડેલો હતો. ત્યાં બારી બારણાં બંધ હતાં, અને તેથી થયલાં અરધાં અંધારાં અને અરધાં ઉજરડાં વચ્ચે તે પારસીના ચેહેરાસમ મેં નજર નાખી, અને બેસુમાર અચરતી વચ્ચે મેં મારા સદાના શત્રુ હોમલા ખુંધાનો ભયભીત ચેહેરો ઓલખ્યો!

---

## પ્રકરણ ૧૨૨ મું.

### એક જોખમ ભરેલો અખતરો.

હોમલા ખુંધાનો ચેહેરો ભયભીત તો સદાનો હતો, પણ તેના થયલા જખમો ઉપર એક સફેદ પાતો તાંણીને બાંધ્યો હતો તેથી તેનો ચેહેરો બેવડો વધારે ભયભીત જણાતો હતો. તે તદન બેસુદ્ધ પડેલો હતો, પણ તોબી તેનો દમ ચાલ્યા કરતો હતો જેથી જણાતું હતું કે તેની પાપભરી હેયાતીનો હજી આંકો આવ્યો ન હતો.

તે પોંહોંચખાનાવાલાએ તે પછી હોમલા ખુંધાનો કોથલો મને આપ્યો, અને તે લઇને હું મારા ઓરડામાં ગયો. ત્યાં જઈ તે મેં ઉઘાડયો અને તે માંહેનાં પેહેલાંજ કાગલપરની સહી વાંચીને હું ચોંકયો. તેજ કાગલ એટલો અગતનો હતો, કે બીજાં બધાં કાગલ્યાં ધીરજથી તપાસવાને મારૂં દીલ લાગ્યું નહીં.

એ કાગલપર લખતંગ: તરીકે લુટારા સરદાર સલાદીનની સહી હતી. તે ગુજરાતી હરફે ઉરદુ જબાંનમાં હતો, અને તે મેં ઘણાંજ ધ્યાંનથી ચાપીચાપીને વાંચ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"ફીદવી અરજ કરનેકી ઈજાજત ચહાતા હય કે આપકે તરફસે આખીર ખત જો પહોંચા ઉસમે આપને જો રૂપયે દેને ફરમાએ હય વોહ નેહાયત કમતર હય તોભી આપકે કીયે હુવે એકરાર મુઝે કુબુલ હય. આપકી કીહુઈ રકમ મય આપને શાગીરદોંકો બાંટ દુંગા જો ઝટ સે ચટ હો જાયગી; કોડી બચને ન પાયગી વ પાઈ મેરે હાથ ન આયગી, તીસપરભી આપકા ફરમાન બ દીલોજાન બજા લેઆને તયાર હું, ઉસ્તવાર હું; મગર આપ ઈસ બાતકી ખાતર જમા રખનાં કે હમ આપકે પાસે ખાતીર ઉન્હોંકો મુકયદ કરેંગે, મગર ઉન્હોંકા તમામ માલો અસબાબ સબ હમારા હોગા, જીસપે આપકા હક મુતલક ન રહેગા.

જીસ વકત વોહ બેંગલોરસે રવાંનાં હો હમે ઈતલા દેનાં, હંમ ઉન્હે ગીરફતાર કરેંગે–બચને ન દેંગે. બાદઅજ કરીમખાનકે હાથ ઈસ બાતસે આપકો આગાહ કરેંગે. કરીમખાનકો આપકે કરીબ ભેજનેકા બાયસ યેહ હય કે હમારે હમશરીયોંકે અપને ડેરેમે દાખીલ હોને જો ઈસ્મ હમને ઈજહાર કીયા હય વોહ હમારે જાનીબસે આપને મુંહ બ મુંહ સુનનાં ચાહીયે. બાયસ વોહ હમારી જમાઅતકી રજામંદીસે ઈજાદ હુવે ઈસમ સે જો શખ્સ અનજાન હય ઓર ઉસે દાખીલ હોનેકા ધ્યાન હય અગર વોહ દોસ્ત દીલોજાન હય, મગર હમારી નીઘાહોમે દુશમને જાન હંય ઓર હમકો કસ્મે નુખ્હાંન હય ઉસકો જાનસે બેજાન કરનાં હમારા દીનો ઈમાન હય.

"ગર આપ તશરીફ ન લાવેં તો કીસી ઓરકો રવાનાં ફરમાવેં પર આપકે કરાર કે રૂપય દો હજાર દીલાકે વોહ ઈસમ બતાકે ઉસકા હાલ જણાકે ભેજનાં. હમ આપકા ફરમાંન સાથ યહસાંનકે અદા કરેંગે."

સલાદીન હુસન."

આ ઉરદુ કાગલ મારાં ઘણાંક બાનું વાંચનારાંઓને સમજ નહીં પડે એવું છે માટે તેનો ગુજરાતી તરજુમો હું નીચે ઉતારૂં છું:–

"તમો સાહેબનો છેલ્લો કાગલ મલ્યો. તેમાં તમોએ જે રકમ મને આપવા કહી છે તે જોકે ઘણી ઓછી છે તોબી તે મારે કબુલ છે. એ રકમ મને મારા ચેલાઓ સાથે વેંહેંચી લેવી પડશે, જે તેમ કરતાં ચટણી થઈ જશે, અને એક પઈબી બચવાની કે મારે હાથ આવવાની નથી, તોપણ તમારૂં ફરમાંન બાહાલ રાખવા હું આ વખતે ઘણી ખુશીથી તઈયાર છું. એમ કરતાં તમારે ખાત્રી રાખવી કે હું તમારે ખાતર તેઓને કેદ કરીશ, પણ તેઓનો સઘલો માલ અને અસબાબ તો મારો થશે, અને તે ઉપર તમારો હક મુતલગ્ર ચાલશે નહીં.

"એ લોકો બેંગલોરથી નીકલે કે તરત અમોને ખબર આપજો કે અમો તેમને કેદ પકડશું અને બચી જવા દઈશું નહીં. ત્યારપછી કરીમખાંનની મારફતે તે વાતની તમોને ખબર આપીશું. કરીમખાંનને તમારી તરફ મોકલવાનો સબબ એ કે અમારા ગુરૂમાં અમારા દોસ્તોને દાખલ થવા માટે અમોએ જે એક ચોકસ બોલ નીશાંની તરીકે ઠરાવ્યો છે તે પરવાનાનો બોલ મોઢેમોઢું તમોને કેહેવડાવવો જોઈશે. એ બોલથી જે શખ્સ અજાંણ્યો હોય અને અમારા ગુરૂમાં આવે, તો તે પછી અમારો ગમે એવો જાંણી દોસ્તબી હોય તો પણ તે અમારો દુસ્મેન ઠરે છે, અને અમોએ એકમતે લીધેલા પાક કસમ પરમાણે અમો તેને જાંનથી બેજાંન કરી નાખ્યે છીએ.

જો કોઇબી કારણથી તમારાથી અમારા તરફ આવવાનું નહીં બને, તો કોઈને તમારા તરફથી સુખેથી મોકલજો, પણ સાથે અમારી ઠહરાવેલી રકમના બે હજાર રૂપીયા મોકલજો, અને પેલો પરવાનાંવાલો અમારો ભેદી બોલ તેને બરાબર શીખવીને મોકલજો, કે પછી તમારૂં ફરમાંન હેશાંન સાથે અદા કરીશું."

વાંચનાર જોશે કે આ અગતના દસ્તાવેજે હોમલા ખુંધાનાં ભયંકાર પાપપર ઘણું મોટું અજવાલું પાડયું. જે કાગલ ઉપરથી જણાતું હતું કે હોમલા ખુંધાએ એમ ખામખા ખબર આપીને કોરજી શેઠ અને તેની દીકરીઓને દીસાદીસ મુસાફરી કરતાં પકડાવ્યાં હતાં. તે બુરાની મતલબ એ હતી કે એ રીતે તે દોસાને કેદ કરાવી તેના પાસે પોતે હાજર થવું, અને દરમાસે તેનાં ગુજરાણને માટે એક ગંજાવર રકમ તેના તરફથી મલતી જાય એવું તેના પાસથી લખત કરાવી લેવું, કે જે લખતપર તે સહી આપે ત્યારેજ ત્યાંથી તેને જતો મુકવો. એટલા માટે તેણે તે લુટારાઓ સાથે આગલથી કાગલ પત્રો ચલાવેલાં હોવાં જોઈએ, અને 'મેકબેથ'ના નાટકની રાત્રે એક અંધારી ગલીમાં એ લુચ્છા હોમલા ખુંધાને જે ઘોડેસ્વાર મલ્યો હતો તે કોઇજ નહીં પણ કરીમખાંન કાંઈ એજ બાબદને લગતી વાતચીત કરવા આવેલો હોવો જોઇએ.

વલી મારે જણાવવું જોઇયે કે એ કાગજવાલાં કવરમાંથીજ મને રૂ. ૨૦૦૦ ની રકમની એક નોટ મલી આવી, અને તે ઉપરથી હું સેહેલથી અનુમાંન કરી શકયો કે કરીમખાંન તેને બીજી મરતબે કાગલમાં લખવા પ્રમાણે મલી ગયલો અને પરવાનાંનો બોલ કહી ગયલો હોવો જોઈએ, જે પછી તે પોતાની બુરી નેમ પાર પાડવા સલાદીનના ગોફા તરફ જવા નીકલ્યો હશે, જેમ કરતાં તેને કુદરતના હાથે અટકાવી હયાં ખાટલે નાંખ્યો હતો.

ત્યારે હવે જોઇએ શું ? ખુદા પોતે મને મદદ કર્યો જતો હતો, અને તેથી હીંમત અને ઉતેજન પાંમી તેજ સાંહજે મારી વ્હાલી શીરીન અને તેનાં વ્હાલાંઓના છુટકારા માટે નીકલી પડવાનો મેં કસદ કીધો.

સલાદીનનાં કાગજમાં હોમલા ખુંધાને લખેલું હતું કે કોઈ કારણથી જો તે પોતે નહીં આવી શકે તો તેણે કોઈનેબી મોકલવો, અને તેથી હોમલા ખુંધાનાં મોકલેલાં માણુસ તરીકે મેં હવે ઘણી હીમતથી તે ગોફામાં હાજર થવાનું ઠેરવ્યું. એમ કરવા પેહેલાં મેં

પેલી બે હજારની નોટ ઠાવી મારા ગજવામાં ઉંચી કીધી. કોઇ કહેશે કે આ એક ચોરી હતી, પણ અપક્ષપાત ઇનસાફ અપનાર કેહશે કે એક બદમાસને તેનો ફટકો મારવા તેનાજ પૈસા ખોદાની રાહે ખરચવામાં મેં લીધા તેમાં મેં કશી ચોરી કીધી હતી નહીં.

એ પછી તે કોથલો મેં બંધ કીધો, અને તે પોંહોંચખાનાવાલાને તેડીને તેને હવાલે કીધો. મેં તેને કહ્યું કે "તેમાં જાંણવાજોગ દસ્તાવેજો કશા હતા નહીં, પણ મને તેમાંથી તે દરદી આસામીનું નામ ઠાંમ મલ્યું હતું તેની રાહે હું પોતે તેનાં સગાં વાહાલાંપર મુંબઇ લખી વાલશ, અને તેઓ આવીને તારા પૈસા ચુકવશે અને તેને લઇ જશે."

મારાં એ કેહેવાથી તે પોંહોંચખાનાંવાલાને ઘણી ધીરજ આવી, અને તેણે મારો ઘણો ઉપકાર માંન્યો, જે પછી માઇસોર તરફના રસ્તાની ચોકસ ઇધાંણી લઈ મારા ઘોડા ઉપર સ્વાર થઇ હું તુરત મારો જોખમભરેલો અખતરો બજાવવા નીકલ્યો.

આખે રસ્તે હું વીચાર કરતો ચાલ્યો. મારા પાસ છુટકારાના પૈસા હતા, અને વલી મને હોમલા ખુંધાએજ મોકલ્યો હોય તે મીસાલે કહી શકવાને માટે હું આસેપાસેની સઘલી હકીકતોથી પુરતી રીતે માહીતગાર થયો હતો; પણ એકજ સૌથી અગત્યની વાતમાં હું સૌથી પછાત હતો, અને તે તે લુચ્છા લુટારાઓના કીલ્લામાં વીશ્વાસ અને હીમતથી દાખલ થવા માટે તેઓનો પસાર કરેલો જોઇતો પરવાનાંનો બોલ હતો! એ બોલ મને ખબર નહીં હતો, અને જો મીનોચેહેર મને કાંઈ એતેફાકથી તે કીલ્લામાં દાખલ થવા પેહેલાં મલી નહીં આવે તો મારો જોખમ ખચ્ચીત ઘણો ભયભરેલો હતો, કેમકે વાંચનાર જાંણે છે કે એ પરવાંનાનાં શબ્દ (Pass-Word) વગર કોઇ દોસ્તબી તેઓની છાવણીમાં જાય, તો તેઓ પોતાના કરાર અને કસમ પ્રમાણે તેને દુશમન ઠડાવે, અને તેને મારી નાખ્યા વગર રહેજ નહીં એમ સલાદીને હોમલા ખુંધાને લખેલું હતું. એમ છતાં જો મીનોચેહેર નહીંજ મલે તો મારા બચાવમાં આજુબાજુનું સઘલું કહી તથા તે રૂપ્યા બે હજાર આપવાના કરી તે પરવાનાને માટે એવું બાહાનું કાઢવાનો મેં વીચાર કીધો કે તે મને કેહેવામાં આવ્યો હતો, મગર તે હું ભુલી ગયો હતો.

અંતે દહાડો આખર થતાં જ્યારે રાતનું રાજ સરૂ થઇ ચુક્યુ ત્યારે હું સીવગંદીનાં પાહાડોની લગોલગ આવી પોંહોંચ્યો. એ બાજુથી હું જતો હતો તેવામાં પછવાડેથી એકજ ઘોડાનાં પગલાનો અવાજ આવ્યો, અને મેં જાંણ્યું કે કોઇ લુટારો ધીમે કદમે આવતો હતો. તેણે પછવાડેથી મોટે સાદે અરબીક ભાષામાં કાંઇક કહ્યું, અને મેં ખુશીથી છલછલ થતાં જીગરે તે અવાજ તુરત ઓલખ્યો કે તે કોઇજ નહીં પણ મીનોચેહેરનો હતો, એટલે તે પાસે આવ્યો ત્યારે મેં તેની આગલ તુરત જાહેર થઇ પોતાને ઓલખાવ્યો.

તે મને જોઈને ઘણોજ અચરત થયો. "કેમ તું ચાલી ચલાવીને પાછો વાઘનાં મોંહોંમાં આવ્યો ?" તેણે બેસુમાર અજાયબીથી પુછયું.

"તમો માનશો નહીં દોસ્ત મીનોચેહેર," મેં કહ્યું, "પણ જે પારસી કુટુંબને તમારા પાપી હમશરીકોએ કેદ પકડેલું છે તેને મારા જીવના જોખમે છુટું કરવા હું આવ્યો છું, અને તેમાં તમારી કીમતી મદદની જરૂર છે."

"પણ એ તારા વીચારો બીલકુલ નાદાંન અને દેવાના છે," મીનોચેહેરે એ મારી નાંદાનીયતથી લગભગ ગુસ્સે થઈને કહ્યું. "તેમનાં કેદખાંનાંની કુંચી તો સલાદીન પોતે રાખે છે, અને તેમને છોડવવાને હું કશું કરી શકવાનો નથી."

"જો ફકત તમો મને તે લોકોનાં ટોલાંમાં દાખલ થવાનો પરવાનાનો શબ્દ કહો તો તેમને છોડવવાની બાકીની બીજી હીકમત અને સીફત મારા પાસ પુરતી છે."

"ઓ ત્યારે તો તેમાં કાંઇ મુસ્કેલ નથી," મીનોચેહેરે ઘણી ઉલટમાં આવી કહ્યું, "અને તે—"

પણ તેજ વખતે પછવાડેથી ત્રણ ચાર ઘોડાનાં જોસમાં આવતાં પગલાં સંભલાયાં અને મીનોચેહેર "હં સમાલ ! લુટારાઓ આવે છે ; હું પકડાઇ આવશ તો નખોદ," એટલું બોલી પવનવેગે પોતાનો ઘોડો મારીને મારી પાસથી નીકલી ગયો !

આ નહીં ધારેલી આફત જોઇ મેં બુમ પાડીને મીનોચેહેરને તે પરવાનાનો સબ્દ પુછયો, અને મારતે ઘોડે ત તે બોલ બોલ્યો બી ખરો, પણ મારાં કમનસીબે તે મને બીલકુલ સંભલાયો કે સમજ પડયો નહીં, અને હું નાસીપાસીથી તમામ ગભરાઇ ગયો. તેજ

વખતે આસરે અરધી દજન આરબો પછવાડેથી મારાં આંગપર ધસી આવ્યા, કે હું એટલુંજ પોકારી ઉઠયો કે "સરદાર સલાદીન, સરદાર સલાદીન," કારણ કે અરબી ભાષામાં મને વધારે બોલતાં આવડતું નહીં હતું.

એ જોઇ તે ટોલાં માંહેલો એક જણ ઉરદુમાં બોલ્યો, અને મેં તેને તેના સાદપરથી પેલા દુભાસ્યા કરીમખાંન તરીકે તુરત પીછાંણ્યો.

તેના સરદારનું નામ મેં શું કામ પોકાર્યું હતું તે મને કરીમખાંને પુછયું, અને મેં તેને કહ્યું કે હોરમજજી કરાઇ નામના પારસી તરફથી હું તે સરદાર પાસે ખાંનગી કામે આવેલો છું.

"ઓહ એમ છે? ત્યારે અમારા પરવાનાનો શબ્દ બતલાવ?" કરીમખાંને કહયું.

હવે મને ગભરાતનાં ધુજરાં આવવા માંડયાં, પણ મેં હીંમત રાખી કહ્યું, "હું માઠાં ભાગ્યે તે વીસરી ગયો છું, પણ મને તમારા સરદાર પાસે લઇ જાઓ તેટલાં હું તે યાદ કરી લેવશ."

"તે તુંને યાદ કરવોજ પડશે," કરીમખાંને ઘણાં ઝનુનથી કહ્યું, "નહીં તો તું એક ઠગારો અને દુસ્મન ઠડશે, અને કાલ સહવારનો સુરજ તું ખચીત જોવા પામશે નહીં. પણ વલી સબર, હમો વીસરી ગયા. તારા આગલથી બીજો કોણ ઘોડેસ્વાર અમોને પછવાડેથી આવતા જોઇ ઘોડો મારી નાહસી ગયો?"

"બેશક કોઇજ નહીં," મેં તમામ નીરદોશતાનો દેખાવ કરી કહ્યું; "તમારી ખચીત કાંઇ ભુલ છે. મારા સાથે અવલથી કોઇ હતું નહી, તો નાહસી કોણ જાય?"

આ વાત તે કરપીનોનાં ધ્યાંનમાં મુતલગ ઉતરી નહીં, અને તેઓએ ઘણાં ઝનુનમાં આવી પોતપોતા વચ્ચે કાંઈ એરેબીકમાં મસલતો કરી, જે પછી તેઓએ મારા હાથ પગ બાંધી મને કેદ કીધો, અને પોતાના સરદાર પાસ લઇ ચાલ્યા.

એ વખતનો મારો ગભરાત લખવા કરતાં વીચારવો સેહેલ થઇ પડશે. તે પરવાનાના શબ્દની બીલકુલ બીનમાહીતગારી વચ્ચે તે જાલેમ ઝનુનીઓના ગુસ્સા સાંમે હું કેમ ટકી શકશ તે હું મુતલગ સમજી શકયો નહીં, અને મારી જીંદગીથી હાથ ઉઠાવી આવી જવાંન વયે મારી હુલડાઇનાં પરીણામમાં મરવાના ભયભીત ખ્યાલે હું થરથર ધ્રુજવા પડયો!

---

## પ્રકરણ ૧૨૩ મું.

### મારી પરીક્ષા.

આખે રસ્તે તે લુટારાઓએ ધીમે ધીમે ઘોડા હાંક્યા, ને પોતપોતા વચ્ચે પોતાની ભાશામાં વાતો કરવા કીધી. મેં જોયું કે કરીમખાંન જોકે એક મહમદીયાંન હતો તોપણ ઘણીજ સરલ એરેબીક બોલી તે વાતચીતમાં ભાગ લેતો હતો, અને મને ખાત્રીથી લાગ્યું કે તેઓની તે સઘલી વાત મારેજ લગતી હતી—હું કે જે મારી નાદાનીયત અને અપટ હુલ્લડાઈથી ચાલી ચલાવીને મોહતનાં ખુદ મોંહમાં આવી પડયો હતો!

મને મારી જીંદગીથી હાથ ઉઠાવવાને કાંઇ ઓછું વજનદાર કારણ હતું નહીં. સરદાર સેલેદીન જેટલો જંગલી તેટલોજ ઝનુની હતો, અને તેથી તે "પાસ વર્ડ"ની બીનમાહીતગારી સાથે તેના ગોફામાં જવાના મારા બેવકુફ જોખમનાં પરીણામમાં તેઓના કર-પીણ કસમની રાહે મને જાંનથી બેજાંન કરવામાં આવવો જોઈએ એ નરદમ નક્કી હતું.

અને તોબી એ મોહતમાં મને એક જાતનો સધ્યારો હતો. જેનાપર હું મારા જાંનથી ફીદા હતો તેની હોરમત—ને કદાચ જાંનનેબી ખાતર હું જોખમ ખેડી મારો જવાંન જાંન આપતો હતો, ને તે રવેસે એક પાક પ્યારનાં પરીણામમાં મરવામાંબી દુ:ખ નહીં પણ એક જાતનું શરણાંગત સુખ અને સધ્યારો છે એવું મને લાગ્યું!

અમો કીલ્લામાં પોંહોંચ્યા. ત્યાંનાં વચ્ચેનાં મોટાં બારણાં આગલ મને મારા ઘોડાપરથી ઉતરવા ફરમાન થયું, ને પોતાના ચોકી પોહરા હેઠલ કરીમખાંન ને બીજા બે આરબો મને અંદર લઈ ગયા.

ત્યાં એક કુસાદે ઓરડામાં રોશણીના ભારે ઠાઠ વચ્ચે એક મોટી ટેબલ આસપાસ આસરે દજણેક જંગલી ઝનુની દેખાવના આરબો બેઠેલા હતા, અને દારૂની બાટલીઓ, દારૂના ભરાયલાં અને ખાલી થયલાં ગલાસો, અને તહરેવાર ફ્રુટની રકાબીઓ છુટી છવાઈ તે ટેબલપર પડેલી હતી.

તેઓમાં મેં સરદાર સેલાદીનને ઓલખ્યો. તે એક બાજુએ એક સુનાના હાથાની મોટી શોભાયમાન ગુરગુરી લઇને એક મોટી ખુરસીમાં અરડાઇ પડેલો હતો.

પણ જ્યારે તે ઓરડાનું બારણું ઉઘાડી કરીમખાંને અને તેના હમશરીકોએ મને એક કેદી તરીકે રજુ કીધો ત્યારે તેણે તે હુક્કો બાજુએ મેલ્યો, ને કાંઈક કાલજીથી ખુરસીમાં તરો થઇ બેઠો.

કરીમખાંન તેના આગલ જઇ અદબથી નમ્યો, અને એરેબીકમાં તેનાસે ગુફ્તેગો કરી. તે ગુફ્તેગો મારેજ લગતી હતી એમ માનવાને કાંઈ વેહેમ જેવું ન હતું, અને તેથી તે ગુફ્તેગો થતી હતી ત્યારે અંદરથી ધડકતી છાતીએ મેં ચોપાસ નજર ફેરવી, ને તે કરપીણોમાં મેં જે આગલ જોયલા થોડાક ચેહેરા જોયા તેમાં એક દોસ્તમહમદ લકબે મીનોચેહેરને બી મેં ઓલખ્યો.

તેને ત્યાં જોઇ મને કાંઈ સ્વભાવીક ધીરજ પેદા થઈ. જોકે હું જાંણતો અને સારી રવેસે સમજતો હતો કે આ દેવ જેવાઓની રૂબરૂ તે મને કશી પણ મદદ કરવાને શકતીવાન નથી થવાનો, તોપણ તેને જોઇને તદનજ નીરાશ થઇ પડેલાં મારાં જીગરમાં કાંઇક નવી આશા સેહેજસાહજ પ્રગટી નીકલી.

તે પછી જ્યારે કરીમખાંન સલાદીનને અગતજોગા ખુલાસા આપી રહયો, ત્યારે તેનીજ મારફતે તે સરદારે સવાલ જવાબોથી મારી તપાસ સરૂ કીધી.

"તું કેહેછ કે તું પેલા ખુંધા હોરમજજી કરાઇ તરફથી આવેલોછે?"

"હા સાહેબ," મેં કહ્યું, "અને મારા પાસે તેના પુરાવા ઘણા મજબુત છે."

"પણ અમારાં ટોલાંમાં આમેજ થવાને અને એક દુસ્મન નહીં પણ દોસ્ત તરીકે દાખલ થવાને મેં જે પરવાનાનો શબ્દ મોકલ્યો છે તે તુંને યાદ નથી ?"

"મને યાદ નથી," મેં કહયું, "પણ મારી ખાત્રી છે કે હું તે થોડા વખતમાં યાદ કરી શકશ"—જોકે જે બોલની મને જાતભાત ખબર ન હતી તે ક્યાંથી બોલી બતાવીશ તેનો મને ખ્યાલબી ન આવતો હતો.

"તું તે હોરમજજી પાસથી આવેલો છે ને તેણેંજ તુંને મોકલેલો છે તેના પુરાવા શા છે?"

"પ્રથમ તો તમારી મેહેનતના કબુલેલા રૂ. ૨૦૦૦ હું તમારે માટે લઇ આવ્યો છું તેજ એક મોટી સાહદત છે"—અને મેં તે નોટ કાઢી આપી, જે સલાદીને જોઈ તપાસીને ગુપચુપ ગજવાંમાં સેરવી દીધી.

"એ રૂ. ૨૦૦૦ અમારી કેઇ મેહેનતના બદલામાં પઠવામં આવ્યા છે તે તને ખબર છે?"

"હા," મેં હીંમતથી કહયું. "તમો તે હોમલા ખુંધાની મકસદને સારૂ કોરજી નામના શેઠયા ને તેની બે બેટીઓ તથા તેના એકાદ બે નોકરોને તેઓ જે ગાડીમાં મુસાફરી કરતાં હતાં તે ગાડી સમેત અહીં કેદ પકડી લાવ્યા છો."

"અને હવે તેણે તારા સાથે આ પઈસા આપી હોકમ શું મોકલ્યો છે?"

"એટલુંજ કે કોરજી શેઠે તેના સઘલા આગલ કરેલા કરારો કબુલ કરવાનું તેનાપર એક કાગલ મોકલ્યું છે, એટલે હવે અદાવત આગલ વધારવા જરૂર નથી, વાસ્તે તમોએ તમારા કરાર પ્રમાણે તેજ ગાડીમાં હમણાં ને હમણાં તે સઘલાંને બાહોરમત માઈસોરની સરહદપર પોંહોંચાડી દેવાં.

"તેઓ અરધી વગરનાં છે તે તને ખબર છે?"

"મને બરાબર ખબર છે," મેં કહ્યું. "સરદાર સેલેદીનનો કાગલ મને હોરમજજીએ વંચાવ્યો તેમાં સરત કરેલી છે કે તેઓના અસબાબ અને માલ મીલકતપર તમો લોકોનો હક રેહેશે અને તેથી મને હોરમજજીએ જાસ્તી ૫૦૦) રૂપીઆ આપી મોકલેલો છે, જે અગતજોગા ખરચ માટે મારે તે પારસી શેઠયાને આપવા છે."

"તું શું તે હાથોહાથ આપશે?"

હા, પણ તેઓ મારો ચેહેરો નહીં જોય તે રવેસે છુપ્યો ઉભો રહી મારે પોતે તે રૂપીઆ કોરજી શેઠને આપવા એવો હોરમજજીનો હોકમ છે, કેમકે તેઓ મને જોય તો કદાચ ઓલખે, ને હોરમજજીની ઉસ્કેરણીથી આ કામ તમોએ કીધું છે એમ જણાઇ આવતાં બગાડ વધી પડે. હોરમજજીએ કેહેવાડયું છે કે સરદાર સાહેબ સલાદીનના વચનમાં મને વીશ્વાસ છે, ને તેઓ એ મારૂં કામ બરાબર કરી આપશે તો એવાં બીજાં મારાં ઘણાં કામ પડશે, જે સઘલાં હું તમો લોકોને સોંપશ."

"હોરમજજી પોતે કેમ નહીં આવ્યો?"

"તે આવતો હતો તેટલાં તેની ગાડીને ભયંકાર અકસ્માત થયો વાસ્તે મને મોકલ્યો."

"મારાં કાગલમાં તેં શું શું વાંચ્યું તે કહી જા."

"હું તે બોલી ગયો. સલાદીને હોમલા ખુંધાપર જે ઉરદુ કાગલ લખ્યો હતો તે બોલેબોલ મેં કહી સંભલાવ્યો, પણ તેથી તો મને ફાયદા કરતાં નુકશાંન વધારે થયું. "એ ખચીત તાજુબીની વાત છે," સલાદીને કહ્યું, "કે જે શખ્શ એક આટલો લાંબો કાગલ આવી બારીકાઇથી યાદ રાખી શકે, તે પરવાનાનો એક નાહનો સેહેલો ને સાદો શબ્દ વીસરી જાય, એ મનાય એવું છેજ નહીં. વારૂ એક બીજી વાતઃ તું શું હજી જીદ કરશે કે જ્યારે તુંને રસ્તામાં પકડવામાં આવ્યો ત્યારે તારા પાસથી એક બે બીજા ઘોડે સ્વારો નાહસી નહીં ગયા ?"

"મારા પાસ બીજા કોઇ હતાજ નહીં તો નાહસી કોણ જાય ?" મેં હજી નીરદોશતાનો દેખાવ કરી કહ્યું.

હયાં મારી તપાસ પુરી થઇ, ને સલાદીને આસપાસનાંઓ સાથે ઘણોક વારસુધી એરેબીકમાં વાત અને મસલત કરી. તેમાં મીનોચેહેરેબી ઘણો ભાગ લીધો, ને તેનાં બોલવાની ઝનુની ઢપપરથી મેં જોયું કે તેબી મને મારી નાખવાનીજ મસલત આપતો હતો —જોકે બાતેનમાં તો દુશ્મનોના આ ગોફામાં તે એકજ—એકલોજ મારો સાચ્ચો દોસ્ત હતો.

તે પછી સેલાદીને મારો ચુકાદો આપ્યો ને મને સજા ફરમાવી, જે કરીમખાંને મને મારા ઉડી જતા હોસકોસ વચ્ચે નીચે પ્રમાણે કહી સંભલાવ્યું:—

"જવાં મર્દ," તેણે એક મોટા ન્યાયધીસને છાજતી ગંભીરતા ને જોઈતા રોબથી કહ્યું, "અમારા માનવંત સરદાર સાહેબનો ઇનસાફ સાંભલી લે. તેઓ જણાવે છે કે તેં જે જે હકીકતો જાહેર કરી છે તેમાં જેટલું તારા બચાવમાં જાય છે તે કરતાં વધુ તુંને એક દુશ્મન અને ઠગારો જાહેર કરવાને કામ આવે છે. તારી સ્મરણ શક્તી તાજુબી ઉપજાવનારી છે, ને તેજ સ્મરણ શક્તી એક સાદા સેહેલા પરવાનાના શબ્દને માટે તારાસે દગો કરે એ વાત અમો ઘડીભરબી માંની શકતા નથી. એટલા વાસ્તે અમારો એતેકાદ છે કે કોઈ એતેશાકથી તેં ખુંધા હોરમજજીની વાત જાંણી લીધી છે, ને તેથી તું દોસ્તના સાહયા હેઠલ અમારા ડેરામાં આવ્યો છે; મગર અમો તને અહીંથી જીવતો જવા દેનાર નથી. અમારા કસમ

છે કે પરવાનાની બીનમાહીતગારી સાથે અમારા ગુફામાં આવવાની જે હીંમત કરે તે જાંની દોસ્ત કાંય નહીં હોય, પણ તેને દુશમન ઠડાવી ઇનસાફ અથવા ગેરઇનસાફનો જરાબી ખ્યાલ કરવા વના અમારે જાંનથી બેજાંન કરવો, ને તેજ ફેજે જે ઘડી જાય છે તેમાં તારે પોંહોંચવું છે એવો સરદાર સાહેબનો ઇનસાફ છે."

"મારે હજી કેટલો વખત જીવવું છે?" મેં મારાં ખુંનના ખ્યાલેજ જીમાઇ જતા જીવે જેમ તેમ જેહેમત કરી પુછયું—કે જ્યારે હું જે બોલ્યો તે બોલ ગોયા મારાં ગલાંમાં ખુંટી બેઠા!

"હવે તારે પાંચ મીનીટબી જીવવું નથી," કરીમખાંને કહ્યું. "હયાંથી બાંધી તને બાહેર ચોગાણમાં લઈ જવામાં આવશે, અને કોઇ મોટાં ઝાડની મજબુત ડાલ સાથે ગલાંમાં ફાંસો નાંખી હમણાંજ તારો જીવ લીધામાં આવશે."

"ને તેટલાં જો તે બોલ હું યાદ કરી શકું તો?" મેં એક આશાથી પુછયું.

"તો?" તેણે કહયું, "તો તું દોસ્ત ઠડશે, ને જો છેક છેવટની ઘડીએબી તું તે બોલ કેહશે તો તારો જાંન બચાવી તારા લાવેલા પેગાંમ પ્રમાણે તાબરતોબ અમલ કીધામાં આવશે."

પણ વાંચનાર પુછશે કે એ આશા મારાં જીગરમાં એકાએક કયાંથી પ્રગટી નીકલી?

તે આશાને જનમ આપનાર પેલો ભલો મીનોચેહેર હતો. મોહતના ખ્યાલથી મને ઘણોજ ગભરાયલો તેણે જોયો ત્યારે તેણે કોઇ નહીં જુએ તેમ એક આંખના બારીક ઈસારાથી મને હીમત આપી, ને આહા! હું બચી ચુકયો હોઉં તેટલો બધો મને સધ્યારો મલ્યો!

ખરાંને સદા ખુદા રાખનાર છે. રાસ્તીનો રાહનુમા તે એકલો એક માહાનામી સાહેબ છે. હું એક પવીત્ર—પરમારથી હેતુથી, પુજ્ય પ્યારનાં પાક પરીણામમાં આ જોખમ ખેડી જાંન બચાવા કે જાંન આપવા આવ્યો હતો, અને તો શું ખુદા મને તજી દીએ? બનેજ નહીં.

"પણ તુંને તે બોલ યાદ આવવાનોજ નથી," કરીમખાંને હવે ધીરજ ખોહી દઇ કહયું. "દેખઈતી રીતે તું તે બોલથી અજાંણ્યો

છે, તો તને યાદ તે કયાંથી આવશે ?"—અને પછી સરદાર સેલેદીનનો હોકમ મેલવી તેણે પાસેના બે દેવોને મને બાંધવા હોકમ કીધો.

એજ વખતે મીનોચેહેર કે જે આ ઘાટકી તમાસામાં સઘલો વખત ઘણી ગમત મેલવતો હોય તેમ લેહરે લેહરે સરાબ સીપ કરતો હતો તે ગ્લાસ મુકી દઇ કુદકો મારી ઉભો થયો, ને કાંઇ એરેબીકમાં બોલ્યો, જેથી એકેએક લુટારા–સલાદીન સુધાં–ખડખડાત હસી પડયા.

"આય અમારો હંમેશનો રમુજી સોબતી," કરીમખાંને મીનોચેહેરને બતાવી હસતાં હસતાં કહયું, "તુંને કોઈ નવીજ રૂપે ટાંગીને મારી નાંખવા માંગે છે, ને તે વાસ્તે તે પોતે તને પોતાને ફાવતી રૂપે પેહેલાં બાંધશે."

મેં મોંહ કુમલાવ્યું. વાંચનારને કેહેવું પડશે કે તે ફકત દેખાવ કરવાને વાસ્તે હતું, કે જ્યારે ભીતરે તો મારૂં જીગર હરખ ને હેસાંનના ઉછાલા મારી રહયું હતું ?

મીનોચેહેર તે પછી મારા પાસ એરેબીકમાં ગાલગલોચ કરતો આવ્યો, ને મને કપટથી મારતો હોય તેમ એક તમાચો તતરાવી કાઢી સમો ઉભો રેહેવા કહયું, જેથી તે નીચ ગળાંફાંસુ ટોલાંમાં નવી રમુજ ને નવી હસાહસ થઇ.

તે પછી તેણે મને ગાંસડીને આકારે સીકડીને બાંધવા માંડયો, ને તેમ બાંધવા તે મારા દીલપર આગલ થયો, પાછલ થયો, ખુદ મોંહપર પડયો, કાંનપર પડયો, ઇત્યાદી. એ તમાસો સૌ લુટારાઓ અમોથી થોડેક દુર ઉભા અને બેઠા રહી નીરાંતથી જોતા હતા.

હું જ્યારે જ્યારેબી મીનોચેહેર મારાં દીલપર વાંકો વલતો ત્યારે તે બોલ કેહેશે એવી વકી રાખતો હતો, ને તેથી મારા કાંન આ જીવસતોસત પલોએ અસાધારણ રવેસે તીક્ષણ થઇ રહયા હતા.

અને તેજ રવેસે—એક મરતબે મારાં ગલાંની પછવાડે ગાંઠ મારવાને મસે જ્યારે તે વાંકો વલ્યો (ને તેવામાં કાંઇ ઘણું હસવાતું બોલી તેણે આસપાસનાઓને ધુમ હસાવ્યા તેની ગડબડ થઇ) ત્યારે તેણે કાંનપર પડી તે બોલ કહયો, ને યા ખુદા, ખુશાલી ! મેં તે કોઇને જરાબી ખ્યાલ નહીં થાય તે રવેસે ચોક્કસ સાંભલી લીધો.

હવે મારી છાતીપરથી મોટો પથ્થર ઉંચકાયો, ને મને ધીરજ મલી, પણ તેજ પલે તે બોલ ભરાક દઇ મીનોચેહેરને ફસાવી દેવા અથવા તેનાપર શક વટીક ઉભો કરાવા જેવી મેં કેવલ નાદાંની કરી નહીં. હું મરવા સજ્જ થયો હોઉં તેમ જીમાયલા જીવે હજી અધમુવોજ દેખાયો, ને મને જોનારને ખરેખર હસવું આવે તેમ ધોબીના ગાંસડાની પેઠે બાંધીને બાહેર ચોગાંણમાં ઉંચકી ગયા.

મારા સાથે એકેએક લુટારો મારાં ખુંનનો તમાસો જોવા નીકલ્યો. સરદાર સેલેદીન બી હુક્કો બગલમાં મારી નીકલ્યો,—એટલા માટે કે જ્યારે મારો જીવ તરફડીયાં મારતો નીકલી જાય ત્યારે તે કરારે ગુરગુર ગુરગુર હુક્કો પીએ ! એ તે માણુસાઇ કે હેવાંન્યત ?

---

## પ્રકરણ ૧૨૪ મું.

### ફતેહ !

મને ચોગાંણમાં લઇ જઇ ઠંડાં ઘાસપર વગર દયાએ ફેંકવામાં આવ્યો (કેમકે મને એવી રીતે બાંધવામાં આવ્યો હતો કે મારાથી ઉભું ન રેહેવાય ) અને ત્યાં મોટી મોટી મસાલોની જરા વારમાં રોશણી લાવી મેલવાથી તે આસપાસનાં અંધારાં વચ્ચે તે ચોગાંણમાં થોડે અંતરે રોશણી મારતો પ્રકાશીત ઉજાસ તે બનાવની ગંભીરતા ને ભયભીત અવસ્થામાં ખાશ ઉમેરો કરતો હતો.

એ પછી એક બુલંદ દરખત પસંદ કરવામાં આવ્યું, ને તેની એક જોરાવર ડાલને મજબુત દોરડું વીંટવામાં આવ્યું, કે જેના ફાંસાની સુંદર સાંકલી મારાં ગલાંમાં નાખવામાં આવી.

અને પછી તૈયારી થઇ. બીજી ત્રણ મીનીટમાં હું ત્યાં મુડદું થઇ પડતે એવોજ તમામ સંજોગ હતો, પણ હું મારી ફતેહ માટે મનમાં મુસ્તાક હતો તેથી તેજ સૌથી બારીક પલે ઘણા વિશ્વાસથી બોલતો હોઉં તેમ એકાએક પોકાર મારયો, "સબર કરો હેમકો, મને તાબરતોબ છુટો કરો. મને તે બોલ યાદ આવ્યો છે."

તે આખાં ટોલાંમાં મારાં એ કેહેવાથી જે બેશુમાર અચરતી પેદા થઇ તેનું બ્યાંન થશે નહીં. મારા ફાંસીગરોના હાથ ઢીલા થઈ ગયા, ને તેઓની માંહોમાંહેની વાતચીતથી આસપાસ ઘોંઘાત થઈ રહયો.

"તુંને છુટો કરવામાં આવશે નહીં," કરીમખાંને સલાદીનનો હોકમ સાંભલી લઇ કહયું. "અમો કેમ માંન્યે કે તું જેમ તેમ મરવા પેહેલાં વખત કાઢવાના પછાડા નથી મારતો ? છુટો થવા ચાહતો હોય તો સેતાબ બોલ તે બોલ."

"**સમક,**" મેં બાંગે બુલંદ કહયું.

"**છોડો,**" સલાદીને ગગડાટ કીધો, ને સપાસપ ગપાગપ આસરે પંદરેક જણા મારા દોરડાંના ગાંઠ કાપી મને છુટો કરવા પડયા.

હું છુટો થયો. ખુદાના હજારોહજાર શોકર બજા લાવતો હું જમનાં મોંહમાંથી આ લગભગ ચોથી વખતે છુટો થયો.

"તારી યાદદાસ્ત જેવી દગાબાજ યાદદાસ્તનો દાખલો આજવેર અમોએ કદી જોયો નથી—કદી સાંભલ્યો વટીક નથી," કરીમખાંને મારા છુટકારા માટે મને મુબારકબાદી આપતાં કહયું. "સમક" જેવા એક નાધલા સેહેલા સમાંતરા શબ્દ માટે તારો જાંન એક તડાકામાં ઉડી જતે, કે જયારે ખરેખાત તો તુંને તે ખબર હતો!"

"માણુસ મોહોતને નાંકે આવે ત્યારે તેને ગમે એવું વીસરાઇ ગયલું યાદ આવે એ બનવાજોગ છે," મેં કાંઇક હસીને કહયું.

"હવે તું અમારો દોસ્ત છે," કરીમખાંને કહયું, "અને સરદાર સાહેબનો હોકમ છે કે તારે કાંઇક સરાબ લેવો."

અમો તે પછી ત્યાંથી સઘલા પેલાજ મોટા ઓરડામાં પાછા આવ્યા, અને ત્યાં મારાં મોંહ આગલ કેટલીક તોફા ફ્રુટ અને સરબત તથા સરાબની શીશીઓ મુકવામાં આવી. દારૂ તહરેવાર કીસમનો હતો, પણ તે નહીં લેતાં મેં ફકત સરબતનીજ એક જાંમ લીધી, કેમકે મારા ઉસ્કેરાયલા અને ઘણી જેહેમત અને રંજથી અકરાયલા જીવને એ રવેસે પાછી તાજગી આપવાની ઘણી જરૂર હતી.

"હવે તું ખુંધા હોરમજ્જીનો જે હોકમ લાવ્યો હોય તે ફરમાવ," સલાદીને કરીમખાંનની મારફતે કહયું, "અને તે તુરત બજા લાવ્યામાં આંવશે."

"મેહેરબાંની કરીને કોરજી શેઠની ગાડી જોરાવો અને તેઓને હયાંથી એકદમ જવા દો," મેં કહયું.

"હા, પણ તેઓની ગાડી માટે ઘોડાવાલા નથી ?"

"તેની ચિંતા નહીં," મેં કહયું. "કોરજી શેઠ સાથે જે નોકરો હશે તે માંહેથી કોઇભી ગાડી હાંકી જશે. ફકત એટલુંજ કે તમારે સાથે કોઇ માણસ આપવું, કે જે તેમને માઇસોરની સરહદપર સહી સલામત મેલી આવે, અને પછી ત્યાંથી તે લોક પોતાનું ફોડી લેશે."

"તે મારૂં કામ," ભલો મીનોચેહેર કુદકો મારી ઉભો થઇ બોલ્યો. "તેમને આ જંગલમાંથી બાહેર મેલી આવવાને હું તકલીફ ખુશી સાથે લેવશ. આજે મને ઘોડા ઉપરની પુરતી કસરત મલી નથી, એટલે હુંજ જવશ."

"તેઓને રવાના કીધા પેહેલાં તેઓ નહીં જોય તેમ ગાડીમાં બેસાડયા પછી મેહેરબાંની કરી મને જરા તેઓને મલવા દેજો," મીનોચેહેરે તેમની સાથે જવા માગ્યું તેથી મેં દીલમાં ઘણો ખુશ થઇ કહયું.

હવે કરીમખાંન તે શેઠયાને અને તેની બેટીઓને—મારી વાહાલી શીરીનને છોડવવા ગયો, અને તેમની ગાડી વગેરેની મેનેજ કરાવી, ત્યારે હું તે લુટારાઓ સાથે તે મોટી ટેબલ આગલ બેસી રહયો. એ વખતે મેં મારાં ગજવાંમાંથી પેલા મારા શેઠે ઘણી મેહેરબાંનીભરેલી સમયસુચકતાથી આપી રાખેલા રૂ. ૫૦૦) કાઢયા, તેની એક બીંડરી વાલી અને તેમાં એક કાગલની કાપલી મુકી તે ઉપર મારા દસ્કત નહીં ઓલખાઇ આવે તે રવેસે લખ્યું;—

"લુચ્ચા હોમલા ખુંધાપી તપાસજો. તે કરપીને તમોને આ લુટારાઓને હાથ પોતાની પાપી મતલબસર સપડાવી દીધાં હતાં, અને એક તમારા દોસ્તે તમારો જોખમ જાંણી પોતાના જીવના માહાભારત જોખમે તમોને છુટાં કરાવેલાં છે. તમારા પાસ તુરત વેલા ગજવાં ખરચ નથી, એટલે આ સાથ આ રૂપ્યા પાનસોની નોટો છે તે તમોને કામ આવશે."

પા કલાકમાં કરીમખાંન કેહેવા આવ્યો કે સઘલું તૈયાર છે, ને તેઓ ગાડીમાં બેઠેલાં છે એટલે હું તેની સાથે બાહાર ચોગાંણમાં ગયો. ગાડીને જે બે ફાણુસ હતાં તે સલગાવ્યા સીવાય બીજી રોશણી કશી કીધી ન હતી—ખામખા અંધારૂં રાખ્યું હતું કે મારી શીરીન વટીક મને જોય અથવા ઓલખે નહીં.

હું ગાડી આગલ ગયો ને અંધારાંમાં તેની બારીમાં માંથું ઘોસ્યું. "તમે સઘલાં જણુ છો કે કોઇ બાકી રહી ગયું છે?" મેં મારો સાહાદ ઓલખાય નહી તેમ તમામ ફેરવી નાંખી પુછયું.

"હા બાપુ બધાં છઈએ પણ હવે ખોદાને વાસ્તે અમોને વધારે ધુજાવો ના, ને મેહેરબાંની કીધી ત્યારે તો પુરી કરીને અંહીંથી અમોને જવા દેઓ," કોરજી શેઠે કાલાવાલાની ઢપે કહયું.

"હવે તેજ તૈયારી છે," મેં ધીરજ આપી, "પણ લાવો તમારો હાથ આપો."

કોરજી શેઠે મકસદ સમજ્યા વના હાથ લાંબો કીધો, ને મેં તેઓના હાથમાં પેલું પાંનસોનું પડીકું ને ઉપલી ચીઠી સેરવી દીધી. તેજ વખતે મેં તે ગાડી માંહેલાં સીહા અંધારાં વચ્ચે મારી માનીતી શીરીનના ચંદ્રસમાન ચેહેરાપર એક ઘડી છુપી મોહબતની ચસમ ઠડાવી, અને પછી ગાડી આગલથી ખસી જઇને ગાડી હાંકવાનો હોકમ ફરમાવ્યો, કે ગાડી ચાલવા માંડી, અને જરા વારમાં ઘોડેસ્વાર માનેચેહેરના માનીતા સાહયા સાથે તે બાહેર નીકલી ગઈ.

કેવા પરમ સંતોશ સાથે—ખરાં દીલની કેવી બેહદ ખાલેશ ખુશાલી સાથે મેં મારા તે જોખમ ભરેલા અખતરાનું આ નહીં ધારેલું સુખી અને ફતેહમંદ સેવટ જોયું તે હું વીગતવાર લખવા ચોબીશ નહીં.

કરીમખાંને હવે સરદાર સેલેદીનની ફરમાસથી મને ત્યાં રાતવાસો રેહેવાને દરખાસ્ત કરી, પણ મેં તે દેખીતાં હેસાંન સાથે ના પાડી. વાંચનારને સમજાવવું પડશે નહીં કે એક વાર મારૂં કામ ભયંકાર ઠાગાથી કાઢી લેવા પછી હવે ત્યાં એકબી પલ વધારે વગર અગતે ચોબવાનું ગરમ પડી જાય તેવું હતું. હોમલો ખુંધો હોસ્યાર થાય તો કોઇબી પલે મરતો મરતો ને ઘસડાતો ફસડાતોબી આવ્યા વના રેહે નહીં—તે અત્યાર વેરમાં નહીં આવ્યો તેજ મારૂં ખરેખરૂં સુભાગ્ય હતું—અને તેથી હવે મારો જોખમ નીવારવા ત્યાંથી બને એટલી તાકીદે નાહાસવામાંજ ડાહાપણ હતું; તેનો મેં તે લાયકી માટે ઘણો આભાર જાહેર કીધો, ને જણાવ્યું કે મેં ખુંધા હોરમજજીને તેઓનું કામ કરી રહી તાબરતોબ ખબર આપવાનું માથે લીધું છે તેથી મારે વગરૂ ધીલે જવું જોઈએ. એ વાતમાં મને એ ઉપરથી કશો અટકાવ થયો નહીં, ને મારો (મારા શેઠવાલો) ઘોડો મંગાવી આપવામાં આવ્યો એટલે હું તે ગલાંફાંસુ લુચ્છાઓની કમકમાત ભરેલી સંફને ખોટાં દીલની સલાંમ કરીને ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૨૫ મું.

### મારા શેઠની ઉમેદવારી.

આખે રસ્તે હું મીનોચેહેર વીશે વિચાર કરતો ચાલ્યો. એ પારસી હતો કોણ, કે જે આવા અમીરી ખવાસનો, આવી દયાલુ લાગણીઓનો, અને તે સેહેતાનોનો સઘલી દેખીતી રીતે આવો હરડતો શત્રુ હતો, તોપણ નેઓનીજ સંપમાં રેહેવાનું પસંદ કરતો હતો? તેનો એવો તે શો ભેદ હશે કે જે સમજવો અથવા પાંમી જવો એટલો કઠણ હતો?

મારી મુસાફરી લંબાણ, થાકવી નાંખનારી અને કંટાલો પેદા કરનારી હતી એ તો વાંચનારને રોશણ છે, અને તોપણ રાતનેજ વખતે હું મારાં મુકામ ઉપર આબાદ સહીસલામત પોંહોંચી ગયો. સદગુણીને તે સાહેબ સાહય થાયછે, અને તેથી જ્યારે હું મારૂં કામ બજાવવા નિકલ્યો ત્યારે ખુદરતે મને રસ્તો ભુલાવી ભુલો પાડયો, કે જે એતેફાકે મને મારૂં કામ સરંજામ કરવાને શકતીવાંન કીધો—તે બનાવ જો નહીં બન્યો હતે તો સલાંમત પાછો ફરવાને અથવા મારૂં કામ કરી આવવાને મને એકે બારી ન હતી.

હું ઘણી મોડી રાત્રે અમારા મુસાફર બંગલામાં પોંહોંચ્યો ત્યારે સો સુઈ ગયલાં હતાં વાસ્તે વગર ઘોંઘાટ કરવે જઈને મારાં બીછાં-ણાંપર સુઇ ગયો, અને તનમાં તેમજ મનમાં પુશકલ થાકી ગયલો હોવાથી તુરત ઉંઘી ગયો.

બીજી સહવારે મારો શેઠ અને સઘલાં મને ઘરમાં પાછો આ-વેલો જોઇ જેટલાં બેશુમાર અચરત થયાં તેટલાંજ ઘણાં ખુશી થયાં. મેં મારા શેઠને સઘલી હકીકત વીગતવારે કહી, જે તેણે ઘણાં દયાંનથી સાંભલી સેવટે મારો બરડો થોકી મારી વાખવાખી કરી, અને મારી હીંમત, હોસ્યારી અને ખંતની પુશકલ વખાંણ કીધી.

તે પછી પાછું સઘલું નવું જુનું થઇ ગયું, અને ઉપલી વાતને એકાદ માસ ગુજરી ગયો. બેંગ્લોરમાં અમો ધારવા કરતાં વધારે થોભ્યાં કેમકે ત્યાં અમોને સઘલાંને ઘણું ખુશ લાગતું હતું. એ અરસામાં મેં જોઇ લીધું કે મારો શેઠ જવાંન તેહેમીના તરફ આગલ કરતાં વધારે ધ્યાંન આપતો હતો, અને તે નાહક ઘોંટાલો કરે એવી વાત હતી તેથી હું દલગીર થયો. વાંચનારને રોશણ છે કે તેહેમીના તો છુપ્યા પણ

પાક પ્યારથી મીનોચેહેર સાથે બંધાઇ ચુકી હતી (જોકે તે બાપડીને સ્વપનેબી ભાસ ન હતો કે તે તેણીનો માનીતો અને વ્હાલો મીનોચેહેર લુચ્છા ગલાંફાંસુ લુટારાઓની સંફનો એકછે), અને તેથી ખરી બીનાથી બીનમાહીતગાર તેણીની પાક મોહબત છતાં તે મારા શેઠને કબુલ રાખે એવું કશું હતું નહીં. બીજા હાથપર મારો શેઠ મનમાં એમજ સમજતો હતો કે તેહેમીનાનાં માબાપ સાથે અને ખુદ તેહેમીના સાથેબી તે એવો પલોટાઇ ગયલો છે કે તે જો આફ્રર કરશે તો તે નાકબુલ કદીબી રેહેવાનીજ નથી, ને તેથી તે બચારો એમ ફોકટ ભરમમાં કુટાયા કરતો હતો.

પણ એમ કાંઇ લાંબા દીવસ ચાલ્યું નહીં. બીજા થોડાજ દીવસમાં મારા શેઠે પોતાની માંગણી પોતાના બુજોર્ગ મીત્ર દીની-આરજી અને તેઓનાં ધણીઆંણી આગલ જાહેર કીધી, અને તેઓએ પોતાની વાહાલી બેટી ઉપર હવાલો આપ્યો.

આ હવાલો નિષ્ફલ થયો. તેહેમીનાએ પોતાનાં માતપીતા આગલ આ કટોકટ વખતે કબુલ કરી દેવાની અવસ્ય અગત જોઇ કે તેણી જવાન મીનોચેહેરને ચાહાતી હતી, વાસ્તે મારા શેઠ માણેકજી મેહેતાની માંગણી તે બાહાલ રાખી શકતી નથી.

આથી મારા શેઠને અપમાન થયું, અને તેણે તુરત મને બો-લાવી સઘલો સામન બાંધરૂધ કરવાનો હોકમ ફરમાવ્યો. તેણે કહયું કે “આવતી કાલે આપણે બેંગ્લોરથી ઉપડી જઇશું તેટલાં હાલ આ મુસાફ્રર બંગલામાંથી જઇને બેંગ્લોર હોટલમાં રહીશું.”

અને અમોએ તેમ કીધું. દીન્યારજીએ મારા શેઠને મનાવવાને ઘણુંક કીધું, પણ તે એકનો બે નહીં થયો અને અમો ગયા.

બેંગ્લોર હોટલમાં (એ વખતે સીઝન હોવાથી) પુશકલ લોક હતું, અને તોપણ ત્યાં અમોને જગ્યા મલી. તે પછી મારો શેઠ જ્યારે ડીનરપર બીજા પેહલે વાંધેના ઉતારૂઓ સાથે બેઠેલો હતો ત્યારે તેનાં કાંઇ કામ સર મારૂં તે ઓરડામાં જવું થયું તે વખતે એક મેહોમેદન ઉતારૂ તેને સેલેદીનની ટોલીવાલાઓએ લુટયો અને એક દીવસ કેદ કર્યો હતો તેની વાત કરતો હતો. આ વખતે મારા શેઠે મને હસીને આંખ મારી—એવું સમજાવવા કે તેની વાત ટેબલપર જે ઉમંગથી સમજાતી હતી તે કરતાં દસ ઘણા વધુ ઉમંગથી મારી વાત સાંભલવામાં આવે—જો તે હું કેહેવાને કદી કનવાર કરૂં તો.

તે પછી જ્યારે હું ઓટલાપર બેઠેલો હતો ત્યારે જમીને સેહેજ વાત કરતા કરતા મારા શેઠ અને તે મહમદીઆંન ગ્રહસ્થ બાહેર આવ્યા. તેઓ એ પ્રમાણે થોડોક વાર ઉભા તેટલામાં એક ઘોડેસ્વાર તે બાજુથી ધીમે ધીમે ઘોડો હાંકતો જતો હતો તેપર મારૂં ધ્યાંન ખેંચાયું. મેં તેને તુરત ઓલખ્યો. તે મારો જીવ ઉગારનાર દોસ્ત મીનોચેહેર હતો.

મીનોચેહેરે મને જોયો, પણ તેવામાંજ પછવાડેથી પેલા મહમદીયાંન ગ્રહસ્થે પોકાર માર્યો. "પકડો," તેણે કહયું, "આએ એક લુટારો છે, સરદાર સેહેદીનની ટોલીમાંનો એ એક છે."

મારો શેઠ એ સાંભલી હસ્યો. "અરે છટ," તેણે કહયું, "તમે ભુલ કરો છો. જોતા નહીં, એ તો પારસી છે? મારી પીછાંણના છે—મી૦ મીનોચેહેર?" અને તેણે હાંક મારી.

પણ મીનોચેહેરે જવાબ આપવાને બદલે પવનવેગે ઘોડો મારી મુકયો—એવો કે બીજા થોડાજ વારમાં તેના ઘોડાની લોખંડી એડનો અવાજ વટીક કાંને આવતો બંધ પડયો.

તેને એમ ગભરાઈને નાહાસવાને કારણ હતું. પેલા મહદીયાંનના પોકારથી અંદરથી એકેએક જણ બાહેર દોડી આવ્યા હતા, અને સેલેદીન લુટારાની ટોલીનો ત્રાસ પડેલો હોવાથી તે ટોલી માંહેલા એકનું નામ સાંભલતાં ત્યાં ભારે ગભરાત થઇ રહયો હતો, તથા રસ્તામાંબી ઘણું લોક એકઠું થયું હતું.

"અરે હેમકો, જોયા શું કરો છો?" મીનોચેહેરને નાહાસ્તો જોઇ પેલા મહમદીયાંનનું પાકી આવવાથી તેણે હાથ પગ અફાલ્યા. "એ પારસીના લેબાસમાં મુસલમાન છે. મને તે લુચ્ચાઓ પકડીને પોતાના ડેરામાં લઇ ગયા હતા ત્યાં મેં એને બરાબર જોયલો છે."

પણ મીનોચેહેરને પકડવા પુઠે દોડવાની કોઇએ હીંમત અથવા કનવાર કરી નહીં, અને પોતાનું વેર વાલવાની આ સુના મોહોર જેવી તક જતી રહી તે ઉપર તે લુટાયલો મહમદયાંન ફોકટજ હાથપગ પછાડતો ઉભો.

પણ મારો શેઠ? તે તો અચરતીથી દંગ થઇ પડયો. આ તેની કેવી માહાભારત ફતેહ હતી! તેના હાથનો પેલી તેહેમીનાએ ઇનકાર કીધો હતો તેની ગરૂરી તોડનારી આએ જેવી તેવી વાત હતી કે જેને તે પારસી સમજી ચાહતી તે પારસી તો નહીંજ પણ મુસલમાન હતો—અને વલી વધારે તો શું કે એક ગલાંપાંસુ લુટારો હતો?

પણ વાંચનાર જોશે કે મારો શેઠ ભુલનું કેવું ભયંકાર ઘોટું ખાતો હતો. તે ખરો જાતે પારસી હતો એટલુંજ નહીં, પણ તે લુટારાઓની સંઘમાંબી પાક હેતુઓથી આમેજ થયો હતો તેની તેને કેટલી થોડી ખબર હતી!

અને તોપણ તે તો પોતે પોતાને પોતાના વિચારમાં ખરોજ સમજતો હતો. મીનોચેહેરે તેને જવાબ દીધો નહીં, ને પોતે ઓલ-ખાઇ આવેલો જોતાંજ રૂરમાર નાહઠો તેથી તે મહમદયાંનનાં બોલવાની સચ્ચાઇ વીશે તેની તમામ ખાત્રી થઇ ગઇ, ને તે અજીત તેહેમીનાપર આવી રવેસે જીત મલી તેથી તે સઘલી દેખાઈતી રીતે ખુશ ખુશ થઇ ગયો.

પણ હવે મને એક ધસ્કો પડયો. મેં જોયું કે મીનોચેહેરને મેં પાક કોલ આપ્યો હતો કે તે તે લુટારાઓનાં ટોલાંમાં છે એ વાત મારે કોઇને જણાવવી નહીં, અને તે કોલ હવે મારે તોડવો પડશે, કેમકે મારો શેઠ મને પુછવા વના રેહેશે નહીં, અને મારે સાચ્ચું કહયા વના ફાવવાતું નથી.

અને ખરેખર થોડાજ વખતમાં મારા શેઠે ખાંનગી ઓરડામાં તેડી મને પુછયું, અને મને ખરી વાત કેહેવી પડી. “પણ તમો સાહેબ તેને વિશે જરાબી બુરૂં સમજતા ના,” મેં ઘણા આગ્રહથી માંગી લીધું, “તે કોઇ ઘણોજ નેકજાદ આશામીછે, અને કોઇ ફૂર-જનો મારયો તે ટોલાંમાં ભેલાયલો છે”

મારો શેઠ મારી એ વાત સાંભલી ખડખડ હસ્યો, અને મને નાદાંન ઠેરવ્યો. જે ગલાંફાંસુઓનાં ટોલામાં દાખલ થયલો હોય તે પોતે ગલાંફાંસુ અને લટખટ લુચ્છો નહીં હોય એ વાત તેણે માંની નહીં. તેણે કબુલ કીધું કે મારાં સમજાવવા પ્રમાણે તે કદાચ પારસી હોય, પણ તે લુચ્છો નહી હોય એ તો બનેંજ નહીં.

મેં તેને ઘણું સમજાવ્યું. તેણે કેવી રીતે મને બબે મરતબે મદદ કીધી હતી તે સઘલું કહયું, પણ તેનાપર કાંઇ અસર થઇ નહીં, ને તે તુરત પાછો પેલા મુસાફર બંગલામાં જવા તૈયાર થયો. તેને પેહલે જઇને તે વાત દીન્યારજીને કહી દેવાની તલપ થઇ, અને તેનો હાથ નાકબુલ કરવાની સજામાં તે તેહેમીનાને આવો ફટકો મારી શકતો હતો તેથી તે પોતાને ભાગ્યશાલી સમજવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૨૬ મું.

### તેહેમીના અને હું પોતે.

મારો શેઠ ધકેલા ખાતો મુસાફર બંગલામાંથી એંગ્લોર હોટેલમાં આવ્યો હતો, અને વલી એંગ્લોર હોટેલમાંથી પછારા ખાતો પાછો બીજા બે કલાકમાં મુસાફર બંગલામાં આવ્યો. મેં ઉપર કહ્યું તેમ અજીત તેહેમીનાપર હવે જીત પામવાની મગરૂરીથી તે મલકાતો મલકાતો આવ્યો. અમોને ત્યાંથી રૂસાઈને જતા રહેલા જોવા પછી એટલા બધા જલદી પાછા ફરેલા જોઈ જેટલા ખુર્જેગ દીન્યારજી શેઠ ને તેમનું નાધકલું કુટુંબ અચરત થયું, તેટલાજ મારી સાથવાલા તેમના નોકર નફરોબી અચરત થયા, અને કેટલાકોએ તો મને તેનો સબબ પુછયો વટીક, મગર મેં કાંને હાથ મેલ્યા.

ત્યારપછી તરતજ મારો શેઠ દીન્યારજીને એકાંતમાં મલ્યો. એ મુલાકાતનું પરીણામ શું નીવડયું તે કાંઈ મને તેજ વખતે જણાયું નહીં, પણ બીજા એકાદ બે કલાક પછી હું જ્યારે તેહેમીનાના ઓરડા પાસેથી પસાર થતો હતો ત્યારે તેણે મને બાહેર આવી એક અદબભરેલી પણ ગંભીર ઈસારતથી અંદર તેડયો.

હું અંદર ગયો એટલે તેણીએ બારણું અલગું બંધ કીધું. એ સઘલી હીલચાલોને દરમ્યાન મેં જોઇ લીધું કે તે બાપડીની આંખ્યો રડતાં રડતાં સુઝી આવેલી હતી, અને તેણીનો આખો ચેહેરો એવાં ગંભીર દુ:ખનું એક ચિત્ર હતું, કે જે જોતાં મને અતી ઘણી દયા લાગી આવી.

"તેં મને એક વાર એક ભાઈથી જયાદા મદદ કરેલી છે," તેણીએ બારણું બંધ કરી એક સોફાપર બેસતાં મને કહ્યું, "અને તેટલા વાસ્તે એક બેહેનનાજ એખલાસથી તારા સાથે એકાંતમાં વાત કરવાને મેં અડચણ જોઈ નથી, અને મને આશા છે કે હું તારાથી જે ખુલાસા મેલવવાને ખાહેશમંદ છું તે તું કશુંબી છુપાવ્યા વના મને આપશે."—અને તે ઘણી શરમાતી જણાઈ.

"બાંનુ," મેં વિશ્વાસ આવે તેમ કહ્યું, "તમારે તેમ કરતાં ઓશકાવાની કાંઈ જરૂર નથી, કારણ કે તમો મને શું કેહેવા માંગો છો તે હું સારી રવેસે જાંણું છું. ભલા મીનોચેહેર સાથની

તમારી મોહોબત મને છાંની નથી, કેમકે એક એતેફાકથી હું મા-હસોરમાંજ તે વીશે માહીતગાર થયો હતો."

"ત્યારે તો મને ખરેખરૂં કેહે કે તું એક કરતાં બે વાર એ આરબ લુટારાઓના ગુપ્તમાં જઇ આવ્યો ત્યાં શું તેં મારા મીનો-ચેહેરને મુસલમાંની પોશાકમાં એક લુટારા તરીકે જોયો હતો?" તેણીએ આતુરતાથી અતી ઘણી ઉસ્કેરાઇ આવીને પુછ્યું.

"જોયો હતો તો ખરો," મેં ખુલાસો કીધો, "પણ જે કરપીન બદમાસોની સંઘમાં તે છે તેઓના હેતુ જેવો તે નેકજાદ આસામીનો હેતુ નથી. તે તો સેહેતાનો વચ્ચે એક ફીરેસ્તો છે. તમારો પવીત્ર પ્યાર એક એવા ભલી મનસનીના ગ્રહસ્થને તમોએ સપુરદ કરેલો છે કે જે તેને પુરેપુરો લાયક છે."

"પણ ત્યારે શું તે લુટારો નથી? કેહેવામાં આવે છે તેમ તે મુસલમાન નથી?" તેહેમીનાએ આગલ કરતાં વધુ ઉસ્કેરાઇ આવી હરખનાં આંસુઓથી અરધું રડી દઇ કહ્યું.

"તે બંને નથી," મેં મજબુતાઇથી કહ્યું. "તે મુસલમાન નથી પણ જાલમ લુટારાઓનો દોર તોડવા અને તેમના વચ્ચે જઇ પડતાં નીરાશ્રીતોને આશરો આપનાર તેમનો એક હરડતો શત્રુ છે."

"ઓ ખુદા, આએ કેવો નહીં વકી રાખેલો સધ્યારો!" તેહેમીનાએ આજેજ કરી મેલતી ખુશાલી વચ્ચે પોતાના બંને હાથો જોસથી જોડી કહ્યું; "ત્યારે ભાઇ કાવસ મારા ભલા મીનુનો તે બદમાસોની સંઘમાં આમેજ થવાનો હેતુ શું છે?"

"તે હેતુ હું પોતેબી આજવેર જાંણી શકયો નથી," મેં કહ્યું, "અને તોપણ હું એક ઘડીબી માનવાને વેહેમ ખાતો નથી કે તે હેતુ તમામ નેક છે. તે કાંઇ તેમને બસ પડતા મુસાફરોને બચાવા ને મદદ કરવાજ તેઓ સાથે જોડાયો હોય એમ મને લાગતું નથી. તેની મતલબ—તેનો ભેદ તો ખરેખર કાંઇ વધારે ગંભીર ને વધારે ઉંડો જણાય છે, પણ જ્યાં તુલક તે મતલબ બર આવે ત્યાં તુલક તે ત્યાં રહી તે ચંડાલોને હાથ સપડાઇ જતા મુસાફરોને બનતી મદદ કરવાનું પવિત્ર પુન હાંસલ કરે છે."

"અને તેમ કરતાં તે કેવો ભયંકાર જોખમ રાતદીન ખેડતો હશે!" તેહેમીનાએ ખરી કાલજીથી કદર બતાવી ધાસ્તી કરી; "પણ ત્યાં શું તે મુસલમાન પોશાકમાં છે?"

"હા બાનું," મેં કહ્યું, ; "તે ગલાંફાંસુઓનાં ટોલાંમાં તે પારસી છે અથવા દગાખોર છે એમ કોઇને ત્યાં સ્વપનેબી વકી નથી. તે એરેબીક એટલું સરસ બોલી જાંણે છે કે એક પારસી તરીકે તેને ઘણું મગરૂબ થવાનું છે."

"અને ત્યારે શું મારો છુટકારો કરવામાં જે ભલી મનસનીના લુટારાએ તું બેરાદરને મદદ કરી હતી તે એજ મારો માનીતો મીનુ હતો ?" તેહેમીનાનો હરખ માયો સમાયો નહીં જઇ શકવાથી તે હવે મારા સામે પોતાના પવીત્ર પ્યારની કશીબી શરમ બતાવ્યા વના બોલી.

"તે વખતે મારો મદદનીશ એજ ગ્રહસ્થ હતો એટલુંજ નહીં," મેં હજારો હેસાંનથી ઉભાઇ જતી છાતીએ કહ્યું, "પણ એક બીજી મરતબે જ્યારે હું તે સેહેતાંનોનાં ધામમાં ગયો ત્યારે મારો જાંન બચાવી મને સલાંમત પાછો બાહેર પાડનાર પણ એજ રાહનુમા ફીરેસ્તો હતો. તે વખતે હું બચ્યો તે એક મોજેજોજ થયો, ને તે મોજેજો બજાવા ખાતર હું મારા ખુદા ઉપરાંત એ તમારા ભવીશના ભરથારનેજ જીંદગી તુલકનો હેસાંનમંદ છું."

તેહેમીના આ સાંભલી ખામોશ રહી. પા કલાક આગમચ પોતાના પીતાને મોંહથી જેણીને તે જીવથી જ્યાદા ચાહતાં શીખી હતી તેને માટે અક્કલમાં નહીં ઉતરે એવી વાત સાંભલી આવતાં તેણીને નાસીપાસીના જે નાતરસ ઘાતકી જખમો થયા હતા, તે પછી તુરતજ તે વ્હાલા માટે આ ખાત્રીભરેલો ખુલાસો સાંભલી તે હરખથી એટલી આજેજ થઇ ગઇ કે તેની મોજનાં શાંત સુખમાં તે થોડીક પલસુધી મલકાતી ચુપ બેસી રહી.

"હું તારી અતી ઘણી ઉપકારી છું," તેહેમીનાએ તે પછી કહ્યું ; "એ હેસાનનો બદલો કેમ વાલવો તે હાલ તો હું જાંણુતી નથી વાસ્તે તું જા, અને જે ભાગ્યશાલી દીવસની હું ઉમેદ રાખું છું તે દહાડો જો ખુદા મને બતાવશે તો તે મારાં સુખમાં પણ તારાં કીમતી હેસાંનો કદી હું ભુલવાની નથી તે તું ખાત્રીથી માનજે."

એ ઉપરથી તેણીની હજુરમાંથી હું ઘણો ખુશી થતો બાહેર નિકલ્યો. મારા શેઠને માટે મને ઘણું માન હતું, કેમકે વાંચનાર જાંણે છે કે તેની મારાપર ઘણી મેહેરખાંની હતી, અને તેમ છતાં જ્યારે હું તેની વિરૂધ કામ લેતો હતો ત્યારે વાંચનારે જાંણવું કે હું ફકત ખરે રસ્તે ચાલી મારી લાગણીઓને ઇનસાફ માત્ર આપતો હતો.

હવે મેં જોયું કે પાછો રંગ ફેરવાશે. તેહેમીના તેનાં ખુજોગ માતપીતાની ખાત્રી કરી શકશે કે મીનોચેહેર ચોરોની સંઘમાં છતાં એક ચોર ન હતો, અને તે જેમ પેહેલાં ધારવામાં આવતું હતું તેવોજ—બલકે તેથી કાંઇક વધુ ભલો આદમી હતો, તો તેઓ તે બેટીને એવી રવેસે ચાહતાં હતાં કે તે તેણીના પાક પ્યારને આડે આવી જુલમથી તેણીને એક અણગમા નેકામાં હોમાવાને જીદ કરશે નહી, અને તેથી મારા શેઠને આ બીજી વેલાની એવડી નાસીપાસી સાથે ત્યાંથી નીકલી જવા વના છુટક રેહશે નહીં.

એટલા માટે હવે સેવટ શું આવે છે તે જોવાનું હતું, ને હમણાં સાંહજ થઈ ગઇ હતી (ને મારો શેઠબી બાહેર ગયો હતો માટે મારે જે સરેસ્તાનું તેનું કામ કરી રાખવાનું હતું તે કરી હું બી જરા બાહેર લટાર મારવા નિકલી પડયો.

---

## પ્રકરણ ૧૨૭ મું.

### ધરપકડ અને નાહસભાગ.

હું એમ વગર મતલબનું જ્યાં જવાયું ત્યાં જતો કલાક એક ફરયો, ને પછી અંધારૂં થઇ ગયલું હોવાથી ઘર પાછો ફરવા નિકલ્યો. એમ કરતાં જ્યારે હું પાછો ફરતો હતો ત્યારે મને જોઇને એક જણ પાસેની ગલીમાં ભરાઇ ગયો તેપર મારી નજર પડી, ને જોકે તેણે મારી નજર ચુકાવા ઘણી સીફત અને ઝડપ બતાવી તોબી મેં જોયું કે તે કોઈજ નહીં પણ મારો સદાનો શત્રુ મારો મામો હોમલો ખુંધો હતો.

તેની એ હીલચાલપર મને વેહેમ આવ્યો. તે મારી પુઠે ભરાતો છુપાતો આવતો હોય ને મારી પીઠ ફરવાથી ગભરાઇને ગલીમાં જતો રહયો હોય એમ મને લાગ્યું, અને તેથી હું ધસીને તેને તે ગલીમાં જોવા ગયો; પણ ત્યાં તે હતો નહીં. હું ને આખી ગલી જોઇ વલ્યો પણ યાતો કોઇનાં ઘરમાં ભરાઇ ગયો હતો, અથવા તો તે ગલીમાં ગરક ગયો હતો.

એમ થવાથી હું ત્યાંથી પાછો ફરયો, ને મેં ખરેખર તે મારા શત્રુને ગલીમાં ભરાઇ જતાં જોયો હતો કે કાંઇ નજરચુકથી હું નાહેક વેહેમાયો હતો તે વીશે હું વિચાર કરતો મારે રસ્તે હવે ઉતાવલો

ચાલ્યો, કેમકે તે રસ્તો કાંઇ ઝાઝી વસ્તીવાલો હતો નહીં. કોઇ છુટીછવાઇ ગાડી અથવા છુટોછવાયો રાહદારી મલતો હતો તે વતરોગે ત્યાં કાંઇ જાસ્તી ભરચક્કર હતી નહીં.

પણ એ રવેસે હું ઘણું આગલ વધી શકયો નહીં. હું થોડુંક ગયો એટલામાં પછવાડેથી કોઇએ આવી મારી આંખપર હાથ ઢાંકી દીધા, ને એક બીજા કોઇ કરપીને હું ગભરાઇને બુમ પાડું અથવા બચાવમાં મારા હાથ ઉપ્યોગમાં લાઉં તે આગમચ મારાં મોંહમાં ડુચો ખોસી દીધો, કે ત્રીજાએ પછવાડેથી હાથ બાંધી લીધા ને પછી ત્યાંથી ઝડપથી મને ઉંચકી લઇ જઇ પાસેજ એક ગાડી ઉભેલી હતી તેમાં નાંખ્યો, કે ગાડીનું તે ખરખરયું ભારે ખખડાત કરતું ત્યાંથી ઉપડી ગયું! આ સઘલું એટલું જલદી બની ગયું કે તે કાવતરાંની પાપ ભરેલી જાલ મારે માટે બેશક ઘણાક કલાક આગમચથી બીછાવી રાખેલી હોવી જોઇએ. એ કરપીન કરમમાં ચંડાલ હોમલા ખુંધાનો હાથ હતો અને મેં પેલી ગલીમાં ગુમ થતો જોયો હતો તે એજ બદમાસ હતો એમ માનવાને હવે વેહેમ જેવું તો જરાએ ન હતું. મેં ખાત્રીથી માન્યું કે કોરજીશેઠ ને તેનાં કુટુંબને છોડી મેલી તેની રચેલી બુરી નેમ ઉંધી મારવા ખાતર તે ચંડાલ મારે માટે ભારે કપટ વાસના ધરાવતો હોવો જોઇએ, અને તેનીજ પેઠે સલાદીનની ટોલીવાલાઓ તેમને ઠગીને હું બાહાત કરી આવી શકયો હતો માટે મારાં ખુંનના તરસ્યા થયા હશે, ને તેથી તે બંને પારટીઓએ એકઠા મલી એકમતે મને રસતે સેરદે સેહેલ કરતો સપડાવી દેનારી આ જાલ બીછાવી હશે.

હોમલો ખુંધો આગલ જે મને સતાવતો હતો તે તો પેલી કાપલી ઉપરથી મેં શોધી કાઢયું હતું તેમ ખુદા માલમ કયા સબબથી પેલો દાદીબા તેને તેમ કરવાને ઉસ્કેરતો અથવા પઇસા આપતો હતો તેનું પરીણામ હતું, એટલે તેની તે વખતની અદાવત તો ભાડુતી હતી, પણ આ વખતે હવે તો તેની અદાવતમાં પોતાવત સમાયલું હતું, ને તેથી તે અદાવત જો થઇ શકે તો હવે તો આગલ કરતાં બેવડી વધારે જાલેમ અને જનુની થયલી હોવી જોઇએ એમ મને લાગ્યું.

વાંચનારને સમજાવવું પડશે નહીં કે એ સઘલા ભયભીત વિચારો અને અનુમાનો જે પલે મને ઉંચકી બાંધીને મારા શત્રુઓએ

ગાડીમાં નાંખ્યો ત્યારેજ અને તેજ પલે મને થયા એમ કાંઇ હતું નહીં. તેજ પલે તો હું એટલો હેયાંસુનો અને બેફાંમ બની ગયો કે એ શું થાય છે ને થયું તે પણ હું જોઇ અથવા જાંણી શકયો નહીં હતો.

અંતે જ્યારે ગભરાતની એ બેખબરીની બેભાંનીમાંથી હું બેદાર અને હોસ્યાર થયો ત્યારે મેં ગાડીમાં મને લઇ બેઠેલા મારા શત્રુઓ તરફ નજર દોડાવી, ને અંધારાં વચ્ચે જે થોડી ઘણી રોશની તેમાં મલતી હતી તેથી મેં સરદાર સેલાદીનના દુભાસ્યા કરીમખાનને અને બીજા બે આરબોને જોયા. હોમલો ખુંધો તેઓ સાથ હતો નહીં. તે નાપેકાર આગ લાકડાં લગાડી મારી ગરદન તે ગલાંફાંસુઓને હાથ આપી રેહેવાના ઓસ્તવાર સધ્યારા સાથે બહારોબાહાર વટી ગયો હતો.

અને એ રીતે એક વાર જોકે હું ખુદ મોહતનાં મોંહમાંથી તેઓને હાથતાલી આપી બચી આવ્યો હતો તોપણ અંતે તેજ ખુંનીઓના ડરામણા દસ્ત હેઠલ મારાં દુર્ભાગ્યનો મારેલો હું પકડાઇ ગયો. એ ભયંકાર ભવીશનો મને ભાસ થયો ન હતો, માટેજ હું એવી બેફીકર બેપરવાહીથી સઘલે ઠેકાંણે ફરતો હતો. તેમાં મેં થાપ ખાધી હતી, અને એક ઘણીજ જીવસતોસત થાપ ખાધી હતી !

હવે વલી કરવું શું ?

એક મરતબે તો દોસ્ત મહમદ ઉરફે મીનોચેહેરની મદદથી મારો જાંન બચ્યો હતો પણ હવે કેમ થશે ? ત્યારે તો તેને મદદ કરવાને એક બારી હતી—હવે તો એકે નથી ! ઓ ખુદા, આ વખત મારૂં મોહત નક્કી હતું, ને હવે ફરી એક વાર જીવવાની આશા મુકી હું મેદાંનમાં તોફાંની પવનથી પુશકલ હીલતાં ઝાડ પેરે થરથર ધ્રુજવા લાગ્યો !

"સમાલજે બચ્ચા," કરીમખાંને મને ગાડીમાં નાંખ્યા પછી તુરતજ કહયું, "જો જરા સલવરયો કે ચવરયો તો આ પીસ્ટોલમાંની ગોલી મગજમાં આરપાર જઇ તેજ વખતે તારૂં મોંહ સીવી નાખશે—" અને તે ચંડાલે બરાબર મારાં મગજની લગોલગ એક પીસ્ટોલ પકડી, કે જે અકસ્માતથી બી કદાચ ફુટે તો મને બીજીજ પલે મુડદું બનાવી મેલે તે ખ્યાલ વટીક મને પાણી પાણી કરી મેલવા—બલકે મારી નાંખવાબી બસ હતો.

મને પુરતી રીતે બીહીધેલો જોઇ હવે તેણે મારાં મોંહમાં મારેલો ડુચો રાખી મેલવાની જરૂર જોઇ નહીં તેથી તે એક આરબને

આરબીકમાં આજ્ઞા કરી કાઢી નખાવ્યો, અને પછી પેલા બીજા આરબના હાથમાં પીસ્ટોલ મારા માંથાની લગોલગ પકડી ફોડવાને તૈયાર બેસી રેહેવા આપી.

મેં જોયું કે બુમ પાડી રસ્તેના રાહદારીઓથી મદદ મેલવવાની કોશેશ કરવામાંબી કશી હાંસલ હતી નહીં. ગાડીનાં એકેએક ફાલકાં ચઢાવેલાં હતાં ને વલી ગાડી પવન વેગે દોડતી હતી ( કેમકે જોકે ગાડી તો ભાગો ખટારો હતો પણ તેને જોડેલો ઘોડો અતી ઘણો તેજી હતો ) અને તેથી હું બુમ પાડું તે સાંભલીને મદદ કરવાને કોઇનું ધ્યાંન ખેંચાય એવું હતુંજ નહીં તો બુમ પાડી અથવા તો ગાડીમાંથી કુદી મારવાની વ્યર્થ કોશેશ કરી તતક્ષણ જાંન શું કરવા ખોહવો ? તે બુરાઓ એવી હું કશીબી હીલચાલ કરૂં તો મને ત્યાં ને તેજ પલે ઠાર મારી નાખવાને જરાએ ડર કે દરકાર કરે એ તો ધારવુંજ નામુનાસેબ હતું, તો પછી તો ભવીશ જે બજાવે તે જોવા ને તપાસવા તમામ આમોશીમાંજ શાંણુપત સમાયલું હતું.

રસ્તો બહુજ લંબાણ હતો, ને આખે રસ્તે તે ખુંનીઓને અરેબીક ભાશામાં વાત કરતા સાંભલવાનું ખરેખર ભારે કંટાલા ભરેલું હતું. જ્યારે અમો વસ્તીવાલા ભાગમાંથી બાહેર પડયા ત્યારે તેઓએ ગાડીનાં ફાલકાં ઉતારી નાંખ્યાં, અને ઠંડી લેહેરીથી તેમજ શરૂ થતી ચંદરણીના પ્રકાશથી મારા ઉશ્કેરાયલા જીવને કેટલીક તાજગી મલી. એ રવેસે મુસાફરી કરતા જ્યારે અમો સીવગંડીના પાહાડો પાસે પોંહોંચ્યા ત્યારે તેનાં એક ખુણાંમાં એક કંગાલ જેવું પોંહોંચખાંનું હતું ત્યાં અમો થોભ્યા, ને તે પોંહોંચખાનાવાલો (જેબી એક ભીલની જાતનો તેઓની સંફનો લુટારોજ નજરે આવતો હતો તે) દારૂ વગેરે તેમને માટે બાહેર લાવ્યો, અને તે લુચ્છાઓએ તે કોપટાં ચઢાવી મુસાફરીની થાક ઉતારી. તે પછી થોડેક વારે તેઓ ગાડીમાંથી ઉતરયા ને કરીમખાંને મનેબી ઉતરવા ફરમાવ્યું.

હું જ્યારે ગાડીમાંથી ઉતરયો ત્યારે મેં જોયું કે એક બાજુએ ચાર ઘોડા તૈયાર ઉભેલા હતા. તે માંહેથી એક ઘોડા ઉપર મને બેસવાનો હોકમ થયો, એટલે હું બેઠો. તે પછી કરીમખાંન એક બીજા ઘોડાપર બેઠો, કે પેલા આરબોએ મારા એક પગને એક લાંબું દોરડું વીંટાલીને તેનો બીજો છેડો કરીમખાંનને આપ્યો, જે

તેણે પોતાની કમરની આસપાસ વીંટાલીને ગાંઠ મારી લીધો. ત્યારકેડે તે બે આરબોબી અકેક ઘોડા ઉપર કુદી બેઠા કે અમારી મુસાફરી પાછી શરૂ થઇ.

મેં એ ઉપરથી જોઇ લીધું કે તેઓ મને એ રવેસે કેદી કરી પોતાના કીલ્લામાંજ લઇ જતા હતા. હું અને કરીખાંન જોડેજોડ ચાલતા હતા, અને અમારી પછવાડે પેલા બે આરબો જોડેજોડ ચાલતા હતા. તે બંનેના હાથમાં અકેકી તૈયાર ભરેલી પીસ્તોલ હતી. "બચ્ચા તપાસજે હઃ," કરીમખાંને કહ્યું, "જો નાહવાસની જરાબી વેતરણ કીધી તો તેજ વખતે પછવાડેથી આ ધરાધર પીસ્તોલો છુટશે, જે તુંને બે કદમબી નાહસવા નહીં દેતાં અહીંજ પોંહતો કરી મેલશે."

મેં કશો જવાબ દીધો નહીં, પણ કરીમખાંનનાં એ બોલવા ઉપરથી મારાં મગજમાં એક નહીં ધારેલું વારૂં આવી ગયું. એમબી ને એમબી આ કરપીનો મને કેદી તરીકે પોતાના સરદાર આગલ હાજર કરીને મારીજ નાંખવાના, કેમકે તેઓને જે મેં જબરા ઠગ્યા હતા તેના ખારમાં તેઓ મારો જાંન લે નહીં ત્યાંવેર કાંઈ તે જતુની જંગલીઓ ધરાય નહીં એ દીસતુંજ હતું. વલી તેઓના ગુસ્સામાંથી મને બચાવી સલાંમત પાછો ફેરવવાને મીનોચેહેર પણ હવે કશું કરી નહીં શકે એમ હતું, ત્યારે તો મારો જાંન બચાવવાનો એક જોખમભરેલો અખતરો અજમાવામાં જાસતી કશું ગયું નહીં. અંતે ને આખરે તો મારે મરવુંજ હતું, તો પછી હું સરદાર સલાદીનનાં ગોષામાં જઈને તેની અને તેનાં પાપી હમશરીકોની હજુરમાં માર્યો જાંઉ તે કરતાં તો મારો જાંન બચાવવાની કોશેશમાં હું માર્યો જાંઉ તે બેશક બેહેતર હતું.

એટલા માટે એક ઠડાવથી હજી તો કોઇ આંખ ઢાંકીને ઉઘાડે તેટલાં અમારા ઘોડા જે આસ્તે આસ્તે હંકાતા હતા તેમાંથી મેં મારા ઘોડાને એડ મારીને અચબુચ પુરતા જોશથી આગલ કાઢી મેલ્યો, અને પવનવેગે મારી મુક્યો. એ મારા જોશનો આંચકો કરીમખાંનને જબરો લાગ્યો, અને મારા પગ સાથે બાંધેલું દોરડું તેની કમર સાથે બાંધેલું હતું માટે તે આંચકા સમેત તે દોરડું તુટી જતાં કરીમખાંન ચીભરાંની પેઠે ઘોડાપરથી ભોંયપર પડયો.

પણ મારા અખતરાનું એ પેહેલું પરીણાંમ જોવા અથવા તપાસવા હું થોભ્યો નહીં. ખાહી-ખાડો-ખબોચ્યું-પથર અથવા પાહાડ મેં જોયા નહીં. પછવાડેથી ધરાધર ગોલીઓના બારપર બાર થતા હતા, પણ તે રહીમની રેહેમથી તે ગોલીઓમાંની એકથી પણ હું મુવો નહીં એ એક ખરેખરો ચમતકાર હતો. તે ગોલીઓ માહેલી એક બે તો મારા કાનની છેક લગોલગથી ઝણુઝણુ કરતી પસાર થઇ ગઇ, પણ સુભાગ્ય મારાં કે તેમાંથી એકબી મને લાગી નહીં. હું નીચો વલીને મારા ઘોડાની કોટે બાજી રહેલો હતો, અને તે અમીરી જાનવર જાંણે મારો જીવ સટોસટ જોખમ સમજતું અને જાણતું હોય તેમ મને પવનની પીઠ ઉપર સવાર બનાવી લઇ નાહસતું હતું !

આગલ-આગલ-અને આગલ તે ઘોડો ધસ્યો ગયો. હું કયાં જતો હતો તે હું જાંણુતો ન હતો—તે ઘોડો મને કયાં લઈ નાહાસતો હતો તે હું સમજતો નહીં હતો, અને એ રવેસે નાહસતાં નાહાસતાં છેક પછાત પડેલા મારા શત્રુઓના ઘોડાઓની એડનો અવાજ વટીક મારે કાંને આવતો બંધ થયો, અને મેં ખાત્રીપુર્વક માન્યું અને જાણ્યું કે હું તેઓને છેક પછાત નાંખી આવ્યો હતો. ત્યારે મેં મારા ઘોડાની લગાંમ ખેંચી તે પાણી થઇ ગયલાં પ્રાણીને ધીર ખંચાવી, અને હું કયાં હતો તે જોવા તે વખતની ફીકી ચંદરણી વચ્ચે મેં આસપાસ નજર કીધી. મેં જોયું કે હું કોઇબી સુરતે સલાદીનનાં ગોપ્રાની તદન બીજી બાજુએ નીકલી આવ્યો હતો, અને તે પાહાડી ગલી છોડીને હવે હું એક ઓહોલાં ચોગાનમાં ઉતરયો હતો.

હવે કયાં જવું ?

આસેપાસે કશું રેહેઠાંણુ નજરે આવતું ન હતું, પણ સાંમે એક પાહાડનાં રેહેઠાંણુમાં એક દીવો બલતો જણાતો હતો. તે તરફ જઈને રાતવાસો રહેવાની રજા માંગવી કે નહીં તે વીશે મને ગુંચવાડો થયો. કદાચ તે કોઇ સલાદીનનો મલત્યો હોય ! તે મલત્યો નહીં હોય તોબી કોઇ લુટારાઓનું તે રેહેઠાંણુ હોય ! ગમે તે હોય, પણ ત્યાં વીસામો માંગવા જવા વીના ચાલ્યું નહીં. હું ને મારો ઘોડો બંને આ જેહમતભરી નાહસથી થાકીને લુસ થઇ ગયા હતા, અને તેથી આ ચોગાંણુમાં વીસામા માટે પડાવ કરતાં કોઇબી

છાપડાંનો આશરો લેવો સલાદીનના બસથી બચવા ખાતર વધારે સલામતી ભરેલું હતું. વલી મેં અનુમાન કર્યું કે પાહાડો વચ્ચે કોરી કાઢેલો તે એકાદ પ્રમાણીક ખેડુતનો કદાચ વસવાસ માત્ર હશે, અને તેથી એ બધા વીચારો કરતાં ત્યાંજ આશરો માંગવા જવાના મારા ઠરાવ સાથે મેં તે તરફ મારો ઘોડો હાંકયો.

હું તે મકાંનની પાસે ગયો, અને ઘોડા ઉપરથી ઉતરી ઘોડાની લગાંમ હાથમાં રાખી તે બારણાં તરફ ગયો. તે બારણું જંગલી લાકડાંનું થોકી થાકીને ઉભું કરેલું હતું, અને મેં દુરથીજ ઘણી અચરતી વચ્ચે જોયું કે આવાં એકાંત બીયાબાંણ જંગલમાં એક પારસી બેસીને મોટે સાહદે ચોપડીમાંથી સરોશ યસ્ત ભણતો હતો! કેટલું અજબ જેવું! એકાગ્ર ચીતે તદન બીયાબાંણ એકાંતમાં પોતાના પવીત્ર મહજબ ઉપર આવી સ્તુતીપાત્ર આસ્થા બતાવતા એક દીનચુસ્ત જરથોસ્તીને જોવાથી મારૂં દીલ ખુશીથી ઉભાઇ ગયું.

તે નીચી મુડીએ ચોપડીમાં જોઇને ભણતો હતો, અને જોકે મારા ઘોડાનાં પગલાંનો તે એકાંતમાં ઘણો પડઘા પડતો હતો, અને તે ઘોડા સાથેજ તેનાં બારણાંના ઉંબરની છેક અડોઅડ હું જઇ ઉભો તોબી તે પારસીએ દોકું ઉંચકીને મારી ભણી જોયું નહીં! શું તે બેહેરો હતો?

મેં સાદ માર્યો. "સાહેબ," મેં કાકલુદી ભરેલા અવાજે કહયું, "હું ભુલો પડેલો છું, અને મને તમારાં આ એકાંત છાંપડાંનો મુબારક આશરો આપશો?"

જાંણે આટલો વાર તે બેહેરોજ હોય અને મારો કે મારા ઘોડાનો સંસારો વટીક સાંભલ્યો નહીં હોય તેમ તેણે એકદમ મારો અવાજ સાંભલી ચોંકીને મારી ભણી સેહેજ જોયું, અને બાજમાં ને બાજમાં બોલ્યો, "સુખેથી અંદર આવો અને આરાંમ કરો."

પણ તેણે જયારે ચોંકીને મારા ભણી જોયું અને તે બોલ્યો ત્યારે હવે મારો ચોંકવાનો વારો આવ્યો. તેનો ચેહેરો અને તેનો અવાજ મને અંજાણ્યો હતો નહીં, અને તે કોઇજ નહીં પણ મને બબે મરતબે લુટનાર સોહોલુ દમણ્યો ઉરફે રૂસ્તમજી રાંણુજી હતો!

---

# પ્રકરણ ૧૨૮ મું.

## સોહલુ દમણ્યાનો ત્રીજો દેખાવ.

રૂસતમજી રાંણજી હ્યાં! આવાં એકાંતમાં?

કદાચ મને એ મરતએ ઠગીને તે ફાવી ગયો વાસ્તે કાંઇ વધુ જબુન ઠગાઇનું કામ તેણે કર્યું હશે, ને તે માટે સતાવાળાઓ તેની પુઠે પડયા હોય તેથી નાહાસીને આ એકાંતવાસ તેણે અખત્યાર કીધો હોય, કે જ્યાં તે કીરતાર પાસ માંફી ચાહવા પશ્ચાતાપનાં ભણતરોથી તે પોતાનાં આગલાં કુકર્મોની તોબાહ કરતો હોય. એમ નહીં હોય તો બીજુ શું હોય?

અને ત્યારે શું તે એક વારનો ઠગારો લુચ્છો આજે એટલી બધી હદ સુધી સુધરી ગયો હતો? તેણે આ એકાંતવાસ અખત્યાર કીધો હતો એજ માત્ર તેની જાબજા તારીફમાં બોલી બતાવતું હતું એમ નહીં, પણ તે વલી આવી રાતને વખતે આવાં પવીત્ર ધ્યાંનથી જંદ અવસ્તા ભણતો હતો તે દેખાવ સૌથી વધારે અસરકારક અને ધ્યાંન ખેંચનારો હતો. તે પોતાનાં આગલાં અગાધ પાપો માટે પસ્તાવાથી પોતાની છાતી ખાલી કરવા પોતાનાં ધર્મ પુસ્તક મારફતે તે કીરતારની પવીત્ર યાદમાં મશગુલ હતો એજ તેના ખરા પસ્તાવાની મોતેબર નીશાંણ હતી. જો કોઇ બીજે ઠેકાંણે તે મને મલતે તો મારાં નાણાં ખાઇ જનાર તરીકે હું ઉછ્લીને તેને ગલચીમાંથી પકડતે, પણ હું અહીં તો તેનાં બારણાં બાહેર મારા ઘોડાને બાંધી તેની એબાદતમાં કશી ખલલ નહીં કરવાના નેક હેતુથી વગર ગરબડ કરવે જોઇતી અદબની ગંભીરતાથી અંદર દાખલ થયો

"હું આય ઘડીએ ભણી રેહેવશ," મને અંદર દાખલ થયલો જોઇ સોહલુ દમણ્યાએ હજી બાજમાંજ કહયું, "તેટલાં આરામ ફરમાવો," અને તે પાછો ધ્યાંનથી ભણવા પડયો.

હું નીરાંતે બેઠો.

તે અરધું ખુદરતે બનાવેલું ને અરધું માણસે બનાવેલું એક મકાંન હતું. તે પાહાડમાં કોરી કાઢેલો એક ઓરડો હતો જે રેહેવાને માટે સગવડ અને સુખ ભરેલો કરવામાં આવ્યો હતો. તેમાં ફરનીચર ઝાઝું ન હતું. એક દેવદારની મજબુત ટેબલ અને એક તેવીજ ખુરસી (કે જ્યાં સોહલુ દમણ્યો એક રોશન કરેલા આતશનાં પાત્રાં આગલ

ભણવા બેઠેલો હતો તે) બારણાંના મુખડામાંજ મુકેલી હતી, ને તેથી તે ટેબલપરની તે પાત્રાંની રોશની તે બોહલાં મેદાનમાં ઘણે લાંબે-થીબી નજરે પડતી હતી. તે ઉપરાંત એક ખુણાંમાં એક ખાટલો હતો જે પર ફકત એક સાદરી પાંથરેલી હતી. વલી એક બીજા ખુંણામાં એક દીવી ઉપર દીવો મુકેલો હતો અને પાસેજ ચુલી ઉપર કાંઇ સુકુંપાકું પકવાંણુ ચઢાવેલું હતું, તથા એક બાજુએ પાણીનો એક મોટો કુંજો અને ભાગેલી પેટીનું એક થોબલું રાખેલું હતું. એ વના ત્યાં બીજું કશું નજરે આવતું ન હતું.

હું એ અવલોકન કરી રહયો તેટલામાં સોહલું દમણ્યો ભણી રહયો. તે બાહેર જઇને માહાબોખતારને પગે પડયો, અને પછી અંદર આવ્યો. અંદર આવ્યા પછી તેણે મને પેહેલોજ જોયો ને ઓલખ્યો હોય તેમ તે ઘણો ચોંક્યો.

"મેં તો તમોને કેવારના ઓલખ્યા છે," મેં તેની ફીકર દુર કરી. "તમે મને બએ મરતબે લુટીને હું ગરીબનું નાણું ખાઇ ગયા છો, પણ જો હવે તમો ખરાં દીલથી પસ્તાવાપરજ મંડયા હો તો હું તમોને માફ કરૂં છું."

"શુગર તે બારે હકતાલાના," સોહલુ દમણ્યાએ દુવા ગુજારી. "કાવસજીભાઈ હું તમારો ચોર છું તેનું મને દુ:ખ છે તેથી જ્યાદા હું તે મારા પેદા કરનાર પરવરદેગારનો ચોર છું તેનું મને દુ:ખ છે. મેં તમોને હમણાં પણી રહીને જોયા ને ઓલખ્યા ત્યારે મને ફાલ પડી કે તમે મને માંફ કરશોજ નહીં, પણ બેહેરાંમ યઝદે મારે વાસ્તે તમારાં મનમાં મેહેર મુકી, ને તમે મને માફ કરોછ તે કમતરીનપર ખરી નવાજેશ છે."—હયાં તે જરા વાર થોભ્યો, કે જ્યારે મારે શું બોલવું તે મને સુજ્યું નહીં—એટલી બધી તેના પસ્તાવાની મારાપર ગંભીર અસર પોંહોંચી હતી—અને પછી તેણે પાછું ચલાવ્યું. "આજ કેટલા મહીના થયા આ મકાંન મેં મારી સેવટની આરામગાહ કરી છે. અહીંજ હું મોહતની મુરાદ માંગતો અને મારાં પાપનો પસ્તાવો કરતો પડેલો રેહેવશ, ને તમારા જેવા લાચાર બેચાર મુસાફરોને સદા આંસરો આપતો આવ્યો છું, ને જીવસ ત્યાંસુધી સદા આપતો રેહેવશ."

"એ તમારી હાલની નેક ચાલ તમારી આગલી બદીઓની પુરતી તોજેશ થઈ પડશે," મેં ખરાં દીલની દયાથી કહ્યું; "હું તમોને અંત:કરણથી માફ કરૂં છું ને ખુદાબી તમોને માફજ કરશે."

"આહા! કેવા ગાય ગોલાબ જેવા ગરીબ છોકરાનું મેં એક નહી પણ બબે મરતબે ઠગીને નખ્ખોદ વાલ્યું છે!" સોહલુ દમણ્યાએ પોતાની આગલી ચાલ માટે ઘણાજ કમકમાટથી કહ્યું, "પણ ખરૂં માનજે દીકરા કે તે માટે હું રોજ તારા ઉપર ભણીને દુવા ગુજારી કરતો હતો."

તેનાં આ ઘણાં સહરાગતનાં બોલવાથી જરાક વલી મને વેહેમ પડયો. રખે તે આગલ બે વાર કીધું તેમ વલી હદ બાહેર સાધુ થતો હોય? પણ નહીં હોય. તેમજ હોય તો આ બીયાબાંણમાં એકલો પોતાને કેદ શા માટે કરે?

"મારો આ એકાંતવાસ બે કામ સારે છે," સોહલુ દમણ્યાએ મનને જાંણ્યો મને વેહેમાયલો જોઇ ખુલાસો કીધો. "એક તો અહીં એકાંતમાં એક ચીતથી હું રાત દહાડો ભણીને મારાં પાપથી ખલાસી પામું છુ, ને બીજું તો એ કે પેલા પંકાયલા લુટારા સલાદીનનો ગુફો અહીંથી દુર નથી તેથી રાત અવાર ભુલા પડેલા તમારા જેવા એકલા મુસાફરોને ચેતાવીને હું રાતવાસો અહીંજ થોબાવું છું, ને પછી સહવારે જવા દઉં છું કે તેઓ તે ચંડાલને હાથે હેરાંન નહીં થવા પામે."

"ત્યારે તો તમે ખરૂંજ પુણનું કામ કરો છો," મેં કહ્યું. હું બી તે ચંડાલોને હાથ હમણાં સપડાયલો હતો ત્યાંથી એક તે કીરતારે કરેલા સંજોગથીજ જીવતો નાહસી આવવા પાંમ્યો છું."

"શુગરાના! શુગરાના!" સોહલુ દમણ્યાએ સોગરગુજારી જારી રાખી; "પણ ત્યારે તો તમે ને તમારો ઘોડો બેઉ થાકેલા હોશો. પેલાં ખુણાંમાંની તપેલીમાં પાણી છે, તે લઇ તે બચારાં જનાવરને પાઓ કે તેની પેઆસી આંતરડીને ટાઢક વલે, ને પછી કસ્તીપાયજા કરો કે આપણે સાથે બુકબાચકો ખાઇ લઇએ."

આ બેમાંથી ખાશ કરીને મારો જાંન બચાવનાર તે અસીલ જનાવર માટેની તેની દરખાસ્ત ઘણીજ અગતની અને વાજબી હતી માટે તે મને વધારે પસંદ આવી, ને તેણે બતાવ્યું તે તરફ હું તે પાણીની તપેલી જોવા ગયો, પણ હજી તો મારી પીઠ ફરી કે મને લાગ્યું કે સોહલુ દમણ્યો તે ઓરડા બાહેર સટી જઇ બારણું બંધ કરે છે, ને તેથી હું ઉછલીને ગભરાતમાં બારણાં તરપ જાઉં તેટલાં તો તે ઠગારા ચંડાલે એક ગગડાત સમેત તે બારણું બંધ કરી બાહેરથી કલ ફેરવી મને કેદ કરી લીધો!

## પ્રકરણ ૧૨૯ મું.

### દમણ્યાનો દગો.

તે મુજી મને એ રવેસે કેદ કરી ક્યાં ગયો હશે?

મેં કપાલ કુટીને ખ્યાલ કીધો કે અરે અફસોસ શું હું સંકટો સેહેવાને સારૂજ આ સંસારમાં સરજાયો હતો કે હજી તો એક આફતમાંથી જેમ તેમ છુટો થતો નથી તેટલાં બીજીમાં જઇ પડું છું!

અને વલી આ નવી આફતમાંથી સલામત જાન લઈ ફરી એક વાર ફતેહમંદીથી બાહેર પડવાને હવે જામીનગીરી શી છે?

મેં તે બારણું ઉઘાડવાને બલવાન પછારા મારયા, પણ તેથી કશોબી લાભ થવાને બદલે સામાં મારાં આગલાં લોહી લુહાંણ થયાં. તે બારણું તેનાં બંધણમાં ઓસ્તવાર બેસાડેલું હતું, ને બીનહથીયારે તે ઉઘાડવાનાં ફાંફાં મારવામાં કોઈ પણ રવેસે ફતેહ સમાયલી હતી નહીં, એટલે લાચારીએ હારીને હું એક ખુંણાંમાં આજેજ થઈ બેઠો.

અને હવે તે ચંડાલ સોહલુ દમણ્યાની પાપ વાસના એક તડાકામાં મારાં સમજવામાં આવી. તે આ એકાંતવાસમાં પડયો હતો તે નિશ્ચય ગરીબ રાહાદારીઓને વાહી ઠગીને તે પાપનાં ધામમાં ચોબાડવા હતું, અને પછીથી તે જઇને સલાદીનને શીકારની ખબર આપી તે લાચાર બેચારોને સપડાવી દેતો હોવો જોઈએ.

એ રવેસે વાંચનાર જોશે કે મારે અનુમાન કરવાને સેહેલ હતું કે તે લુટારા સરદાર સલાદીન ને તેના બદમાસ હમશરીકોનો તે એક મલત્યો અથવા આડત્યો હતો. તે સલાદીનની વિરૂધ બોલ્યો હતો, તે લુતારાઓથી વાટભુલા મુસાફરોને બચાવાની બડાઇ મારતો હતો તેનો ઉલટો અર્થ હવેજ મારી સમજમાં આવ્યો, ને બમે મરતબે તે બાંગરને હાથ સજ્જડ છક્કડો ખાધા છતાં આ ત્રીજી વાર હું મારી ભોલાઈની ભલાઇમાં તેની ભટાઇપર ભુલવાયો તે મુરખાઈ ઉપર મેં હાથ પગ અફાલી સદ હજાર અફસોસ કીધા.

પણ હવે એ રવેસે અફસોસ કરવાનું ઘણું અસુરૂં હતું. મેં જોયું કે જ્યારે હું ધારતો હતો કે હું સલાદીનના ગોશાની બીજી બાજુએ નીકલી આવ્યો હતો ત્યારે ખરેખર તો આડકટરા રસ્તાઓપર થઇને હું તે ખાનાખરાબીનાં મકાંનની પાસેજ હોવો જોઇએ, કેમકે જો સોહલુ દમણ્યાએ પોતાનાં પાપી પેટને માટે તેઓનો આશરો

શોધ્યો હોય ને તેઓએ તેને પોતાનો આડત્યો બનાવી તેને એક મકાંન કરી આપ્યું હોય તો તે તેઓનાં પોતાનાં મકાંનથી ઘણી વેગલાઇએ નહી હોય, કેમકે ત્યારે તો શીકારને છટકાંમાં પકડીને તેમને ખબર આપવા જવાને બહુ વિલંબ થઇ જાય.

અને તે નીચ દલદર ભોલા રાહદારીઓને એ મુજબ છેતરવા પોતાના પવીત્ર મહજબનો દુર્વાદ અને પોતાના પાક પેદા કરનારનાં નામનો અપજશ કરી બેવડો અને ચોવડો પાપી થતો હતો! એવો એક મોહા બુરો તેનાં વધતાં જતાં પાપોની ફતેહમાં કયાં સુધી ટકી રેહશે? તે આપણે આગલ જોઈશું.

વાંચનારને સમજાવવું પડશે નહીં કે તેને કાંઇ પેહેલેથીજ ખબર નહીં પડી હોય કે હું તેનાં મકાંન તરફ આવતો હતો. તેણે ફકત દુરથી આવતાં ઘોડાનાં પગલાં સાંભલ્યાં હોય, ને તેથી ઝટપટ આતશનું પાત્રું કાઢી તે ભણવા બેસી ગયલો હોવો જોઇએ, કે શીકાર લોભાઈને છટકાંમાં આવે. તે પછી જ્યારે તેની અટકલ મુજબ થયું, અને મેં તેનાં બારણાંમાં જઇ સાહદ મારયો ત્યારે તે લુચ્છાએ મને સાહદપરથી આબાદ ઓલખેલો હોવો જોઇએ, પણ નહીં ઓલખવાના ઢોંગ કીધા અને ત્યારકેડે ભણી રહીને જાંણે મને પેહેલોજ જોયો હોય તેમ ચોંકયો હતો; એ સઘલી તેની ભગત ઠગાઇઓ હવે મને દીવસની રોશની સમાન પ્રગટ જણાતી હતી.

એ રવેસે ગંભીર ઘોર કરતો હું તેની કંગાલ ખાટલી ઉપર બેઠેલો હતો ત્યારે તે ઉપર પાંથરેલી સાદરીની નીચેથી એક કાગલ સરી પડયું, ને તે મેં મારાં દુઃખ વચ્ચે પણ ઉપાડી લઈ વાંચ્યું. તે છાપેલું હતું. તે એક હેંડબીલ હતું, જેપરથી મને સોહલુ દમણ્યાની એક બીજી ભયંકાર લુચ્છાઈ અજવાલાંમાં આવી. તેણે અને છેલ્લાં ઠગ્યા પછી કલકતામાં કોઇની ખોટી સહીઓ કરી ઘણાં નાણાં ઉચાપત કીધાં હશે, તે માટે ત્યાંની હાઇકોરટે તેને સખત મજુરીની ૩ વરસની ટેપ ફરમાવી હતી, ને તે કેદખાંનાંમાંથી તે કોઈ રવેસે નાહસી આવ્યો હતો માટે જે તેને પકડી આપે તેને ૫૦૦ રૂપીઆનું ત્યાંની સરકારે ઇનામ જાહેર કીધું હતું તે એ હેંડબીલમાં હતું!

આ હેંડબીલમાં સોહલુ દમણ્યાને ઘણીજ બારીકાઈથી ઓલખવામાં આવ્યો હતો, અને જ્યારે સતાવાલાઓ બાહેર તેની ઘર-

પકડ માટે પછારા મારતા હતા, ત્યારે તે તો હજી એટલેથી ધરાયો નહીં હોય તેમ દુન્યાનાં આ એકાંત ખુંણામાંથી બદકારીપરજ મંડયો રહયો હતો !

એ રવેસે મારાં હીણું નસીબ ઉપર હું હાય અફસોસ કરતો બેઠેલો હતો તેટલાં બાહેર દુરથી પાંચ દશ ઘોડા દોડી આવતા હોય એવો અવાજ થયો. ને મારી ખાત્રી થઇ કે તે લુચ્છો સલ્લાદીનને ત્યાં ખબર આપી મારા શત્રુઓને તેડી લાવતો હતો. અરેરે! તે શત્રુઓને મેં ઠગ્યા હતા એટલુંજ નહીં પણ વલી બીજીવાર જ્યારે મારા જીવના તરસ્યા થઇ તેઓએ મને પકડયો હતો ત્યારે હું તેઓના હાથમાંથી નાહસી આવ્યો હતો (ને તેમ કરતાં કરીમખાંનને જોસથી ઘોડા ઉપરથી તપકાવી દીધો હતો) તે સઘલાં કાજે મારે માટેનો તેમનો કીનો હજારે દરજજે વધુ વધી ગયલો હોવો જોઈએ, તો હવે ખરેખર મારૂં શું થશે ?

તે ઘોડાઓ મારાં આ ટુંક કેદખાંનાંનાં બારણાં આગલ આવીને થોભ્યા, ને ગરોગર હથીયારબંધ આસામીઓ ઘોડા ઉપરથી કુદી મારતા હોય તેવી હીલચાલોનો ને હથીયારોના ખખડાતનો અવાજ આવ્યો. બીજીજ પલે મારૂં બારણું ઉઘડયું, ને કરીખાંન ને બીજા આરબોએ મને ઘેરી લઇ એક ગાંસડી બાંધી ઘોડાપર નાંખ્યો, ને તેજ ઘોડાપર કરીમખાંન ચઢી બેઠો કે બીજા બધાઓ પોતપોતાના ઘોડાઓપર ચડી બેઠા, ને અમોએ ત્યાંથી ચાલુ મુકયું.

એકલો પેલો માહા પાપી દમણ્યોજ પછવાડે રહયો. મને જયારે બાંધવામાં આવતો હતો ત્યારે તે મુછમાં હસતો મારા પાસે ઉભેલો હતો, ને મેં તેથી મારાં દુઃખ વચ્ચેથી તેને કહી મેલ્યું કે "નીચ તું હમણાં તો મનમાં મલકા, પણ તારી બદબખ્તી હવે દુર છે એમ જો હું જીવતો રહયો તો તું સમજતો ના."

તે સાંભલી તે અને કરીમખાંન(જે જરારતી ગુજરાતીબી સમજતો હતો તે) ખડખડ હસી પડયા, ને કરીમખાંને મેં જે દમણ્યાને કહયું હતું તેનો આરબીકમાં તરજુમો પોતાના સાથીઓને કહી સંભલાવ્યો ત્યારે તેઓ સઘલા સાથે હસવા પડયા.

---

## પ્રકરણ ૧૩૦ મું.

### ફતેહ! માહાભારત ફતેહ!

અમો જ્યારે કીલ્લામાં પોંહોંચ્યા ત્યારે રાત ઘણી આગલ વધેલી હતી—લગભગ મધરાત થઇ હતી, કેમકે વાંચનાર ખ્યાલ કરી શકશે કે તેહેમીનાની આગલથી બાહેર પડયા પછી આજ રાત્રે મને પેહેલો પકડવામાં આવ્યો ત્યાર પછી મારાપર ઘણું વીત્યું હતું, અને તેમાં બેશુમાર વખત વહી ગયો હતો. એમ છતાં તે કીલ્લામાં સર્વ કોઈ લુટારા જાગતા હતા, અને જાંણે હું કેવોએક પેહેલવાંન હોઉં તેમ મને પકડીને જ્યારે પેલા દશ દેવો ત્યાં લઇ ગયા ત્યારે મને ઘોડા ઉપરથી ઉતરતી વખતનો તમાસો જોવા લગભગ એકે-એક લુટારો બાહેર આવ્યો હતો, જેમની બોલવાની ઢપ ને હીલચાલપરથી સ્પષ્ટ જણાતું કે તેઓ સઘલા મારા સામે ભારે ઉસ્કેરાયલા હતા.

મારા બંદથી મને ખલાસ કરી તે પછી મને સરદાર જે ઓરડામાં હતો ત્યાં લઇ જવામાં આવ્યો. ત્યાં ફકત બેજ જણ હતા—એક તો સરદાર સેલેદીન ને બીજો મારો માનીતો રફીક મીનોચેહેર.

પણ જે દેખાવ મેં ઘણી અચરતીથી જોયો તે એ હતો કે મીનોચેહેર ને સરદાર બેઉ આંખ વીચીને દારૂ ઘીચવાપર મંડયા હતા, ને "ભારોભાર" બની ગયા હતા!

પણ વલી સરદાર તો એટલો હદ બાહેર પીધેલો હતો કે જ્યારે તેના સામે મને ઉભો કરી કરીમખાંને મારો વાંક રજુ કીધો, ત્યારે ચીમપાનજી વાંદરાની પેઠે તેણે આંખ ફફડાવી અમારા ભણી જોયા કીધું; સઘલી દેખઇતી રીતે તે અમો કોઇને ઓલખી શકતો ન હતો!

આ તમાસો જોઇ હવે મારૂં શું કરવું તે સૌને ભારે વિચાર પડી ગયો. જો સરદાર હોસ્યારીમાં હતે તો તાબરતોબ તેનું ફરમાન લઇ મને ફાંસી દેવામાં આવતે, પણ તેની હાલત આવી હોવાથી કોઈબી રવેસે તેનાં ફરમાંન વના કોઇ કશું કરી શકયું નહીં.

એટલા માટે જ્યારે સૌ વિચારમાં ને ગુચવાડામાં હતા કે હવે શું કરવું ત્યારે,(જો કે ઘણો પીધેલો દેખાતો હતો તોબી) મીનોચે

હેર એકદમ જાંણે સુદ્ધિમાં આવ્યો હોય તેમ કાંઇ દૂરથીજ મોટે સાહદે આરબીકમાં બોલ્યો, અને તેનું તે બોલવું સૌનાં ધ્યાનમાં આવ્યું. તે ઉપરથી કરીમખાંને સલાદીનનાં ગજવાંમાં હાથ નાંખી એક કુંચી કાઢી લીધી, અને પછી મને બીજા બે આરબો સાથે ત્યાંથી ઘસડી ગયા.

"તારાં કરમમાં સહવારસુધી જીવવાનું છે," તેણે ખુલાસો કીધો, "તેથી અમારા સરદાર આજે લગાર વધારે પીધેલા છે, પણ સહવારૂં થવા પછી તું બપોર વેર બી જીવવા પામશે એવી તો સ્વપને બી ઉમેદ રાખતો ના."

મેં કશો જવાબ દીધો નહીં, આશા વલી પાછી મારી છાતીમાં ઉછલ ઉછલ કરતી હતી. સરદાર પીધેલો થયો તે મેં તુરત જોઇ લીધું કે મારા મદદનીશ મીનોચેહેરની મેહેરબાંનીનું પરીણામ હતું. તે બાહોશ જવાંને બધાઓની સાથે જ્યારે દમણ્યા મારફતે જાણ્યું હશે કે હું પાછો પકડાયો હતો, ને બીજાઓ મને પકડવા તે તરફ આવ્યા હશે ત્યારે ખાખસુસ કાંઇ કેફી વાંણું નાંખી પોતે પીવાના ઢોંગ કરી તેણે સરદારને ખરેખર પુશકલ દારૂ પાઇ બેતાકાત બનાવી દીધો હશે એ સઘલી અટકલો કરવાનુ શું મુશકેલ હતું?

આ વખતે જે બંદીખાંનું મારે માટે પસંદ કરવામાં આવ્યું તે એક ગંજાવર ભોંયરૂં હતું. તે ભોંયરાંમાં ઉતરવાને એક સાંકરો દાદર હતો, ને તે દાદર આગલ લાવીને મને વગર દયાએ અંદર ફેંકી દેવામાં આવ્યો.

હું ધબ દઇને ઠંડી ભોંયપર જઇ પડયો. ત્યાં સઘલી લાદીઓ જડેલી હતી ને મારૂં માથું ફુટીને ફાટી નહીં ગયું એ ખુદાની ખરી બક્ષેશ હતી. ટુંકમાં, દમણ્યાવાલાં બંદીખાંનાં કરતાં આ દશ ઘણું વધારે જાલેમ બંદીગૃહ હતું. હયાં હવાની આવજા ઘણી જુજ હતી, અને સીહા અંધારૂં ચારે પાસે ફરી વલેલું હતું. હયાં તો મારા હાડમારીથી અકડી ગયલા સાંધાઓને ટેકાવવા એક ચટાઇ વટીક હતી નહીં, ને હું તે ઠંડી સરદ વાસ મારતી લાદીઓપર નીરાધાર પડયો.

એ રવેસે બે કલાક—બે જાલેમ જેહેમતના કલાકો ગયા, ને હું કોઇબી રવેસે જરા ઉંઘાવા તે લાદીઓ ઉપર સુતો. એમ કરતાં જે પથરાપર મારા હાથની કોણી પડી તે પથરો તે ભાર હેઠલ હીલ્યો. એ શું?

હું તુરત ઉઠ્યો, ને તે પથરો ખસાડી જોયો તો તે ખસ્યો! બીજા પથરા ખસાડી જોયા તો તે નહીં ખસ્યા ત્યારે એજ કાંય એમ ઢીલો હતો?

મારા જેવા એક મોહત જીવત વચ્ચે ડોલતા ડુબતા કેદીને તો જે નિજીવી શોધ થાય તેબી પાહાડ જેવી લાગે, તો હું તે પથરો ઉપાડી નહીં કેમ જોઉં?

મેં તે ઉપાડયો તો તેની તલ્યેથી એક નાનો દાબડો નીકલ્યો. શું તેમાં બેમુલ હીરા મોતીનો કાંઈ ખજાંણો હતો?

ખજાંણો તો નહીં પણ કાગલ્યાંનું તેમાં એક બાંધેલું બંડલ હતું! એ કાગલો શાંના?

મને વીજલીનો ઝટકો લાગ્યો હોય તેમ થયું. માઇસોરનાં રાજના જે અગતના દસ્તાવેજો સલાદીન લુટારો ચોરી લાવીને રાજાને માહાત કરતો કેહેવાતો હતો તેજ એ છુપા સાંતેલા દસ્તાવેજો નહીં હોય તો બીજું શું હોય?

તેજ પલે આસ્તે રહીને મારૂં કેદખાનાંનું દાદરવાલું બારણું ઉંઘડયું, ને કોઇ કાલો આકાર અંદર આવ્યો. યા યજદાંન! કોણ? —તે મીનોચેહેર હતો!

"જાગેછ કે?" તેણે ધીમા સાહદે ટુંકમાં પુછયું.

મેં હજારોહજાર હેસાંન માની હા કહ્યું, ને અમો અરસપરસ હાથ લંબાવી અંધારાંમાં એકઠા થયા.

"ચાલવા માંડ, વખત ખોહવાનો નથી," મીનોચેહેરે કહ્યું. "પણ સબર એ આ તારા હાથમાં શું કાગલો?"

તે શું કાગલ હતાં તે મેં મારી અટકલ પ્રમાણે મીનોચેહેરને ઉતાવલમાં કહ્યું, ને તેણે એક હરખનો ઉછાલો મારી મને બચડીને કોટી કીધી! "રફીક, મારા દોસ્ત," તેણે બેસુમાર હરખમાં આવી કહ્યું, "જે કામ સારૂં આજે વરસો થયાં હું આ પલીદ ધામમાં ને પાપી સંધમાં છું તે કામ તું અંતે બર લાવ્યો. હવે મારૂં અહીં કશું કામ નથી. હું બી આઉંછ તારીજ સાથે. એ કાગલો પકડાવે મારૂં તમામ કામ તમામ થયું છે. એને વીશેનો બધો વીગતવાર ખુલાસો હું તુંને બાહેર આપશ. હવે એક પલબી ખોહવાની નથી."

તુરત અમો બાહેર નીકલ્યા, ને ત્યાંથી મીનોચેહેર તબેલા તરફ વલ્યો, ને બે ઘોડા ઘણીજ સીફતથી તૈયાર કરી બાહેર લાવ્યો.

સઘલી જીવ સતોસત પલો હતી. રખે—અરે રખે કોઇ લુટારાને ઘોડાનાં પગલાં સંભલાય, વેહેમ જાય, ગરબડ થાય તેની આગપેરે બલતી ચીંતા અમોને બાલી નાખતી હતી.

પણ નહીં. ઘોડા બાહેર આવ્યા, ને અમો તેમને આસ્તે આસ્તે ચલાવતા દરવાજાપર લઇ ગયા. અરે પણ ત્યાં વલી નવોજ દેખાવ થયો! સરદાર સેલેદીન એકલો લપેરા ખાતો સાંમેથી પાંઉ-પેઆદો ચાલતો આવતો હતો. તે હજી પીધેલો ધુંણ હતો એમ અમે તેનાં મોં ઉપર પડતી રૂપેરી ચંદનીથી જોઇ લીધું, તો હવે થોબવાનું શાનું?

મીનોચેહેરનાં મોંમાંથી એક બોલ બાહેર પડયો કે અમો બંને ઘોડાને ઉભા કરી તેનાપર તુટી પડયા—તેનાં મોંમાં તે બુમ પાડે તે આગમચ તો દાચો બી મારયો—અને ફતેહ! માહાભારત ફતેહ!—છુટવાના તેણે મારેલા સઘલા પછારા છતાં તે પંકાયલા સરદારને એક બેતાકાત બચ્ચાં પેરે અમો આજેજ કરી ઘોડાપર નાંખી ત્યાંથી તેજ પલે મારતે ઘોડે નીકલી ગયા!!



# જાહેર ખબરો.



**મી૦ બ૦ ન૦ કાબરાજીનાં રચેલાં નીચલાં નવાં પુસ્તકો જલદીથી**

## છપાઈ બાહેર પડશે.

### "કાવલાની કાંહાંણી"—ભાગ ૪ થો.

આ અત્યંત રસીલી વારતાનો ચોથો ભાગ જલદી છાપવામાં આવશે. જેઓએ એના પેહેલા ત્રણ ભાગો વાંચ્યા હશે તેઓ તેનો ચોથો ભાગ કેટલો બધો વાંચવાજોગ થશે તે સેહેલથી સમજી શકશે. તે માંહેલા બનાવો આગલા ભાગો કરતાં વલી ઘણા વધારે દીલ ખેંચનારા અને ઉલટ પેદા કરનારા છે, અને તે આ ત્રીજા ભાગના જેવીજ સફાઈદાર છપાઇ ને બંધાઇનું દલદાર પુસ્તક થશે. ઉમેદવાર ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવા તજદી લેવી. **કીંમત રૂ ૧॥.**



### "બાપોનો બોધ
### યાને
### એક પથ્થરના પ્રતાપ."

આ એક અંત્યંત રમુજી પારસી સંસારી વારતા "ફુરસદ" ચોપાંન્યા માટે કટકે કટકે લખવામાં આવી હતી, અને તે એક જુદાં આખાં પુસ્તક તરીકે સામટી છાપી પ્રગટ કીધામાં આવશે. તેમાં તાંણી તોડીને હસવાનું કશું નથી. એ વારતાનું વલુંજ એટલું રમુજી છે ને તે એવી હાસ્યજનક એબારતમાં લખવામાં આવી છે કે તે બરીએલોને બી ધુમ હસવાનો પુરતો ખોરાક પુરો પાડશે. તે "ધીરજનાં ધન"નાં કદનું સરસ બંધાઇ ને સુંદર છપાઇનું એક દલદાર વાંચવાજોગ પુસ્તક થશે, જે એકેએક કુંટુંબે વાંચવા ને રાખવા જોગ છે. **કીંમત રૂ. ૧.**



## જાહેર ખબરો.

### "જુગાર." કીંમત. રૂ. ાા.

આ નવો ગાયણયુક્ત નાટક જુગારની સંસારી બદીના સંબંધમાં ઘણોજ ચાનક આપનારો થઇ પડે છે. તેમાં જુગારની બુરી અસર ને ખોહારી તથા એક ઓરતની પાકદામાની અને વફાદારી અસરકારક રીતે ચીતારવામાં આવી છે. તેમાં લગભગ ચાલીસ ઘણા મધુર રાગનાં ગાયણો સમાવેલાં છે.

---

### "બેહેરા બેહેલાકાકા."—કીંમત રૂ. ાા.

આ એક અત્યંત રમુજી ફાર્સની ચોપડી છે, જે વાંચનારને લેવાયલી મેહેનતનો ખુબ રવેસે હસવાથી બદલો મલે છે.

---

*** "**સિપાહ બચ્ચાની સજની**"ની એકેએક નકલો ખપી ચુકી છે, પણ જો પુરતાં ગ્રાહકો થશે તો ફરીને બીજી આવૃતી છાપવામાં આવશે. ઉમેદવાર ગ્રાહકોએ પોતાનાં નામ તાકીદે નોંધાવવા તજદી લેવી.—**કીંમત રૂ૰ ૧.**

---

### "ખુશરો અને પરીચેહેર"ના ખેલનાં ગાયણો.—કીમત ૦)=

"ખુશરો અને પરીચેહેર"નો બીજી મરતબે સુધારેલો ને વધારેલો નવો નાટક હમણાં જે રજુ થયો ને થાય છે, તેનાં સઘલાં તદન નવાં જોડેલાં ગાયણોની ચોપડી તૈયાર છે. આ ગાયણો ઘણીજ મનપસંદ રાગણીઓમાં અને ઘણીજ સરસ બાંધણીમાં તૈયાર કરેલાં છે.

---

**ઠેકાંણાં.**—ઉપલી સઘલી હવે પછી છાપવા ધારેલી તેમજ છપાઇ બાહેર પડી ચુકેલી ચોપડીઓ માટે **મુંબઈમાં** ધોબીતલાવ ઉપર મેસર્સ એચરશાહા કરાંણીની કું.ની દુકાંનપર, તેમજ કોટમાં પારસી બજારમાં મી૰ જા. એ. કરાંણીની દુકાંણે, બોરાબજારમાં મેસર્સ એમ. મીસ્ત્રીની દુકાંણે, બજારગેટપર મી૰ માંદણની દુકાંણપર, અથવા એ સઘલી ચોપડીઓના બનાવનારનાં ફ્રીઅર રોડ ઉપરનાં રેહેવાનાં ઘેરમાં પુછવું અથવા લખવું: **સુરતમાં** આડત્યા—મી૰ દોસાભાઇ ખરસેદજી ભાવનગરી, ભાવનગરી સ્ટ્રીટ.

*** એ સઘલી ચોપડીઓ દેશાવર ખાતે વેચવા માટે આડત્યા જોઈએ છે.

---